પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ, સંઘવી પોળ, મહેસાણા
મૂલ્ય : ૧૫ રૂપિયા, બીજી આવૃત્તિ, વિ.સં. ૨૦૩૮, નકલ : ૨૦૦૦
પ્રુફરીડીંગ : લાલચંદ કે. શાહ, વણોદવાળા
મુદ્રક : બેલા ટાઈપ સેટીંગ વર્કસ, ઇમ્પીરીયલ પ્રેસના મેડા ઉપર,
ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.

# ✽ વાર્તા શા માટે લખું છું ?

આ વાર્તાઓ અંગે મારે કંઈ કહેવાનું નથી. 'પ્રિય વાર્તાઓ'ની બે આવૃત્તિ પ્રકાશિત થઈ ગઈ અને 'પ્રાચીન વાર્તાઓ'ની બે હજાર પ્રતિ વાચકોના હાથમાં પહોંચી ગયા પછી, એ બે વાર્તાસંગ્રહો અને તે સિવાયની બીજી અપ્રકાશિત વાર્તાઓ ઉમેરીને આ 'શ્રદ્ધાની સરગમ' પ્રકાશિત થાય છે.

વિ. સં. ૨૦૧૩ થી ૨૦૩૩ સુધીમાં લખાયેલી લઘુ વાર્તાઓનો આ સંગ્રહ છે. વીસ વર્ષના ગાળામાં લખાયેલી આ વાર્તાઓની લેખન શૈલીમાં વિવિધતા જોવા મળશે. રસપ્રમાણનું તારતમ્ય પણ જોવા મળશે... ભાષા અને રજુઆત પદ્ધતિમાં પણ ચઢાવ–ઉતારનો અનુભવ થશે.

વાર્તા લેખનની પાછળ સદૈવ મારો આશય વાચકોના હૃદયમાં ન્યાય, નીતિ અને પ્રામાણિકતાની પ્રતિષ્ઠા કરવાનો રહે છે; અહિંસા, સંયમ અને તપશ્ચર્યાની ગરિમા સ્થાપિત કરવાનો રહે છે; આત્મતત્ત્વ અને પરમાત્મતત્ત્વ તરફ તીવ્ર ચાહના પ્રદિપ્ત કરવાનો રહે છે. મનુષ્યનું નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક ઉત્થાન કરવાની ભાવનાથી પ્રેરાઈને જ આ સાહિત્યક–પ્રયત્ન કરી રહ્યો છું.

વાર્તાસાહિત્યમાં રસપ્રચુરતા હોવી અનિવાર્ય છે. નવ રસોને યથાયોગ્ય સ્થાને પ્રસ્તુત કરવાથી વાર્તા માનવ–હૃદયને સ્પર્શી જાય છે, કથનીય માનવ હૃદયમાં સોંસરૂં ઊતરી જાય છે. "કુવલયમાલા" અને 'સમરાદિત્ય

ચરિત્ર', 'તરંગવતી-તરંગલોલા' અને 'ત્રિષષ્ઠિ-શલાકા પુરૂષ ચરિત્ર' જેવા કથા ગ્રંથોમાં મહાન સુવિહિત આચાર્યદેવોએ ઠેર ઠેર નવ રસોને પોષ્યા છે. નવ રસોનો આસ્વાદ માણીને વાચક શાન્તરસના...વૈરાગ્યના ઓડકાર ખાતો થઈ જાય છે !

ભયાનક રસનું વર્ણન વાચકને ભયભીત કરવા નથી કરાતું, અદ્ભુત રસની પુષ્ટિ મનુષ્યના માત્ર મનોરંજન માટે નથી કરવામાં આવતી. તેમ શૃંગારરસનો પ્રવાહ વાચકને વિલાસી બનાવવા માટે નથી વહાવવામાં આવતો. બધા જ રસોને પીરસવાનો આદર્શ હોય છે : મનુષ્યને શાંતરસમાં લીન કરવાનો ! વૈરાગ્ય રસમાં નિમગ્ન કરવાનો ! વાર્તાને અંતે વાચક કોઈ નૈતિકતાની, ધાર્મિકતાની કે આધ્યાત્મિકતાની ઊંડી સંવેદના અનુભવે, એ જ વાર્તાની સફળતા છે.

સળંગ મોટી કથાઓનું આલેખન ચાલી રહ્યું છે. એટલે હવે આવી લઘુ કથાઓ ક્યારે લખાશે તે કહી શકતો નથી આ વાર્તાસંગ્રહ સહુ વાચકોનાં હૃદયને શાન્તિ, સમતા અને પ્રસન્નતા અર્પે, જીવન જીવવાની દિવ્ય દૃષ્ટિ આપે, એવી મંગલ કામના સાથે વિરમું છું.

કુંભારીયા-તીર્થ
પોષ વદ-૧૧
વિ. સં. ૨૦૩૫.

ભદ્રગુપ્તવિજય,
[ પ્રિયદર્શન ]

# ❋ સરગમના સૂર ❋

—o—

## લેખકનાં બીજાં પુસ્તકો

* ❋ જૈન રામાયણ ૧-૨-૩
* ❋ જ્ઞાનસાર
* ❋ પ્રશમરતિ ૧-૨
* ❋ હૃદય કમલ મેં ધ્યાન ધરતા હૂં
* ❋ પાંપણે બાંધ્યું પાણિયારું
* ❋ મને તારી યાદ સતાવે
* ❋ ભવના ફેરા
* ❋ જય શંખેશ્વર
* ❋ આત્મમંગલ
* ❋ જીવનવૈભવ
* ❋ તારા સુખને વિખેરી નાંખ
* ❋ હું કોણ ?
* ❋ જીવનને જીવી તું જાણ
* ❋ હું જ ખોવાઈ ગયો છું.
* ❋ રાગવિરાગના ખેલ
* ❋ તારા દુઃખને ખંખેરી નાંખ
* ❋ બાળકોની સુવાસ
* ❋ બાળકોનું જીવન
* ❋ બાળકોનું ચિંતન

વગેરે......

—o—

ન વ કા ર

नमो अरिहंताणं ।

नमो सिद्धाणं ।

नमो आयरियाणं ।

नमो उवज्झायाणं ।

नमो लोए सव्वसाहूणं ।

શ્રી ભ વ પા ર

શ્રી ર કા વ ન

एसो पंच नमुक्कारो ।

सव्व पावप्पणासणो ।

मंगलाणं च सव्वेसिं ।

पढमं हवइ मंगलं ।



આધ્યાત્મિકતાની વસંત ત્યાં સદૈવ ખીલેલી રહેતી. ત્યાંના રહેવાસીઓ નિરંતર એ વસંતની મોજ માણતા અને જીવતરને અજવાળતા.

જીવતર ઉજળું થાય તેવી માણેલી મોજ જ અભિનંદનીય બને; જીવતરને કાળુંમેંશ બનાવી દેનારી મોજ–મહેફિલો તો સદૈવ ધિક્કારને પાત્ર બને છે.

એ વસંતપુરમાં એક યુવાન રહેતો હતો. તેનું નામ હતું ક્ષેમંકર. બાલ્યકાળથી તેને જડનો પક્ષપાત ગમતો નહિ, એને તો ચેતનને ચેતવવાનો જ નાદ લાગેલો. તત્ત્વજ્ઞાનનો તે ખૂબ શોખીન હતો. ધર્મકથા કરવામાં તો તે થાકતો જ નહિ.

તેને ખાવા કરતાં દેવું વધારે ગમતું. રમવા કરતાં ભણવામાં તેનું ચિત્ત વધારે ચોંટતું. સારું સારું અને રૂડું રૂપાળું જાતે પહેરવા–ઓઢવા કરતાં સારું સારું અને રૂડું રૂપાળું જે જે મળે તે તે દેવ અને ગુરુને સમર્પણ કરવામાં તેને ખૂબ આનંદ ઉભરાતો.

બાલ્યકાળ આમ સાત્ત્વિકતા અને આધ્યાત્મિકતાથી ઘડાયો અને ક્ષેમંકર યુવાવસ્થાને પામ્યો.

ા હતો, છતાં ઉન્માદ તેનામાં દેખાયો ન હતો.
ી નાડીઓમાં વહી રહ્યું હતું છતાં ઉચ્છૃંખલતા
ધમધમાટથી તે પર હતો.
ામાં તેને જ્ઞાનપ્રૌઢતા અને આધ્યાત્મિક પ્રકાશ
ંતનમાં તે રસતરબોળ બન્યો. પોતાના પરિપક્વ
પોતાના નિવૃત્તિકાળમાં મિત્રો સમક્ષ રજુ

ક્ષેમંકરની શર્કરાસ્વાદુ અને હિતકારી વાણીએ
દિવસ ક્ષેમંકર સંસારની ભિષણુતા અને
ા વર્ણવે છે... કોઇ દિવસ નવતત્ત્વોના રસથાળ
કોઇ દિ' કર્મવાદના સૂક્ષ્મ સિદ્ધાંતોને રજુ
દિવસ નવકાર મંત્રના અજબગજબ પ્રભાવો
કોઇ દિ' આત્મતત્ત્વના ઉત્થાનની ક્રમિક
બતાવે છે. કોઇ દિ' પૂર્વકાલીન પરાક્રમી
ુણાનુવાદ કરે છે!
યમિત સામાયિકના સમયે અને પર્વતિથિએ
તમાં તેની આસપાસ સહધર્મી મિત્રોની મોટી
થ ચિત્તે, કરુણારસિત હૃદયે અને હસતા
વાતને એ એવી અજબ ઢબથી રજૂ કરતો
લાકો સુધી એ રસલ્હાણ મિત્રમંડળ લૂંટતું.
ની અજબ અસર થઇ! એટલે એટલે હવે
ધ થયા અને ક્ષેમંકરના તત્ત્વજ્ઞાનની પરબો
ોટે વિષયવાસનાને ઉત્તેજનારા ગરબાઓ અને
પડી અને ભવવિરાગને તથા જિનભક્તિને

ભાઈના ઉચ્ચ જીવનમાંથી તે નિત્ય નવી નવી પ્રેરણાઓ મેળવતો. અને દિન-પ્રતિદિન પોતાના જીવન-આરસમાં સુંદર કોતરણી કરતો.

માનવનું જીવન એટલે સંગેમરમરનો આરસ ! આત્મા જો કુશળ શિલ્પી બને તો એ આરસમાં પાવનતાનો પારસ સર્જાય. બાકી ભોગવિલાસનાં કપડાં ધોવામાં જ એ આરસના પથ્થરને વાપરીએ તો શિલ્પી કેમ જ કહેવાઈએ?

આભંકરની શ્રાવકજીવનની કરણી પ્રશંસનીય હતી. પણ હજુ તેને આત્મશ્રેયનાં ઘણાં સોપાન ચઢવાનાં બાકી હતાં ! આત્મહિતના દ્રષ્ટા ક્ષેમંકરે લઘુબંધુને અલ્પાયુષ્ક જાણીને તુરત જ કહ્યું : 'આભુ ! પૌષધ કર...તું જરાય આત્મહિતને ભૂલ મા...'

એકવાર કહ્યું, ભારપૂર્વક કહ્યું, કહ્યા જ કર્યું !

બાજુમાં બેઠેલા ક્ષેમંકરના મિત્ર બ્રહ્મસેનને આશ્ચર્ય થયું.

'આભંકર સદૈવ ધર્મકરણીમાં રત રહે છે. પર્વતિથિએ પૌષધ પણ કરે છે, તો રોજ પૌષધ કરવાનો આગ્રહ શા માટે કરે છે?' બ્રહ્મસેને ક્ષેમંકરને જિજ્ઞાસાથી પૂછ્યું.

બ્રહ્મસેન ! એ જે આરાધે છે, તે બિંદુ છે; સાગર જેટલું બાકી છે, એ તું કેમ ભૂલી જાય છે?'

'પરંતુ જો એ રોજ પૌષધ લઈને બેસશે તો ઘર-સંસાર કેવી રીતે ચાલશે?'

બ્રહ્મસેન ! હું તે સમજું છું છતાં એને રોજ પૌષધનો આગ્રહ કરું છું, તેમાં મહાન રહસ્ય રહેલું છે.'

'તે શું?' બ્રહ્મસેનની જિજ્ઞાસા તીવ્ર બની

'એનું આયુષ્ય હવે માત્ર છ મહિનાનું જ બાકી છે.'

'હેં...?' ભય, ગ્લાનિ અને જિજ્ઞાસાપૂર્વક આખી સભા બેબાકળી બની ઉઠી.

'છ માસના અંતે આભંકરનું મૃત્યુ ?

'ભલો, સજ્જન, ધાર્મિક અને મમતાભર્યો આભુ અમારી વચ્ચેથી ચાલ્યો જશે ?'

'છ માસનું આયુષ્ય ક્ષેમંકરે શી રીતે જાણ્યું ?'

'હા...છ માસના અંતે આભુ આપણી આ માનવ-સૃષ્ટિમાંથી વિદાય લેશે, એને મારે પુણ્યનું પાથેય બંધાવવું છે. એની પાસે રૂડી પૌષધની આરાધના કરાવવાપૂર્વક મારે વિદાયમાન આપવું છે.'

ક્ષેમંકરનો ગંભીર ધ્વનિ સભામાં પ્રસરી રહ્યો.

'કેવો અજબ ભ્રાતૃપ્રેમ ! કેવી આત્મપ્રીતિ ! કેવી મોક્ષમાર્ગની પ્રભાવનાની લગની !' સહધર્મી શ્રાવકો અનુ-મોદન કરી રહ્યા;

'પણ તમે શી રીતે જાણ્યું કે...' બ્રહ્મસેને પૂછ્યું.

'હા ! તમારે સંશય કરવાની જરૂર નથી. અત્યારે સભામાંજ તમારી સમક્ષ ધર્મકથા કરતાં કરતાં મને અવધિજ્ઞાન પ્રગટ થયું છે'

'અહો ! નિષ્કામ અને નિર્મમભાવથી કરેલી ધર્મ-સાધનાનો કેવો અજબ પ્રભાવ !' બ્રહ્મસેનનો પ્રમોદભાવ પ્રગટી ઉઠયો.

**परसुखतुष्टिर्मुदिता** પરાત્માની ઉન્નતિ આબાદી જોઇને આપણું હૈયું હસી ઉઠવું જોઇએ; હસી ઉઠે તો આપણે પણ એ

ઉન્નતિ અને આબાદીનાં શિખરો પર વિજય મેળવી શકીએ. સમજવું જોઇએ કે જ્યાં આપણું હૃદય હસી ઉઠે છે, તે આપણને ગમે છે; અને આપણને જે ગમે છે, તેની પાછળ આપણાં તન, મન અને ધનનાં સમર્પણ થાય જ છે અને ગમતું પ્રાપ્ત કરાય છે.

હવે,જો બીજામાં દોષ જોઇને,આપણને એના નિરીક્ષણમાં અને પ્રગટીકરણમાં રસ આવે તો આપણે શું મેળવીએ ? આબાદી નહિ પણ બરબાદી ! ઉન્નતિ નહિ પણ અવનતિ.

પણ પાછી બ્રહ્મસેનને શંકા ઉદ્ભવી—'શ્રાવકને અવધિ-જ્ઞાન હોઇ શકે ?' પણ તે શંકાને હાલ તૂર્ત દબાવી દઈ, તેણે ક્ષેમંકરને કહ્યું :

'જો તમારી વાત સત્ય ઠરશે, તો હું પર્વતિથિએ પૌષધની આરાધના કરવાનું છોડીશ નહિ.'

(૪)

છ મહિનાને જતાં શી વાર ! નિરંતર ધર્મચર્યામાં મગ્ન રહેલા આભંકરનો અંતિમકાળ નજીક આવી લાગ્યો.

પરંતુ આભંકરને મૃત્યુથી ભય નથી; તેણે આત્માની સહસ્રમુખી ઉન્નતિ કરી લીધી છે. મૃત્યુની પેલેપાર ક્યાં જવાનું છે, તેનું જ્ઞાન તેને તેની સબળ સાધનાએ કરાવ્યું છે.

મૃત્યુનો ડર તો એને લાગે કે જેણે આ જીવનને પાપાચરણની છીણીથી છીણી નાખ્યું હોય.

ક્ષેમંકરની આગાહીનો આજે દિવસ છે.

આભંકરની આજે અતીવ જાગ્રતિ છે. સિંહનો શિકારી સિંહને જોતાં કેવો જાગ્રત રહે ! પૌષધવ્રતને તેણે સ્વીકારી

લીધું. ચિત્તમાં પાંચ પરમેષ્ઠિનું ધ્યાન લગાવ્યું. સર્વ સાંસારિક સંબંધોને તેણે વોસિરાવી દીધા, સકળ વિશ્વની સાથે ક્ષમાની આપ લે કરી. 'હે વિશ્વના પ્રાણી ! હું તમને ક્ષમા આપું છું. તમે પણ કૃપા કરી મને ક્ષમા બક્ષો; સર્વ જીવોની સાથે હું આજે મિત્રતાને ધારણ કરું છું, મારે કોઈનીય સાથે વેર નથી, વિરોધ નથી.'

પરભવની દીર્ઘયાત્રાએ જતા વ્હાલા બંધુને જાણે વિદાય આપવા ક્ષેમંકર સજ્જ ન બન્યો હોય તેમ આભંકરને સંથારો કરાવી ક્ષેમંકર તેને અપૂર્વ આરાધના કરાવે છે.

'મારો ભાઇ ! મારા સંબંધમાં આવેલો, તેને સદ્ગતિનો યાત્રિક બનાવું ! દુર્ગતિઓની ભયાનક દુર્દશાથી ઉગારી લઉં ! મોક્ષના દ્વારે તેને ખડો કરી દઉં !...'

આભંકરની જીભે નવકાર મંત્રનું રટણ અસ્ખલિતપણે ચાલતું હતું ત્યાં એની જીભ સ્ખલના પામવા લાગી. શરીરે કંપારી ઊઠી, આંખો ઘેરાવા લાગી; ક્ષેમંકરે એકત્રિત થયેલા જનસમુદાયને નવકાર મંત્રનો મધુર અને મધ્યમ સ્વરે જાપ કરવા સૂચવ્યું...

જોત જોતામાં આભંકરનો આત્મા માટીની કાયાને છોડી ગયો...માળામાંથી પંખેરું ઉડી ગયું.

વસંતપુરમાં આભંકરના અવસાનની વાત વાયુવેગે પ્રસરી ગઇ.

શેરીમાં રમતાં બાળકોનું હાસ્ય સુકાઇ ગયું; બાળકો બોલી ઉઠયાં : આભુકાકા મરી ગયા ?' કોઈની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, તો કોઈનું મુખ મ્લાન બની ગયું.

કૂવે પાણી ભરતી યુવતીઓ હાથમાં દોરડા સાથે થંભી ગઇ. 'શું આભંકરભાઈ ગયા ?' જાતિભાઇના સદાના વિયોગની પીડાથી આર્યાવર્તની એ સ્ત્રીઓ અકળાઈ ઉઠી.

બ્રહ્મસેન તો ધ્રૂસકે ધ્રૂસકે રડી રહયો છે.

માત્ર નથી રડતો, કે નથી શોક કરતો ક્ષેમંકર! આંખમાં આંસુ સાથે ભારે હૈયે બ્રહ્મસેને આવીને ક્ષેમંકરને કહ્યું :

'શું ધર્મી આત્મા પથ્થર દિલના હોય ?'

'બ્રહ્મસેન ! સાચી વાત છે. હું પથ્થરદિલનો છું... ભાઇના અકાળ મૃત્યુથી મારી આંખમાં આંસુ નથી, મારું, મુખ મ્લાન નથી, તેથી તું મારા હૃદયની કઠોરતા કલ્પે, તે માનવસ્વભાવને અનુરૂપ છે.'

પરંતુ તું ભૂલી ન જા; હું અવધિજ્ઞાનના પ્રકાશમાં એ મારા નાના ભાઇની પરલોકયાત્રા જોઈ રહયો છું. જેમ મેં એનું છ માસનું આયુષ્ય જોયું હતું, તેમ હું એનો પરલોક પણ જોઇ રહ્યો છું. એ અત્યારે દૈવી ભોગોનો સ્વામી બન્યો છે; હમણાં જ તે આવશે, અને મારા ઘર પર સુવર્ણની વૃષ્ટિ કરશે.

વળી બ્રહ્મસેન ! કાળની ફાળ કોના પર નથી ત્રાટકી ? તીર્થંકરદેવ હો કે ચક્રવર્તી હો ! દરિદ્રી હો કે ધનવંત હો ! વિદ્યાધર હો કે ધન્વન્તરી હો ! એક દિ' મૃત્યુ આવીને સહુ કો'ને લઇ જાય છે ! દુનિયાનો જે ક્રમ છે, એ ક્રમ મુજબ જે વાતો બનતી જાય તેમાં વિવેકી આત્માએ શા માટે સંતાપને ધરવો ? શા માટે આશ્ચર્ય કે અચંબો સમજવો ?' **शोके धर्मो विवेकीनाम्** ! જ્યારે જગત,

દેશ, સમાજ કે કુટુંબ શોકમાં ગરકાવ ગઈ ગયું હોય ત્યારે વિવેકીનું કર્તવ્ય જૂદું બની જાય છે. તેણે તો તેવા પ્રસંગે ચિત્તની ખૂબ જ પ્રસન્નતા જાળવી અને શોકને નિવારનારા કલ્યાણ ધર્માનુષ્ઠાનોમાં ઓતપ્રોત બની જવું જોઈએ.

આભુનું જીવન સુધાર્યું, મૃત્યુ મહોત્સવરૂપ બન્યું અને પરલોક મહાસુખમય બન્યો ! કહે, આ બધાથી મારે શોક કરવો કે ખુશી અનુભવવી ?'

બ્રહ્મસેનની આંખોને પોતાના ખેસના છેડેથી લૂંછી નાખી ક્ષેમંકરે તેને પોતાની છાતી સરસો ચાંપ્યો. બંને સાધર્મિક મિત્રોનું ત્યાં મધુર મિલન થઈ રહ્યું.

ધર્મચર્ચા જામી હતી, પ્રશાંત રસનો સાગર હિલોળે ચઢયો હતો. ક્ષેમંકરની તત્ત્વમિમાંસામાં આબાલ ગોપાલ મુગ્ધ બન્યા હતા.

ત્યાં આકાશમાર્ગે ઉદ્યોત થયો.

એક દિવ્ય વિભૂતિ પૃથ્વીપટ પર અવતરી.

એના કાને કનકનાં કુંડલ હતાં, મસ્તકે મોતી મઢયો મુગટ હતો. શરીરે સોહામણાં વસ્ત્ર હતાં.

તેના મુખ પર જેટલી તેજસ્વિતા હતી, તેટલી જ પ્રસન્નતા હતી. હૃદયમાં કોઈ અગોચર આનંદ હતો.

એ દેવલોકનો દેવ હતો. આભંકરનું એ આત્મત્વ હતું ! એ આવ્યો અને ક્ષેમંકરના ચરણોમાં ઝૂકયો. તેના કોકિલ કંઠમાંથી રણકાર ઉઠયો :

'હે વડિલ બંધુ ! તમે જ સાચા ભાઈ છો. તમે જ મને પતનમાંથી ઉગાર્યો. અપૂર્વ ધર્મઆરાધના કરાવી

મને દેવત્વ પમાડ્યું! હું તમારા કેટલા ગુણ ગાઉં? તમે મારા જનમ જનમના ગુરુ છો! નાથ છો!...'

આખી સભાએ આભંકરને નિહાળ્યો. સહુ કોઈને પ્રતીતિ થઈ કે 'આભંકર મૃત્યુ બાદ દેવ થયો છે ક્ષેમંકરનું અવધિજ્ઞાન સાચું છે.

બ્રહ્મસેનને તો હવે અટળ શ્રદ્ધા થઈ ગઈ! ક્ષેમંકરની ભવ્ય જ્ઞાનપ્રતિભાએ અને જીવનપાવિત્ર્યે તેના હૃદયમાં સ્થાન જમાવ્યું.

બ્રહ્મસેનને ધર્મસાધનાના રૂડા પ્રતાપ દેખાયા. તેને જિનધર્મ પર ગાઢ પ્રીતિ જાગી. પૌષધવ્રતમાં તે ઓતપ્રોત બનવા લાગ્યો.

પર્વતિથિ આવે ત્યારે બ્રહ્મસેન પૌષધ ચૂકે નહિ. સર્વ સાંસારિક પ્રવૃત્તિઓથી નિવૃત્ત થઈ તે ધર્મધ્યાનમાં મગ્ન થઈ જતો. રાત્રીના સમયે તે મૌન ધારણ કરી કાઉસ્સગ્ગ-ધ્યાનમાં મસ્ત રહેતો.

વર્ષ પછી વર્ષ વીત્યાં, દિન પછી દિન ગયા. બ્રહ્મસેનની આર્થિક પરિસ્થિતિ નબળી પડી. ધન–ધાન્યથી હાનિ થઈ.

કેવી કર્મોદયની વિચિત્રતા! આધ્યાત્મિકતાની ઉચ્ચ સપાટીએ બિરાજેલા આત્માનું પણ ભૌતિક અધઃપતન સર્જતાં વાર નહિ!

પરંતુ વાંધો નહિ! એ ઉચ્ચ ભૂમિકાએ થતું ભૌતિક પતન ચિત્તને પીડતું નથી, શાંતિને હરતું નથી. આર્ત્ત-ધ્યાનમાં પાડતું નથી.

બ્રહ્મસેન પૂર્ણ સ્વસ્થ હતો, કર્મોના ઉદયોનું એને પુરેપુરું ભાન હતું. તેણે વિચાર્યું:

'જીવ! તું જરાય ચિંતાગ્રસ્ત ન થા; ભૌતિક અપૂર્ણતાથી જ આત્મિક પૂર્ણતા પ્રાપ્ત થાય છે! તું જેમજેમ ધનધાન્યથી અપૂર્ણ બનતો જશે તેમ તેમ આત્મિક જ્ઞાનાદિસંપત્તિની નિકટ થતો જઈશ! ભૌતિક ન્યૂનતામાં રખે તારી જાતને હીણભાગી માનતો! આત્મિક ખુમારીને સાબુત રાખજે! અપૂર્ણતાને ભૂલી, પૂર્ણતા તરફનું પ્રયાણ થઈ રહ્યું છે, તેનો મહા આનંદ માણજે.

એણે પોતાના આત્માને નિરાશામાંથી ઉગારી લીધો. ચિત્તની પ્રસન્નતાને અખંડ રાખી પરંતુ સાથે સાથે કુટુંબના સભ્યોનો ખ્યાલ તેને કંપાવી ગયો.

પત્ની અને પુત્રપરિવાર ભૌતિક–પતનમાં ચિત્તની પ્રશાંતિ ન જાળવી શકે; એ હકીકતે તેને ચિંતાગ્રસ્ત બનાવ્યો.

કંગાલ પરિસ્થિતિમાં ગામ વચ્ચે વસવું એને અસમાધિનું કારણ લાગ્યું.

જગત એટલે ચર્મચક્ષુથી જોનારું! તેના તરફથી થતી અપકીર્તિને તેની વચ્ચે રહીને સહવી, એ પોતાની શકિત બહારનું લાગ્યું અને તે વસંતપુર છોડી ગયો.

પણ, આધ્યાત્મિકતાની વસંત તેનાથી અળગી ન હતી, અને તેની મસ્તીમાં દરિદ્રતાનું દુઃખ તે ભૂલી જતો, ભૂલાવી શકતો!

વસંતપુરથી થોડીક દૂરની પલ્લીમાં બ્રહ્મસેન આવ્યો.

પલ્લીપતિએ બ્રહ્મસેનનો અતિથિ-સત્કાર કર્યો. અને બ્રહ્મસેનને રહેવા યોગ્ય સ્થાન આપ્યું.

બ્રહ્મસેને ભોળા ભદ્રિક જીવો વચ્ચે વાસ કર્યો. તેણે એક નાની સરખી દુકાન ખોલી.

નીતિપરાયણતા અને પ્રેમથી તેણે પલ્લીવાસીઓનાં દિલ જીતી લીધાં.

કોઈ નમતા દિવસે... કોઈ લીલાંછમ વૃક્ષોની છાંયે બ્રહ્મસેન બેસતો. એની ચારેકોર નાનાં નાનાં અને ભોળાં ભોળાં બાળકો ભેગાં જઈ જતાં બ્રહ્મસેન તેમને મધુરા સ્મિતથી જોતો. પ્રેમાળ શબ્દોથી સંબોધતો અને હિતકારી નાનકડી કથાઓ કહેતો.

કો દિ' બાળકોને હિંસાની ભયંકરતા સમજાવતો, કો દિ' સત્યના મહાન લાભો બતાવતો, કોઈક દિવસ તે ધર્મનું સ્વરૂપ દર્શાવતો તો કોઇક દિવસ પાપોનાં ફળ સમજાવતો.

બાળકોએ પક્ષીઓને અને પશુઓને મારવાનું ત્યજી દીધું. ખોટું બોલવાનું અને મા-બાપને પજવવાનું છોડી દીધું!

કોઈ દિ' બ્રહ્મસેન સમગ્ર પલ્લીને ભેગી કરે છે અને મહાન ઋષિ-મહર્ષિઓ અને સતીઓની કથાઓ કહે છે; કોઈક દિવસ નવકારમંત્ર સમજાવે છે; જાપ કરાવે છે... અને પરમાત્માની સ્તુતિ કરાવે છે.

પુનઃ બ્રહ્મસેનનો ભાગ્યોદય થયો. તેનો વેપાર પૂરજોસમાં ચાલ્યો.

પણ, પર્વતિથિએ બ્રહ્મસેનની દુકાન બંધ રહેતી. સહુ કોઇ જાણી ગયું હતું કે પર્વદિવસોમાં બ્રહ્મસેન આખો દિવસ પૌષધવ્રતમાં રહે છે. કોઈપણ સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતો નથી.

એક અવસરે દૂર દેશથી ચાર રાજકુમારો કરુણાસ્પદ હાલતમાં ત્યાં આવી ચડયા. તેમનું રાજ્ય લૂંટાઇ ગયું હતું. નિરાધાર સ્થિતિ ઊભી થઈ હતી.

બ્રહ્મસેને તેમને જોયા, તેના હૃદયમાં કરુણા ઉભરાઇ.

તે બીજાના દુઃખને જાણવા–સમજવા સમર્થ હતો; અને તેથી તેણે સાચી અધ્યાત્મદશા પ્રાપ્ત કરી હતી.

**શ્રીઆચારાંગસૂત્રમાં** બીજાનાં સુખ દુખ પોતાનાં સુખ–દુઃખની જેમ જાણવાં તેને **'અધ્યાત્મ'** કહેવામાં આવ્યું છે.

ચારે રાજકુમારોને બ્રહ્મસેને આશ્રય આપ્યો; દુકાનમાં તેમને યોગ્ય કામ સોંપવામાં આવ્યું.

રાજકુમારોએ પણ જાણ્યું કે–'પર્વ દિવસોએ બ્રહ્મસેન પૌષધવ્રતમાં રહે છે.'

બ્રહ્મસેનની સંસારનિવૃત્તિમાં રાજકુમારોએ તફડંચીની તક જોઈ!

કેવી સંસારની વિષમતા!

કોઈના સ્મિતમાં કોઇનું રૂદન! કોઇના મહેલમાં કોઇની ચિતા! કોઇના સ્મશાને કોઇનું સદન! કોઇના સ્ખલનમાં કોઇનું શરણ! કોઇની યાતનામાં કોઈનું રમણ! કોઇની નગ્નતામાં કોઇનું આવરણ! કોઈનાં ક્રન્દનોમાં કોઈનું ભજન! કોઈની લગનમાં કોઇનું દફન! કોઈના મરણમાં કોઈનું જીવન!

(૮)

અંધારી રાત હતી. કૃષ્ણપક્ષની ચતુર્દશીનો પૌષધ લઇ શ્રાવક બ્રહ્મસેન ધ્યાનમાં ઊભો હતો.

હૃદયને શીલા બનાવી ચારે રાજકુમારોએ બ્રહ્મસેનના ગૃહમાં પ્રવેશ કર્યો. ધીમે પગલે, વિના અવાજે ઘરમાંથી માલમિલકત ભેગી કરી અને એક મોટો ઢગલો કર્યો.

બ્રહ્મસેન જાગૃત હતો, તેણે ચારે કુમારોને ઓળખ્યા; મનમાં તેને વિકલ્પ ઉઠયો : 'અરે ! આ રાજકુમારોને હું વેપારમાં જેટલું જોઈએ તેટલું ધન આપું છું, છતાં આ પાપાચરણ...?'

પણ ત્યાં જ એની વિચારણા અટકી પડી.

'અહો ! મારે શા માટે વિહ્વળતા કરવી જોઇએ ? આ ધન-ધાન્ય અને વૈભવ-સંપત્તિઓ કોની સગી થઈ છે ? અનંતકાળમાં તે સંપત્તિઓ દગાખોર નિવડી છે; તો મને પણ એ શું દગો નહિ દે ? એવી સંપત્તિઓ ખાતર મહાન કલ્યાણકારી પૌષધવ્રતની વિરાધના શા માટે કરવી ? અત્યારે હું એ વૈભવ-સંપત્તિઓની જેટલી ચિંતા કરું, તેટલી મારા વ્રતની વિરાધના થાય.'

એણે ન તો કોઇ રોક-ટોક કરી, કે ન તો બૂમરાણ કરી. તેણે તો કુમારોની દયા ચિંતવી !

'જો હું બૂમ પાડીશ, તો લોકો આ બિચારાઓને પકડશે, મારશે અને કોટવાલને સોંપશે ! કોટવાલ એમની કેવી ભયંકર કદર્થના કરે...?'

તેણે તો મધ્યમ સ્વરે મહામંત્ર નવકારનું સ્મરણ શરૂ કરી દીધું. પદ્માસન લગાવી, આંખો બંધ કરી ચિત્તને મહામંત્રના જાપમાં લગાવી દીધું.

રાજકુમારો ગાંસડી બાંધે છે; ત્યાં તેમના કાને નવકાર મંત્રનો ધ્વનિ અથડાયો. વિચારે છે–

'જરૂર બ્રહ્મસેન આપણને થંભાવી દેવા માટે મંત્ર ભણતો લાગે છે; જરા સાવધ થઈને સાંભળીએ.'

ચારે રાજકુમારોએ કાન માંડીને મહામંત્રશ્રી નવકારને સાંભળવા માંડયો: પુનઃ પુનઃ પંચ પરમેષ્ઠિના શ્રવણથી તેમને લાગ્યું–'આપણે આ શબ્દો ક્યાંક સાંભળ્યા લાગે છે....પણ ક્યાં...?' ઉહાપોહ થયો; અને ત્યાં ચારે રાજકુમારોને જાતિસ્મરણ જ્ઞાન ઉદ્ભવ્યું.

કુમારોની હૃદય–હવેલીએ જન્માંતરની સ્મૃતિશરણાઇ બજી ઉઠી, નમસ્કાર મહામંત્રનાં શબ્દ આંદોલનોએ તેમના પૂર્વજીવન પરપડી ગયેલા પડદાને ઊંચકયો. કુમારો ચોંકી ઉઠયા..

નમસ્કાર મહામંત્રની કેવી અજબ શક્તિ !

કુમાર ચિંતવે છે–'અહો ! અમે એટલે ચારિત્રજીવનને જીવનારા ! નમસ્કાર મહામંત્રને જપનારા...મૃત્યુ પામીને દેવલોકમાં પહોંચેલા ! અને આજે અમે કેવું કુકૃત્ય આચરનારા બન્યા છીએ ? ધિક્કાર છે અમારા જીવતર ને...!'

'વળી અમે એવા મહાત્માનો વિશ્વાસઘાત કર્યો છે, કે જે નમસ્કાર મહામંત્રનો પરમ ઉપાસક છે ! અમારો આશ્રયદાતા છે ! સર્વજનને વલ્લભ છે...

શાની ખાતર ચોરી ? તુચ્છ, વિનશ્વર અને ચંચળ વૈભવોની ખાતર મહાન, અવિનાશી અને શાશ્વત્ અચૌર્ય–ધર્મને અમે ચૂકયા.. કૃતજ્ઞતા અને કોમળતાને પગ નીચે કચરી કૃતઘ્નતા અને કઠોરતાને વર્યા...અરે....! અમારી રાજકુળની કુલીનતા... આર્ય માતાની ઇજ્જત...એને પણ લાંછન લગાડયું...!

આત્મનિન્દા...આંતરમંથનની દિશામાં ચારે કુમારોએ પ્રયાણ કર્યું; સંસાર ઉપર તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો.

સંયમ–યાત્રાએ જવા માટે ચારે કુમારો તલપાપડ બન્યા.

તેમના એ શુભ અને તીવ્ર સંકલ્પે દેવોના ચિત્તને ડોલાવ્યાં.

દેવો ત્યાં આવ્યા; ચારે કુમારોને ચારિત્રવેશ સમર્પ્યો, તેમની ગુણસ્તુતિ કરી અને કૃતકૃત્યતા અનુભવતા સ્વર્ગે સિધાવ્યા.

અહીં, રાત્રિનો સમય હોવાથી ચારે મહામુનિવરો ધ્યાનમાં ઊભા.

(૯)

બ્રહ્મસેન તો નમસ્કાર મહામંત્રના જાપમાં જ એકતાન છે. નથી તેને ચોરોનું ભાન, નથી ધન–દોલતનું ભાન, કે નથી દેવોના આગમનગમનનું જ્ઞાન!

આ રીતે શ્રી મહામંત્રના ધ્યાનમાં ખોવાઈ જવાની મસ્તી પણ અનુભવવા જેવી છે! તેમાં અનંતની યાત્રાનો અપૂર્વ આનંદ મળશે! તેમાં પાપી દુનિયાથી દૂર દૂરના મંગલધામમાં પહોંચાય છે...અનંત ગુણસંપન્ન આત્માઓની પવિત્રતાના પમરાટથી પુનિત બનાય છે. ઉચ્ચતમ આદર્શોના શિખરોની સહેલગાહે ઉપડાય છે!

અરુણોદય થયો. તિમિર ગયું અને અજવાળું પથરાયું. બ્રહ્મસેને જોયું તો ચારે ઊભેલા છે! તેના હૃદયમાં ફડફડાટ થયો: 'અરર! આ હજુ ઊભા રહ્યા છે...? હમણાં કોટવાલના હાથમાં પકડાઈ જશે...કમોતે મરશે...લાવ, તેમને હમણાં

જ રવાના કરી દઉં...' સામાન્ય નિરીક્ષણ પર બ્રહ્મસેનની આ વિચારણા થઈ.

પરંતુ જરા સૂક્ષ્મતાથી ચારે કુમારોનું નિરીક્ષણ કરતાં તે ચોંકી ઉઠયો !

'એક તો ચોરીનું પાપ...અને તે સાધુવેશમાં ? આહાહા ! કેવી ભયંકર ચેષ્ઠા ? આ લોકનો ભય તો મૂકયો પણ પરલોકનો ભય પણ આમને નથી ! પરમાત્માના વેશને આવા મલીન આચરણથી આ કુમારો કલંકિત બનાવી રહ્યા છે...! પણ લાવ, એમને પૂછું–'

'અરે, તમે કોણ છો ? વેશ સાધુનો અને કાર્ય ડાકુનું કરો છો ?'

'હે કરુણાવંત ! અમારી પહેલેથી માંડીને વાત સાંભળો. એટલે, આપના ચિત્તનું સમાધાન થઈ જશે...!'

કુમારોએ રાત્રિનો સકલ વૃત્તાંત કહી દીધો.

એ ચોરી માટે આવવું...ધનસંપત્તિની ગાંસડીનું બાંધવું...ત્યાં નમસ્કાર મહામંત્રના શબ્દોનું કાને પડવું.... જાતિસ્મરણ થવું...પાપનો ઉગ્ર પશ્ચાત્તાપ અને સંયમની તીવ્ર ભાવનાનું જાગવું, દેવોનું તે નિમિત્તે પૃથ્વી પર આવવું... ચારિત્રવેશનું આપવું અને ચારેનું ત્યાં જ ધ્યાનાવસ્થામાં ઊભા રહેવું...

બ્રહ્મસેન તો આશ્ચર્યચકિત બની ગયો !

શ્રી નમસ્કારમંત્રના મહાન સામર્થ્ય પર તે આફરીન પોકારી ગયો. તે પૂછે છે–'હે પૂજ્ય ! કૃપા કરીને આપના

પૂર્વભવને કહો.' જયેષ્ઠ મુનિવર ત્યાં બ્રહ્મસેન શ્રાવકને પોતાનો પૂર્વભવ કહે છે.

(૧૦)

વિશાળપુરી નામે એક નગરી છે.

અલકાપુરીને પણ આંટી દે એવી એ મનુષ્યોએ સર્જેલી માયા છે! ત્યાં કેશરી નરેશ્વર રાજ્ય કરતો.

ન્યાયનિપુણ અને યુદ્ધકુશળ નૃપતિના રાજ્યમાં સુખ-શાન્તિના સાગર રેલાયેલા હતા, નરનારીના વૃંદ એ સાગરમાં સ્વેચ્છિત વિહાર કરતાં હતાં.

અમે ચારે પૃથ્વીપતિના પુત્રો હતા. કલાકૌશલ્ય અને વિનયાદિથી અમારું શૈશવ વીત્યું હતું...યૌવનવયને આંગણે અમે પગલાં પાડયાં હતાં; ત્યાં જ અચાનક કાળપિશાચ આવ્યો અને પિતાજીને ઉપાડી ગયો...

રાજકુટુંબના શોકનો પાર ન રહ્યો; અરે, સારું યે નગર ચોધાર આંસુએ રડી ઉઠયું.

અમે ચારે ભાઈઓએ હૃદયને મજબૂત બનાવ્યું, અને પિતાના દેહને અગ્નિદાહ દીધો.

ક્ષણવારમાં દેહની રાખ થઈ ગઈ; અમે અસ્થિને એકઠાં કર્યાં અને ગંગાજીમાં પધરાવવાં માટે રવાના થયા.

જીવન વિજળીના ઝબકાર જેવું લાગ્યું.

કાયાની વિનશ્વરતા અને મૃત્યુનું ભયત્વ ભાસ્યું. એટલું તો ખરું, કે અસ્થિ લઈને ગંગાતટે આવતાં અમે ચારે અંતર્મુખ બન્યા હતા ત્યાં ગંગાના તટે અમે એક દૃશ્ય જોયું, આનંદ અને શોકની મિશ્ર લાગણીઓ જન્મી.

એક મહામુનિ ધ્યાનસ્થ દશામાં ઊભા હતા.

જાણે કે તેમણે કાયાની માયા ત્યજી દીધી હતી. તેમનાં ાસ્ત્ર મલીન હતાં, તેમની કાયા પર મેલના થર જામેલા હતા.

અમે પૂછ્યું–'હે મહામુનિ! બાજુમાં જ આવી પવિત્ર ગંગા વહી રહી છે; છતાં આપનો દેહ કેમ...?' ૪રાક સંકોચ અનુભવતા અમોએ પૂછ્યું.

મહામુનિ તો શાંતરસના સાગર! કુમારોની પ્રસન્ન મુખાકૃતિ, મીઠાશભરી વાણી અને નિર્દંભ જિજ્ઞાસાને પરખી તેમણે વાત્સલ્યભરી વાણીમાં પ્રકાશ્યું–'હે કુમારો! તમે જે કહ્યું તે બાહ્ય દૃષ્ટિએ સત્ય છે.'

'ભોજનના થાળ હાજર હોવાં છતાં ભૂખ્યો રહેતો મનુષ્ય, શીતળ પાણીના પ્યાલા તૈયાર હોવાં છતાં તરસ્યો રહેતો માનવ, અલંકાર–આભૂષણો મળવાં છતાં સાદાઈને અપનાવતી વ્યકિત...આ વિશ્વને માટે આશ્ચર્યભૂત બને છે, કારણ કે વિશ્વની દૃષ્ટિ સ્થૂલ છે, સૂક્ષ્મ નથી; કારણ કે વિશ્વ બાહ્યદ્રષ્ટા છે, આંતરદ્રષ્ટા નથી, જગત જડનું પક્ષપાતી છે, ચૈતન્યનું નહિ.'

'હે પ્રિય કુમારો! તમે જરા સ્થિર ચિત્તે વિચારો. આંતરદ્રષ્ટા બનો. એકવાર પાણીથી સાફ કરવાથી શરીર પર કદીયે મેલ નહિ ચઢે? અને કદાચ શરીર પાણીથી સાફ થઈ શકે, પરંતુ અનંત અનંતકાળથી મલીન રહેલું આત્મત્વ શું પાણીથી ઉજ્જવલ બની શકશે?'

આત્માને શુદ્ધસ્ફટિકમય બનાવવા વચગાળાનું આ દેહમાલિન્ય અનિવાર્ય છે.

મેલાં વસ્ત્રને ધોવા લેતાં, પાણીમાં ઝબોળતાં તે વસ્ત્ર અધિક મેલું દેખાય છે. પરંતુ તે અધિક મલિનતા મનુષ્યને ખટકતી નથી ! કારણ કે મનુષ્ય સમજે છે કે વસ્ત્રને ઉજ્જવલ બનાવવા આ એક ભૂમિકા વટાવવી અનિવાર્ય છે.

અને ટૂંક સમયમાં જ એ વસ્ત્ર ઉજ્જવલ બનતું જાય છે.

આત્માને ઉજ્જળ બનાવવા માટે તપ, ત્યાગ અને માલિન્યાદિને સહવાની ભૂમિકા વટાવવી જ પડે છે !

અને એ દેહમાલિન્યને સહન કરવાથી આત્માની સર્વાંગ સુંદર અવસ્થાનો આવિર્ભાવ થાય છે !

સનત્કુમારે સાતસો વર્ષપર્યંત દેહરોગને સમ્યગ્ સહ્યા;તો શરીરને સુવર્ણસમું બનાવવાની આત્મલબ્ધિ પ્રગટી.

ધન્ના અણગારે કાયાને બળેલા ઠુંઠા જેવી બનાવી દીધી તો નવમાસને અંતે જ આત્માને અનુત્તર વિમાનની સુંદરતા બક્ષી !

મુનિવરની મમતાભરી હિતકારી અને પરમાર્થદર્શી વાણીએ અમારા હૃદયને વીંધી નાંખ્યા.

આમેય દેહની અંતે રાખ થાય છે, એ જોયું હતું, અને એ રીતે સાંસારિક માયાની કાંચળી સાથે થયેલી દેહની રાખ આત્માને ઉજ્જવલ નથી બનાવતી ! જ્યારે સાંસારિક માયાની કાંચળી ઉતારી નાખીને કરેલી દેહની રાખ, એ રાખથી માંજેલું આત્માનું વાસણ ઉજ્જવલતાને પામે છે.

અમેય ચારેય વૈરાગ્યવાસિત બન્યા. અમે મહામુનિના તારક ચરણોમાં ત્યાં જ જીવન સમર્પણ કર્યાં.

સંયમ સ્વીકારી પરમાત્માની અને ગુરુદેવની અનંત

કૃપાથી જ્ઞાન–ધ્યાન અને તપમાં ત્યાગ અમારો ઠીક ઠીક વિકાસ થયો.

સંયમનું નિરતિચારપ્રાયઃ પાલન કર્યું, પંચપરમેષ્ઠિ પ્રત્યેનો રાગ વૃદ્ધિંગત બન્યો. નમસ્કાર મહામંત્રના જાપ–ધ્યાનમાં અમે લીન બની જતા...

ત્યાંથી કાળધર્મ પામી અમે ચારેય દેવલોકમાં ગયા અને ત્યાંથી ચ્યવન પામી પુનઃ ચારે ભાઈઓ રાજકુલમાં અવતર્યા; ત્યારબાદનો વૃત્તાંત તો તમે જાણો જ છો.

[૨૧]

બ્રહ્મસેનનું ચિત્ત ડોલી ઉઠ્યું...

ચારે ભવ્યાત્માના અપૂર્વ પરાક્રમને તેણે આવકાર્યું. એટલું જ નહિ, તેણે તે ચારે મહાત્માઓના જીવન–આરિસામાં પોતાનું સ્વરૂપ નિહાળ્યું...પોતાના સત્ત્વવિહોણા આત્મત્વ પર તેને ફિટકાર છૂટયો.

'અહો! નમસ્કાર મહામંત્રની એક જ રણભેરીથી આ ચાર સુભટો કર્મશત્રુ સામે જંગ ખેલી લેવા માટે ઊભા થઈ ગયા! જ્યારે હું વર્ષોથી દેવ અને ગુરુની ઉપાસના કરનારો, ધર્મમિત્ર અવધિજ્ઞાની ક્ષેમંકરનાં પાસાં સેવનારો.... હજુ સંસારની માયાજાળમાં ફસાયેલો પડયો છું!'

તેની સુપ્ત વૈરાગ્યભાવના જાગી ઉઠી. મોહમાયાના બંધનોથી મનને મુક્ત બનાવ્યું. ચારે મહામુનિઓની સાથે એણે પણ સંયમજીવનના મહાપંથે પુનિત પ્રયાણ કર્યું.

પલ્લીવાસી નરનારી અને બાળકો એ દિવસે પણ ધ્રૂસકે ધ્રૂસકે રડયા.

એ દિવસે બ્રહ્મસેન એમને ત્યજીને ચાલી જતો લાગ્યો...

એ દિવસે એક અતિ નિકટના સ્નેહીનો ચિર–વિરહ પડતો લાગ્યો...

એ દિવસે અનેકની આત્મકલ્યાણની દીવડી પેટાવનાર મહામશાલચીની તેમને ખોટ પડતી લાગી.

વસંતપુરમાં પણ વાયુવેગે વાત પ્રસરી ગઇ...બ્રહ્મસેન આદિ પાંચ મહાત્માઓને અનંતની યાત્રાએ વળાવવા સેંકડો.. હજારો ભાવુકજનો આવી પહોંચ્યા.

પ્રત્યેકની આંખ કહેતી હતી :

'અમારા હૃદયેશ્વર! અમારા આંસુ લૂંછવા આપનો કરુણાપૂત હાથ જરૂર લંબાવજો...'

પ્રત્યેક હૃદય બોલતાં હતાં :

'અમારા જીવિતેશ્વર! મહાન આત્મપુરુષાર્થ કરવામાં હતાશ બનેલાં અમને નવું જોમ, નવી શક્તિ આપજો...'

સહુ લોકો વિરાગીઓને વિદાય આપી વળ્યાં.

સાથે સાથે...પોતાના જીવનમાં પણ એ પંથે પ્રયાણ કરવાના મનોરથ લેતા આવ્યા.

તે મનોરથોને સફળ બનાવવા નમસ્કાર મહામંત્રના સબળ હથિયારને પણ તેમણે અપનાવ્યું.

વસંતપુરના ખૂણે, ખૂણે, કુટીર કુટીરે 'નમો અરિહંતાણં...નમો સિદ્ધાણં...'ના મંગલધ્વનિ શરૂ થઇ ગયા.

પાંચ પુણ્યાત્માઓએ સંસારની શેતરંજ સમેટી લીધી. સિદ્ધશિલા પર વિજય પ્રાપ્ત કર્યો. સાથે સાથે જનહૃદયમાં પણ તેઓ પંચ પરમેષ્ઠિના પ્રેમને પૂરતા ગયા.

[હસ્તલિખિત પ્રત 'પ્રબોધ–દીપિકા–ટીકા' ના આધારે]

*** ભગવાન મલ્લીનાથ ***

મિત્રો સાથે કપટ !

'ભલે

તીર્થંકર બનો

પણ

બનજો સ્ત્રી...'

જાણે

કર્મોએ

ઘોષણા કરી...



મહાવિદેહ ક્ષેત્ર !

સલિલાવતી–વિજયનો રમણીય પ્રદેશ !

'વીતશોકા' નગરી અને 'બલ' નામનો નરેશ્વર !

બલરાજાને એક હજાર રાણી હતી. તેમાં પટ્ટરાણી હતી ધારિણી. એ રાણી ધારિણીનો પુત્ર હતો : મહાબલકુમાર. યૌવનમાં આવતા કુમારે પાંચસો રાજકુમારી સાથે લગ્ન કર્યાં.

કેટલોક સમય વીત્યો. એક સમયે વીતશોકા નગરીમાં જ્ઞાની–તપસ્વી શ્રમણ ભગવંતો પધાર્યા.

બલરાજા તેમની અમૃત–વાણી સાંભળી વૈરાગી થયા. તેમણે દીક્ષા લીધી અને કર્મોનો ક્ષય કરી તે મોક્ષે ગયા.

વીતશોકા નગરીના રાજસિંહાસને મહાબલકુમાર આરૂઢ થયા હતા. મહાબલકુમારના બાલ્યવયના છ મિત્રો હતા : અચલ, ધરણ, પૂર્ણ, વસુ, વેસમણ અને અભિચંદ્ર. જ્યારે બલરાજાએ ચારિત્ર લીધું હતું ત્યારે મહાબલકુમારે પોતાના છયે મિત્રો સાથે અંદરોઅંદર નક્કી કરી લીધું કે 'સાતે મિત્રોએ સાથે દીક્ષા લેવી !'

કેવી દિવ્ય મિત્રતા ! કેવળ ભોગમાં જ નહીં, ત્યાગમાં પણ મિત્રતા !

કાળક્રમે વીતશોકા નગરીમાં પવિત્ર સાધુપુરુષો પધાર્યા. તેમનો ઉપદેશ સાંભળી મહાબલ કુમાર અને એમના મિત્રોનો વૈરાગ્ય તીવ્ર બન્યો.

રાજકુમાર મહાબલનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને સાતે મિત્રોએ સાથે ચારિત્ર સ્વીકાર્યું. સાતે મુનિવરો જ્ઞાની–ધ્યાની અને તપસ્વી બન્યા. તેમણે નક્કી કર્યું કે 'આપણે સાતેય મુનિઓઓએ એક સરખો તપ કરવો !'

વીસસ્થાનક તપની આરાધના ચાલુ કરી.

મહાબલરાજાએ વિચાર કર્યો : 'સંસારમાં પણ હું આ લોકો કરતાં ઉચ્ચ–સ્થાને હતો. હું રાજા હતો...તો અહીં પણ મારે તપશ્ચર્યામાં ઉચ્ચસ્થાને રહેવું જોઈએ.' તેમણે મિત્રમુનિવરોથી છાનો વિશેષ તપ કરવા માંડયો.

મિત્રો સાથે કપટ !

ભલે આશય સારો, પણ કપટ તો ખરું જ ! પરિણામે 'સ્ત્રી' બનવાનું કર્મ ઉપાર્જ્યું...પરંતુ વીસસ્થાનક તપની આરાધના અને સર્વ જીવોને પરમસુખી બનાવવાની ભાવનાથી તેમણે 'તીર્થંકર' બનવાનું શ્રેષ્ઠ પુણ્ય–કર્મ ઉપાર્જી લીધું.

'ભલે તીર્થંકર બનો પણ બનજો સ્ત્રી !' જાણે કર્મોએ ઘોષણા કરી !

સાતે મિત્રોએ 'સિંહ નિષ્ક્રીડિત' નામનો ઘોર અને વીર તપ કર્યો. છેલ્લે બે મહિનાના ઉપવાસ કરી ચારુપર્વત પર અનશન કર્યું.

૮૪ લાખ પૂર્વનું દીર્ઘ આયુષ્ય પૂર્ણ થઈ ગયું.

૮૪ લાખ વર્ષનું શ્રમણ–જીવન પૂર્ણ થઇ ગયું. કાળધર્મ પામ્યા.

સાતે મિત્ર–મુનિવરો અનુત્તર–વિમાનમાં **'જયન્ત'** નામના વિમાનમાં ઉત્પન્ન થયા.

**મલ્લીકુમારનો જન્મ :**

ભરતક્ષેત્રમાં મિથિલાનગરી.

મિથિલાનો રાજા કુંભ અને રાણી પ્રભાવતી.

મહાબલકુમારનો જીવ 'જયન્ત' વિમાનમાંથી ચ્યવી કુંભરાજાને મહેલે રાણી પ્રભાવતીની કૂખે પુત્રી રૂપે આવ્યો.

ત્યારે પ્રભાવતીએ ચૌદ મહાસ્વપ્ન જોયાં હતાં. ત્યાર બાદ તેને ઉત્તમ કોટિના દોહદ (મનોરથ) થયા હતા. નવ મહિના અને સાડા સાત દિવસ પૂર્ણ થયા પછી પ્રભાવતીએ એક પુત્રીને જન્મ આપ્યો, કે જે ઓગણીસમા તીર્થંકર મલ્લીનાથ બનવાના હતા.

પુત્રીનું નામ **'મલ્લીકુમારી'** પાડવામાં આવ્યું. ત્રણ જ્ઞાન તો હતાં જ. જ્યારે યૌવનવયમાં આવ્યાં ત્યારે તેમણે અવધિજ્ઞાનથી પોતાના પૂર્વ ભવના મિત્રોને વર્તમાનમાં જુદા જુદા નગરોમાં રાજા રૂપે જોયા. ત્યારપછી એ છયે રાજાઓનું ભવિષ્ય પણ જોયું....અને તેમને પ્રતિબોધ પમાડવા માટે, ભવિષ્યમાં બનનારી વિચિત્ર ઘટનાના નિરાકરણ માટે તેમણે એક ઉદ્યાનમાં મહેલ બનાવરાવ્યો. મહેલના મધ્ય ભાગમાં પોતાની જ લાવણ્યમયી પ્રતિમા બનાવરાવી ઊભી રાખી. મહેલના છ દરવાજા બનાવરાવ્યા. કોઇ પણ દરવાજામાંથી પ્રવેશનાર પ્રતિમા જોઇ શકે.

પ્રવેશનારને કોઈ ન જોઈ શકે. પ્રતિમા અંદરથી પોલી બનાવી. મસ્તકના ભાગમાં કમળનું ઢાંકણું બનાવ્યું.

મલ્લીકુમારી રોજ ભોજન કર્યા પછી એ પ્રતિમામાં એક કોળિયો નાંખે છે... રોજ નાંખે છે... એ ભોજન અંદર સડે છે... એવો સડો થયો કે જાણે અંદર મરેલો સર્પ ન પડયો હોય !

આ કરવા પાછળ મલ્લીકુમારની જ્ઞાનદૃષ્ટિ હતી ! મિત્ર–રાજાઓને શિખામણ આપવાનું એ કાર્ય હતું ! જ્ઞાની આત્માઓના રંગ ન્યારા હોય !

**૧. મિત્ર રાજા–પ્રતિબુદ્ધ :**

કોશલ દેશનો રાજા પ્રતિબુદ્ધ.

મલ્લીકુમારીનો પૂર્વ ભવનો મિત્ર !

નાગપૂજાનો દિવસ આવ્યો. કોશલ દેશમાં ત્યારે નાગ-પૂજાનો મહોત્સવ થતો. રાજા–રાણીએ મહોત્સવમાં ભાગ લેતાં હતાં. રાજાની આજ્ઞાથી માલીએ પંચવર્ણનાં પુષ્પોનો દડો બનાવ્યો અને વિવિધ વર્ણનાં સુગંધી પુષ્પોનો માંડવો રચ્યો. નગરને શણગાર્યું, રાણી સાથે રાજાએ નાગદેવતાની પૂજા કરી, તેઓ પુષ્પમંડપમાં આવ્યા. ત્યાં પંચવર્ણના પુષ્પોનો દડો જોઈ, રાજા પ્રસન્ન થઈ ગયા. તેમણે મંત્રીને પૂછ્યું : ‘આવો દડો તમે બીજે ક્યાંય જોયો છે ?’

‘જી હા, હું જ્યારે મિથિલા ગયો હતો, ત્યારે કુંભ-રાજાની રાજકુમારી મલ્લી પાસે મેં જે દડો જોયો હતો, તે આ દડા કરતાં લાખ ગુણો તેજસ્વી હતો. તે કુમારી પણ અનંત તેજથી દીપે છે !’

મંત્રીએ કરી પ્રશંસા...ને રાજા પ્રતિબુદ્ધને નામ સાંભળતાં જ રાગ થઇ ગયો ! રાજાએ તૂર્ત દૂતને બોલાવી સંદેશો આપ્યો :

'તુ મિથિલા જા અને રાજા કુંભને કહે કે 'કોશલપતિ આપની પુત્રી મલ્લી સાથે પાણિગ્રહણ કરવા ચાહે છે'

દૂત મિથિલા તરફ રવાના થયો.

**૨. મિત્ર રાજા-ચન્દ્રચ્છ :**

અંગ દેશનો રાજા ચન્દ્રચ્છ.

મલ્લીકુમારીનો પૂર્વ ભવનો મિત્ર...!

અંગ દેશની રાજધાની ચંપાનગરી. ચંપા એટલે શ્રીમંતોની દુનિયા.

ચંપામાં એક કરોડપતિ શ્રાવક વસે, તેનું નામ અર્હન્નક.

અર્હન્નક જેમ શ્રીમંત હતો તેમ ધીમંત હતો અને જ્ઞાની હતો, તેનો મોટા ભાગનો વેપાર સમુદ્રમાર્ગે ચાલતો હતો.

અર્હન્નક શ્રાવકની ધર્મદૃઢતાની પ્રશંસા ઇંદ્રે દેવસભામાં કરી. એ સાંભળી દેવો પ્રસન્ન થયા. એક દેવને શંકા થઈ. અર્હન્નકની ધર્મદૃઢતાનાં પારખાં કરવાનું મન થયું.

અર્હન્નકનાં સેંકડો વહાણો સમુદ્રની મુસાફરી કરી રહ્યાં હતાં, અર્હન્નક પોતાના વહાણમાં નિર્ભયતાથી, નિશ્ચલતાથી બેઠો હતો.

અચાનક સમુદ્ર તોફાને ચઢયો. મોજાં ઘૂઘવવા લાગ્યાં... અને આકાશ માર્ગે વિરાટકાય .. રૌદ્રસ્વરૂપ પિશાચ સામે આવતો સૌએ જોયો.

મુસાફરો, નાવિકો...રક્ષકો સહુ ભયથી થરથર કંપવા લાગ્યા, પરંતુ અર્હન્નક જરાય ન ડર્યો. એણે તો વહાણના એક સ્વચ્છ ભાગમાં જઈ, અરિહંત ભગવંતનું શરણ સ્વીકારી કાયોત્સર્ગધ્યાન આદર્યું.

પિશાચે અર્હન્નકને ભય બતાવ્યા.

અર્હન્નક ન ડગ્યો.

પિશાચે અર્હન્નકને લાલચો આપી.

અર્હન્નક ન ચલ્યો તે ન જ ચલ્યો.

પિશાચે પોતાનું દેવ-સ્વરૂપ પ્રગટ કર્યું. અર્હન્નકની ધર્મદૃઢતાની ખૂબ જ પ્રશંસા કરી. બે દિવ્યકુંડળ ભેટ આપ્યાં અને દેવ અદૃશ્ય થઈ ગયો.

અર્હન્નક શ્રાવકે રાજા કુંભને ભેટણાં ધર્યાં...રાજા કુંભે અર્હન્નકને વ્યાપાર કરવાની છૂટ આપી.

અર્હન્નકે પેલાં બે કુંડળ રાજાને ભેટ આપ્યાં. રાજાએ મલ્લીકુમારીને પહેરવા આપ્યાં.

મલ્લીકુમારીએ કુંડળ પહેરીને અર્હન્નકને પાછાં આપ્યાં. અર્હન્નકનો વ્યાપાર પૂર્ણ થયો અને ચંપા જવા તૈયાર થયો.

ચંપામાં આવી અર્હન્નકે બે કુંડળ ચન્દ્રચ્છ રાજાને ભેટ આપ્યાં. રાજાએ શ્રાવકને દેશદેશાન્તરની નવીનતા પૂછી. અર્હન્નકે કુંભરાજાની પુત્રી મલ્લીકુમારીની પ્રશંસા કરી. મલ્લીકુમારીના રૂપ-ગુણની પ્રશંસા સાંભળી અંગપતિ મલ્લીકુમારી તરફ રાગી બન્યા; અને મલ્લીકુમારી સાથે લગ્ન

કરવાની ઈચ્છા વ્યક્ત કરી. દૂતને કુંભરાજા પાસે રવાના કર્યો.

### ૩. મિત્રરાજા–રૂપ્પી :

કુણાલ દેશનો રાજારૂપ્પી.

મલ્લીકુમારીનો પૂર્વભવનો ત્રીજો મિત્ર.

કુણાલ દેશની રાજધાની 'શ્રાવસ્તિ' નગરી હતી.

રાજા રૂપ્પીને સુબાહુ નામની રાજકુમારી હતી. તેનો ચાતુર્માસ-સ્નાનનો મહોત્સવ આવ્યો. રાજાએ ખૂબ ભવ્યતાથી મહોત્સવનાં મંડાણ કર્યાં.

મહોત્સવ ખૂબ ભવ્ય ઉજવાયો. રાજાએ દેશદેશાંતરમાં પરિભ્રમણ કરતા પોતાના દૂતને કહ્યું :

'દૂત, આવો સ્નાન–મહોત્સવ તેં ક્યાંય જોયો છે ?'

'મહારાજા ! અવિનય ક્ષમા કરજો, પણ મેં મિથિલામાં રાજકુમારી મલ્લીનો જે સ્નાન–મહોત્સવ જોયો હતો, એ અદ્‌ભુત હતો. એના જેવો મહોત્સવ મેં ક્યાંય જોયો નથી. આ મહોત્સવ તો એના લાખમા ભાગે પણ...'

રાજાને મલ્લીકુમારી પ્રત્યે અનુરાગ પ્રગટયો. તૂર્ત તેણે દૂતને કહ્યું :

'દૂત ! તું મિથિલા જા અને કુંભ નરેશ્વરને કહે કે તે મલ્લીકુમારીને મારી સાથે પરણાવે !'

દૂત મિથિલા તરફ રવાના થયો.

### ૪. મિત્રરાજા–શંખ :

કાશી દેશનો રાજા શંખ.

મલ્લીકુમારીનો પૂર્વભવનો મિત્ર.

એક દિવસ મલ્લીકુમારીનાં દિવ્યકુંડલ તૂટી ગયાં. કુંડલને સાંધવા માટે સોનીઓને બોલાવ્યા, સોનીઓએ કુંડલ સાંધવા ઘણા પ્રયત્ન કર્યો પણ સાંધી ન શક્યા. કુંભરાજા રોષે ભરાયા, અને પોતાના દેશમાંથી ચાલ્યા જવા આજ્ઞા કરી.

સોનીઓ કાશીમાં આવ્યા. રાજા શંખ પાસે જઈ કાશીમાં વસવાની રજા માગી. રાજાએ મિથિલા છોડી કાશીમાં આવવાનું કારણ પૂછ્યું. સોનીઓએ બધી વાત કરી... મલ્લીકુમારીના રૂપગુણની પેટભરી પ્રશંસા કરી. આ સાંભળી રાજા શંખ મલ્લીકુમારી પ્રત્યે રાગી બન્યો, એની માગણી કરવા તુર્ત પોતાના દૂતને મિથિલા તરફ રવાના કર્યો.

## ૫. મિત્રરાજા–અદીનશત્રુ :

કુરુ દેશનો રાજા અદીનશત્રુ.
મલ્લીકુમારીનો પૂર્વભવનો મિત્ર.

કુરુ દેશની રાજધાની હસ્તિનાપુર હતી.

મલ્લીકુમારીનો નાનો ભાઇ મલ્લદીન ચિત્રકલાનો રસિક હતો. તેણે એક ચિત્રસભા બનાવી. તેમાં ચિત્રો બનાવતા ચિત્રકારમંડળને તેણે બોલાવ્યું.

દરેક ચિત્રકારે પોતપોતાની કુશળતાથી ચિત્રો બનાવવા માંડયા.

તેમાં એક ચિત્રકાર એવો હતો કે જે મનુષ્યના કોઈ એક અંગઉપાંગને જોઈ, એ માણસનું સંપૂર્ણ ચિત્ર બનાવી દે ! તેણે એક દિવસ રાજસભામાં પડદા પાછળ બેઠેલી મલ્લીકુમારીના પગનો અંગૂઠો જોયો હતો.

ચિત્રસભામાં તેણે અંગૂઠાને આધારે મલ્લીકુમારીનું સંપૂર્ણ ચિત્ર બનાવી દીધું !

જ્યારે મલ્લદીન ચિત્રસભામાં આવ્યો ત્યારે તેણે પોતાની બહેન મલ્લીકુમારીનું આબેહૂબ ચિત્ર જોયું ! તેને આશ્ચર્ય થયું, સાથે રોષ થયો...!

તેણે ચિત્રકારનો વધ કરવાની આજ્ઞા કરી !

ચિત્રકારો ગભરાયા. તેમણે રાજકુમારને પેલા ચિત્રકારની ખૂબી સમજાવી. વધની આજ્ઞા માફ કરાવી. છતાંય રાજકુમારે પેલા ચિત્રકારનો અંગૂઠો કાપી દેશનિકાલ કર્યો.

પેલો ચિત્રકાર પહોંચ્યો હસ્તિનાપુરમાં. રાજા અદીનશત્રુની સભામાં જઈ તેણે પોતાની આપવીતી કહી. મલ્લીકુમારીનાં રૂપગુણની ખૂબ પ્રશંસા કરી.

રાજા અદીનશત્રુ મલ્લીકુમારી પ્રત્યે અનુરાગી બન્યો. અને મલ્લીકુમારી સાથે વિવાહ કરવા દૂતને રવાના કર્યો.

**૬. મિત્ર રાજા–જિતશત્રુ :**

પંચાલ દેશનો રાજા જિતશત્રુ.

મલ્લીકુમારીનો પૂર્વભવનો મિત્ર.

પંચાલ દેશની રાજધાની કાંપિલ્યપુર હતી.

એક દિવસની વાત છે. મિથિલામાં 'ચોક્ખા' નામની એક પરિવ્રાજિકા આવી. વેદોમાં તે પારંગત હતી. શૌચમૂલક ધર્મનો પ્રચાર કરતી હતી. તે મલ્લીકુમારી પાસે આવી. મલ્લીકુમારીને પોતાનો શૌચમૂલક ધર્મ સમજાવવા લાગી. મલ્લીકુમારીએ એને પ્રશ્નો પૂછીને નિરુત્તર કરી દીધી.

મલ્લીકુમારીની દાસીઓએ ચોક્ખાની હાંસી કરી.

ચોક્ખા રોષે ભરાણી,

ચોક્ખા કાંપિલ્યપુર પહોંચી. રાજા જિતશત્રુ સમક્ષ

પોતાની ધર્મની વાતો કરી અને અંતેપુરની કુશળતા પૂછી. રાજાએ પોતાની એક હજાર રાણીઓના અંતઃપુરમાં ચોક્ખાને પ્રવેશ આપ્યો. ચોક્ખા જ્યારે અંતેપુરમાંથી બહાર આવી ત્યારે રાજાએ પૂછ્યું :

'હે પરિવ્રાજિકા ! તમે આવું રૂપવાન અંતેપુર ક્યાંય જોયું છે ?'

ચોક્ખાએ રાજાની વાત હસી કાઢી, મલ્લીકુમારીની પેટ ભરીને પ્રશંસા કરી. જિતશત્રુ રાજા મલ્લીકુમારીને પ્રાપ્ત કરવા તત્પર બન્યો. દૂતને મિથિલા તરફ રવાના કર્યો.

* * *

છ રાજાઓના દૂત મિથિલાના બાહ્ય ઉદ્યાનમાં આવી ગયા હતા. એક દિવસ આ દૂતો કુંભરાજાની સભામાં પહોંચ્યા. દરેક દૂતે પોતપોતાના રાજાનો પરિચય આપ્યો. અને મલ્લીકુમારીની માંગણી કરી.

કુંભરાજા તો સ્તબ્ધ થઈ ગયા ! એક સાથે છ–છ દેશના રાજાઓના દૂત મલ્લીકુમારની માંગણી કરે, તેનું મોટું આશ્ચર્ય થયું. તેઓ દૂતો પર ગુસ્સે થયા. દૂતોનો તિરસ્કાર કરી કાઢી મૂકયા. દૂતો પોતપોતાના દેશમાં પહોંચ્યા.

પોતપોતાના રાજાને કુંભરાજાએ કરેલા અપમાનની વાત કરી. રાજાઓ ગુસ્સે થયા અને કુંભરાજા સાથે યુદ્ધ કરી, મલ્લીકુમારીને પ્રાપ્ત કરવા તૈયાર થયા.

પોતપોતાનાં સૈન્યો લઈ રાજાઓ મિથિલા પર ચઢી આવ્યા.

મહારાજા કુંભ પણ પોતાનું વિશાળ સૈન્ય લઈ યુદ્ધ

મેદાનમાં ઊતર્યા...પરંતુ રાજાઓના એક સામટા હુમલા સામે તેઓ ટકી ન શક્યા. પુનઃ કિલ્લામાં આવી ગયા. કિલ્લાના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા, રાજાઓએ નગરીને ઘેરો ચાલુ રાખ્યો. કુંભરાજા ચિંતામાં ગરકાવ થઈ ગયા.

મલ્લીકુમારીએ રાજાને આશ્વાસન આપતાં કહ્યું : 'પિતાજી, આપ ચિંતા ન કરો. આપ છએ રાજાઓને ગુપ્ત દૂત દ્વારા જૂદા જૂદા સંદેશા મોકલીને કહેવરાવો કે 'તમને મલ્લીકુમારી આપીશું.' તે રાજાઓને દરેકને જૂદા જૂદા ગુપ્ત માર્ગેથી પ્રવેશ કરાવીને મારા ઉદ્યાનના મહેલમાં લઈ આવો...બસ, પછી હું એ બધાને સંભાળી લઈશ.'

મલ્લીકુમારી પર કુંભરાજાને પૂર્ણ વિશ્વાસ હતો. તેમણે તૂર્ત ખાસ દૂતોને બોલાવ્યા. દરેકને જૂદા જૂદા બોલાવીને જૂદા જૂદા રાજાઓ પાસે રવાના કર્યા...સંદેશો આપીને.

રાજાઓ ખુશ થઈ ગયા. ગુપ્ત દ્વારેથી દરેકને મલ્લીકુમારીના મહેલે લાવવામાં આવ્યા. દરેક રાજા એમ સમજે છે કે 'મને જ બોલાવવામાં આવ્યો છે...મલ્લીકુમારી મને મળશે!'

મહેલના મધ્ય ભાગમાં ઊંચી વેદિકા પર મલ્લીકુમારીની પ્રતિમા હતી. છયે રાજાઓએ એ મૂર્તિ જોઈ! સહુને લાગ્યું કે 'આ જ મલ્લીકુમારી છે!'

સહુ એકશ્વાસે...એક દૃષ્ટિથી પ્રતિમા જોઈ રહ્યા... સૌંદર્યનું પાન કરવા લાગ્યા...ત્યાં મલ્લીકુમારી સખીઓના વૃન્દ સાથે ત્યાં પહોંચ્યાં. અને દોરીથી પ્રતિમાની ઉપરનું કમળનું ઢાંકણ ખસેડી લીધું.

દુર્ગંધ....દુર્ગંધ....દુર્ગંધ....

માથું ફાટી જાય એવી દુર્ગંધ ફેલાઇ ગઈ. છયે રાજાઓએ ઉત્તરીય વસ્ત્રથી નાક બંધ કર્યાં.... પૂંઠ ફેરવીને ઊભા રહી ગયા. ત્યાં મલ્લીકુમારીએ રાજાઓને પૂછયું :

'કેમ તમે નાક દાબીને....પાછા ફરીને ઊભા છો ?'

'શું કરીએ ? આ દુર્ગંધ અમારાથી સહન થતી નથી.... કેવી ભયંકર દુર્ગંધ....? શી ખબર કયાંથી આવે છે ?' રાજાઓ બોલ્યા.

'આ દુર્ગંધ આ પ્રતિમામાંથી આવે છે....કે જે પ્રતિમાને તમે જીવંત મલ્લીકુમારી સમજીને એના રૂપમાં મુગ્ધ બની ગયા છો. આ પ્રતિમા છે! એના માથા પરથી ઢાંકણું મેં હટાવી લીધું....

એટલે દુર્ગંધ આવે છે...હું રોજ આ પ્રતિમામાં ભોજનના પિંડ નાંખું છું.... સરસ ભોજનના પિંડ ! તે રસપૂર્ણ ભોજન આવું દુર્ગંધ મારતું થઇ જાય છે! હે રાજેશ્વરો, વિચારો ! આપણું આ ઔદારિક શરીર છે.... એ શરીરમાં શું ભર્યું છે ? નર્યાં હાડકાં, માંસ અને લોહી... સાત ધાતુઓથી ભરેલું છે...કેવો ગંદવાડ ભરેલો છે આ શરીરમાં ? એના પર શા રાગ કરવાના ? મનુષ્યનાં ભોગસુખો તુચ્છ, ગંદા અને બિભત્સ છે.'

ત્યારપછી મલ્લીકુમારીએ પૂર્વભવ યાદ કરાવ્યો ! પૂર્વભવની સાધના યાદ કરાવી !

છયે રાજાઓને જાતિસ્મરણજ્ઞાન થઇ ગયું ! શુભ પરિણામ, શુભ અધ્યવસાય, અને શુદ્ધ લેશ્યા પ્રગટયા પછી શું બાકી રહે ?

તેમને મલ્લીકુમારીની વાત યથાર્થ લાગી.

મલ્લીકુમારીએ પૂછ્યું : હે નરેશ્વરો, હું સંયમ ગ્રહણ કરીશ. તમારી શી ઇચ્છા છે ?'

રાજાઓની વાસના ઓગળી ગઈ હતી. મલ્લીકુમારી તરફ હવે પૂજ્યભાવથી જોવા લાગ્યા. તેમણે કહ્યું :

'અમે પણ આપની પાસે જ ચારિત્ર લઈશું.' ત્યાં મહારાજા કુંભ પધાર્યા.

મલ્લીકુમારીએ વિનયપૂર્વક મહારાજાને પ્રણામ કર્યા. છયે રાજાઓએ કુંભનરેશ્વરનાં ચરણોમાં પડી ક્ષમા માંગી :

'મહારાજા, અમને ક્ષમા કરો.'

મલ્લીકુમારીએ બધી વાતનો ફોડ પાડયો. મહારાજાએ છયે રાજાઓનું ઉચિત સ્વાગત કર્યું. નગરના દરવાજા ખોલાવી નંખાવ્યા. રાજાઓ પોતપોતાનું સૈન્ય લઈ પોતપોતાના રાજ્યમાં ચાલ્યા ગયા.

મિથિલાનું સંકટ દૂર થયું.

ત્યાં લોકાંતિક દેવોએ આવીને મલ્લીકુમારીને તીર્થ–પ્રવર્ત્તન કરવા વિનંતી કરી. અને મલ્લીકુમારીએ સંવત્સરી–દાન દેવાનું શરૂ કર્યું.

વર્ષ વીતી ગયું. મલ્લીકુમારીએ ચારિત્ર માટે માતા–પિતાની આજ્ઞા માંગી. માતા–પિતાએ 'આ પુત્રી તો તીર્થંકર થશે.' જાણીને રજા આપી.

મલ્લીકુમારીએ પોષ સુદ અગિયારસને દિવસે ચારિત્ર

લીધું. તેમને મનઃપર્યવ જ્ઞાન પ્રગટ થયું. તેમની સાથે ત્રણસો સ્ત્રીઓ અને ત્રણસો પુરુષોએ ચારિત્ર લીધું.

ચારિત્રી બનેલાં મલ્લીકુમારી 'મલ્લીનાથ' કહેવાયાં. દીક્ષાને જ દિવસે ઉતરતે પહોરે તેમને 'કેવળજ્ઞાન' થયું !

પેલા છએ રાજાઓ આવ્યા ! મલ્લીનાથ ભગવંત પાસે તેમણે ચારિત્ર સ્વીકાર્યું.

પંચાવન હજાર વર્ષનું આયુષ્ય સમેતશિખર પર પૂર્ણ થયું. ચૈત્ર સુદ ચોથને દિવસે... મધ્ય રાત્રિને સમયે તેઓનું નિર્વાણ થયું. તેમની સાથે પાંચસો શ્રમણી અને પાંચસો શ્રમણોએ પણ અણસન કરી સિદ્ધિ પ્રાપ્ત કરી.

ચોવીસ તીર્થંકરોમાં એક માત્ર સ્ત્રી–તીર્થંકર મલ્લીનાથ ભગવંતની આ વાર્તા સહુ જીવોના વૈરાગ્ય માટે થાઓ, સુખ માટે થાઓ, કલ્યાણ માટે થાઓ.



# પરાશ્રયથી વિનાશ

લખનૌના નવાબ હતા. "વાજિદ અલિખાં કરીમ" નવાબ સંગીત સમ્રાટ હતા. એક વખત અંગ્રેજોએ લખનૌ ઉપર આક્રમણ કર્યું. રાજમહેલમાં તુર્ત સમાચાર પહોંચી ગયા. નવાબ અને પરિવાર ગભરાઈ ગયો. સહુ પોતપોતાના પ્રાણ બચાવવા નાસભાગ કરવા લાગ્યા. નોકર ચાકરો પણ ભાગી ગયા.

નવાબને ભાગવું હતું પણ પોતાના જોડા પાસે ઊભા રહી 'મેહમૂદ...ઓ મેહમૂદ...' બૂમો પાડતા રહ્યા...મેહમૂદ તો ક્યારનોય ભાગી ગયો હતો. એટલામાં અંગ્રેજ સૈનિકો રાજમહેલમાં ધસી આવ્યા...સેનાપતિએ નવાબને પકડી લીધા અને પૂછ્યું : 'બધા ભાગી ગયા...તમે કેમ ભાગી ન ગયા ?'

નવાબે કહ્યું : "મારે પણ ભાગી જવું હતું પરંતુ મને જોડા પહેરાવનાર મેહમૂદ ન હતો... પછી હું કેવી રીતે ભાગી જાઉં ?"

નવાબને જાતે જોડા પહેરવાની ટેવ ન હતી !

રાજર્ષિ શૈલકે
વૈદ્યોના આગ્રહથી
દવાઓ સાથે મદ્યપાન કર્યું.

એ ભૂલી ગયા કે
'હું' સાધુ છું,
એ વિસરી ગયા કે
'હું' પાંચસો શિષ્યોનો ગુરુ છું.'
'હું' જૈન ધર્મનો આચાર્ય છું'
અ
ને
એ
ક
સાં
જે
પ્રતિક્રમણના સમયે
પંથક મુનિએ
ધીરેથી ગુરુદેવના ચરણે હાથ મૂકયો.

*** શિષ્ય આવા હોય ! ***



## દ્વારિકા નગરી

બાર યોજન લાંબી, નવ યોજન પહોળી એ દ્વારિકા નગરીનો વૈભવ અદ્દભુત હતો દ્વારિકાનું સામ્રાજ્ય ત્રણ ખંડનું હતું. દ્વારિકા રાજધાની હતી. રાજા હતા શ્રી કૃષ્ણ. દ્વારિકામાં સમુદ્રવિજય વગેરે રાજ્યના દસ શ્રેષ્ઠ બુઝર્ગ પુરુષો હતા. બલદેવ વગેરે પાંચ મહાન વીર પુરુષો હતા. ઉગ્રસેન આદિ સોળ હજાર રાજાઓ હતા. પ્રદ્યુમ્ન વગેરે સાડા ત્રણ ક્રોડ રાજકુમારો હતા. શાંબ વગેરે સાઠ હજાર વીર યોદ્ધાઓ હતા. વીરસેન આદિ એકવીસ હજાર પરાક્રમી સુભટો હતા. મહાસેન વગેરે છપ્પન હજાર યુદ્ધ-વીરો હતા. શ્રી કૃષ્ણની રુક્મિણી વગેરે બત્રીસ હજાર રાણીઓ હતી. અનંગસેના આદિ હજારો વારાંગનાઓ હતી.

શ્રી કૃષ્ણનો આ વિરાટ વૈભવ હતો, પરિવાર હતો. આ દ્વારિકામાં એક 'થાવચ્ચા' નામની ધનાઢ્ય શેઠાણી રહેતી હતી. તેનો એકનો એક પુત્ર 'થાવચ્ચા પુત્ર'નામથી પ્રસિદ્ધ હતો. થાવચ્ચાપુત્ર રૂપવાન, ગુણવાન અને કલાવાન હતો.

યૌવનવયમાં પ્રવેશ કરતાં માતાએ પુત્રને એક સાથે બત્રીસ કન્યાઓ સાથે પરણાવ્યો.

થાવચ્ચાપુત્ર પાસે ધન હતું, યૌવન હતું, રૂપ અને કળાઓ હતી. પોતાની ૩૨ પ્રિયાઓ સાથે દેવરાજ ઇન્દ્ર જેવા રંગ–રાગ ને વિલાસમાં તે ડૂબી ગયો. સુખના દિવસો વીતી જાય, ખબર જ ન પડે. થાવચ્ચાપુત્રનો જીવનકાળ સુખચેનમાં પસાર થાય છે.

એક દિવસ દ્વારિકાની બહાર ભગવાન શ્રી નેમનાથ પધાર્યા. બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથનાં પાવન પગલાંથી રૈવતગિરિની સમીપનું વન નંદનવન બની ગયું. 'સુરપ્રિય-યક્ષ'ના મંદિરના ઉદ્યાનમાં હજારો શ્રમણ અને શ્રમણીઓનો સાધનાયજ્ઞ આરંભાયો.

વનપાલકે શ્રીકૃષ્ણને તીર્થંકર શ્રી નેમનાથના આગમના શુભ સમાચાર આપ્યા. શ્રી કૃષ્ણ હર્ષવિભોર બની ગયા. દ્વારિકાને ખૂણેખૂણે આ શુભ સમાચાર પ્રસરી ગયા. શેઠાણી થાવચ્ચાને પણ આ સમાચાર મળ્યા.

તેણે થાવચ્ચાપુત્રને પ્રભુનાં દર્શને જવાની પ્રેરણા કરી.

મહારાજા શ્રીકૃષ્ણ ભવ્ય આડંબર સાથે નેમનાથ પ્રભુનાં દર્શન માટે ચાલ્યા. થાવચ્ચાપુત્ર પણ પરિવાર સાથે તીર્થંકરનાં દર્શન માટે ઉદ્યાનમાં જઈ પહોંચ્યો.

તીર્થંકરની દેશના ! વીતરાગની વાણી, વિશ્વની શ્રેષ્ઠ વાણી...સહુ જીવોને ગમે. સહુ જીવો તે સાંભળે... અપૂર્વ આનંદ અનુભવે.

અશોક વૃક્ષની શીતળ છાયામાં સિંહાસન પર બિરાજમાન થયેલા નેમનાથ ભગવંતનો દિવ્યદેશનાનો ધ્વનિ માઈલોના વિસ્તારમાં ફેલાતો હતો.

થાવચ્ચાપુત્રે પ્રથમ વાર જ આવી દિવ્યવાણી સાંભળી. એનો અંતરાત્મા જાગી ગયો. આત્માનું જ્ઞાન થયું, સંસારનાં સુખ અસાર લાગ્યાં, દુનિયા સ્વપ્નવત્ ભાસી.

તીર્થંકર પરમાત્માની દેશના પૂર્ણ થઈ. સહુ વિખરાયા. થાવચ્ચાપુત્ર પરિવાર સાથે પાછા આવ્યા. તેમનું મન ભગવંત નેમનાથમાં રમી રહ્યું હતું. માનવજીવનનું મહાન કર્તવ્ય અદા કરવા તેઓ થનગની રહ્યા હતા. તેમણે માતાને કહ્યું :

'હે જનની, આ સંસાર–વાસનો ત્યાગ કરી હું અણગાર બનવા ચાહું છું. પરમાત્મા નેમનાથનાં ચરણે રહી આત્માને મેળવવાનો પુરુષાર્થ કરવા ચાહું છું.'

માતા થાવચ્ચા સ્તબ્ધ થઈ ગઈ. તેણે પુત્રને ચારિત્ર ન લેવા અને સંસારનાં સુખ ભોગવવા ખૂબ સમજાવ્યો, પરંતુ થાવચ્ચાપુત્રે માતાને વિનયપૂર્વક એકેએક વાત સમજાવી.

માતા પણ ભગવાન નેમનાથ પ્રત્યે શ્રદ્ધાવાળી હતી. પુત્રની હાર્દિક ઈચ્છા ચારિત્રની જાણી એણે સંમતિ આપી. માતા ગઇ મહારાજા શ્રીકૃષ્ણ પાસે.

'મહારાજા, મારો પુત્ર તીર્થંકર ભગવંત નેમનાથની વાણી સાંભળી વૈરાગી થયો છે; અને ચારિત્ર લેવા તત્પર થયો છે. હું એને ખૂબ ધામધૂમથી ચારિત્રને માર્ગે વિદાય આપવા ચાહું છું. તે માટે રાજ્ય તરફથી પાલખી, છત્ર ચામર વગેરે મળવાં જોઇએ.'

શ્રીકૃષ્ણ સ્તબ્ધ થઈ ગયા. થાવચ્ચાપુત્ર જેવો ધનાઢ્ય અને વિપુલ ભોગસામગ્રીવાળો શ્રેષ્ઠિપુત્ર સંસારનો ત્યાગ કરી ચારિત્ર લે છે? તેમણે મનોમન થાવચ્ચાપુત્રને ધન્યવાદ આપ્યા અને શેઠાણીને કહ્યું :

'પુણ્યશાલિની! તારો પુત્ર એ મારો જ પુત્ર છે... એ વભવસર્યા સંસારનો ત્યાગ કરે છે...એ જાણી મારું હૃદય હર્ષથી નાચી ઉઠ્યું છે...એનો દીક્ષા મહોત્સવ હું કરીશ. પરંતુ હું એ ભાગ્યવાન આત્માને મળવા તારા ઘેર આવું છું. મારે એની સાથે કેટલીક વાતો કરવી છે.'

મહારાજા શ્રીકૃષ્ણ થાવચ્ચાપુત્રની હવેલીએ પધાર્યા.

શેઠાણી થાવચ્ચાએ અને થાવચ્ચાપુત્રે મહારાજાનું સ્વાગત કર્યું.

શ્રીકૃષ્ણે થાવચ્ચાપુત્રને પોતાની પાસે બેસાડી એના મસ્તકે હાથ ફેરવતાં પૂછ્યું : 'વત્સ! તું શા માટે ચારિત્ર લે છે? તારે જે ભોગ-સામગ્રી જોઈએ એ હું તને આપું. તારે કોઇ વાતે કમી નથી. તને કોઈ શત્રુનો ભય હોય તો તે શત્રુનો નિગ્રહ કરું...' થાવચ્ચાપુત્રે શ્રીકૃષ્ણની વાત સાંભળી વિનમ્ર ભાષામાં કહ્યું :

'મહારાજા, આપ જાણો છો કે વૈભવસંપત્તિની મારે કોઇ કમી નથી. ભોગસામગ્રી વિપુલ છે, પરંતુ ભગવાન નેમનાથે આ બધું સ્વપ્નવત્ બતાવ્યું...અને તે સાચી વાત છે. આ સંસાર સ્વપ્નવત્ છે...બાકી જો આપ મારા શત્રુઓનો નિગ્રહ કરો તો ચારિત્ર લેવાની જરૂર નથી... મને શત્રુઓનો ભય સતાવે છે.'

'કહે...કહે તારા તે શત્રુઓનું ઉન્મૂલન કરી દઉં !' શ્રીકૃષ્ણ બોલી ઊઠ્યા.

'એ શત્રુ છે : ક્રોધ–માન–માયા અને લોભ. એ શત્રુ છે : જન્મ અને મૃત્યુ. આ શત્રુઓ પર મારે વિજય મેળવવો છે.'

શ્રીકૃષ્ણ થાવચ્ચાપુત્રનો દૃઢ વૈરાગ્ય જોઈ આનંદિત થઈ ગયા.

'વત્સ! એ શત્રુઓથી તો હું જ પરાજિત છું. એ શત્રુઓ પર વિજય મેળવવા ભગવાન નેમનાથનું જ શરણ લેવું પડે. તું ધન્ય છે કે એ પ્રભુને શરણે જવા તત્પર થયો છે.'

મહારાજા મહેલે આવ્યા, મહામંત્રીને બોલાવી આદેશ કર્યો કે નીચે પ્રમાણે દ્વારિકામાં ઘોષણા કરાવો.

'થાવચ્ચાપુત્ર ભગવાન નેમનાથને ચરણે ચારિત્ર લે છે. જે કોઈને થાવચ્ચાપુત્ર સાથે ચારિત્ર લેવું હોય તે અવશ્ય લે, અવશ્ય આત્મકલ્યાણ સાધે. એમની પાછળ એમના કુટુંબ–પરિવારનું ભરણ–પોષણ શ્રીકૃષ્ણ કરશે. આજીવન એમનું પાલન કૃષ્ણ કરશે.'

શ્રીકૃષ્ણની આ ઘોષણા દ્વારિકામાં ફેલાણી. એક હજાર પુરુષો ચારિત્ર લેવા તૈયાર થયા.

એક હજાર પુરુષો સાથે થાવચ્ચાપુત્રની દીક્ષાનો ભવ્ય વરઘોડો નીકળ્યો. ભગવાન નેમનાથ પાસે આવી, સંસારનો ત્યાગ કરી થાવચ્ચાપુત્રે એક હજાર પુરુષો સાથે ચારિત્ર સ્વીકાર્યું.

ચારિત્ર લઈ થાવચ્ચાપુત્રે વિવિધ તપશ્ચર્યાઓ કરી. સ્થવિર મુનિવરો પાસે ચૌદપૂર્વનું જ્ઞાન મેળવ્યું.

ભગવંતે થાવચ્ચાપુત્રને એક હજાર મુનિવરો સાથે ગામનગરમાં વિચરવાની આજ્ઞા આપી.

o o o

આચાર્ય થાવચ્ચાપુત્ર વિચરતાં વિચરતાં શેલકપુરમાં પધાર્યા.

શેલકપુરના રાજા હતા શૈલક. શૈલક ભદ્રપ્રકૃતિના ધર્માનુરાગી રાજા હતા. આચાર્ય ભગવંતના આગમનના સમાચાર જાણી રાજા શૈલક પટ્ટરાણી પદ્માવતી સાથે સપરિવાર વંદન કરવા માટે આવ્યા. આચાર્ય ભગવંતે ધર્મોપદેશ આપ્યો. અનેક મનુષ્યોએ ચારિત્ર ગ્રહણ કર્યું. અનેક મનુષ્યોએ શ્રાવક-ધર્મ અંગીકાર કર્યો.

મહારાજા શૈલકે શ્રાવકધર્મ અંગીકાર કર્યો. પંથક વગેરે પાંચસો મંત્રીઓ પણ શ્રમણોપાસક બન્યા.

શ્રી થાવચ્ચાચાર્ય ત્યાંથી વિહાર કરતાં કરતાં 'સોગંધિકા' નગરીમાં પધાર્યા. સોગંધિકા નગરીમાં 'સાંખ્યમત'ના શુક પરિવ્રાજકનો ધર્મપ્રચાર હતો. લોકો મોટે ભાગે શુક પરિવ્રાજકના અનુયાયી હતા.

શ્રી થાવચ્ચાચાર્ય શિષ્યોના પરિવાર સાથે નગરીમાં પધારેલા જાણી સુદર્શન શેઠ આચાર્યદેવનો ધર્મોપદેશ સાંભળવા 'નીલાશોક' ઉદ્યાનમાં ગયા. ઉપદેશ સાંભળી સુદર્શન શેઠને તૃપ્તિ થઈ. તેમણે આચાર્ય સાથે વાર્તાલાપ કર્યો. શંકાઓનું સમાધાન કર્યું. જૈનધર્મના સિદ્ધાંતો સમજ્યા અને પરમ શ્રાવક બન્યા.

શુક પરિવ્રાજકને આ સમાચાર મળ્યા. તૂર્ત તે સોગંધિકા નગરીમાં આવ્યો. સુદર્શન શેઠને મળ્યો. સુદર્શન શેઠે જૈનધર્મ સ્વીકાર્યાની વાત કરી અને શ્રી થાવચ્ચાચાર્યના ગુણ ગાયા. શુક પરિવ્રાજકને થાવચ્ચાચાર્યનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. શેઠ પરિવ્રાજકને લઈને આચાર્યદેવ પાસે ગયા.

આચાર્ય ભગવંતે શુક પરિવ્રાજકને મધુર વાણીમાં જૈનધર્મનાં ગંભીર તત્ત્વો સમજાવ્યાં, મોક્ષ–પ્રાપ્તિનો ક્રમિક માર્ગ બતાવ્યો. પરિવ્રાજકને સત્ય તત્ત્વ સમજાયું. તેણે જૈનધર્મની દીક્ષા સ્વીકારી, આચાર્યદેવના શિષ્ય બન્યા. તેમની સાથે તેમના હજાર પરિવ્રાજક શિષ્યો પણ અણગાર શ્રમણ બન્યા.

શુક પરિવ્રાજકે ૧૪ પૂર્વનું જ્ઞાન મેળવ્યું. આચાર્ય બન્યા અને હજાર શિષ્યો સાથે પૃથ્વી પર વિચરવા લાગ્યા.

શ્રી થાવચ્ચાચાર્યે પોતાનું મૃત્યુ નિકટ જાણી, શત્રુંજયના પહાડ પર જઈ એક મહિનાનું અનશન કર્યું, કેવલજ્ઞાની બન્યા. સર્વ કર્મોનો ક્ષય કરી નિર્વાણ પામ્યા. શુક પરિવ્રાજક 'શુકાચાર્ય' તરીકે પ્રસિદ્ધિ પામ્યા શુકાચાર્ય શેલકપુરમાં પધાર્યાં.

હજાર–હજાર મુનિવરો સાથે શુકાચાર્યની શેલકપુરમાં પધરામણી થયેલી જાણી શ્રમણોપાસક રાજા શેલક પાંચસો મંત્રી અને અંતેપુર સાથે આચાર્યનાં દર્શન કરવા માટે 'સુભૂમિ' ઉદ્યાનમાં પધાર્યો. આચાર્યદેવનો ઉપદેશ સાંભળી તત્ત્વદૃષ્ટિશેલક રાજા તીવ્ર વૈરાગી બન્યા. આચાર્યદેવને શેલકપુરમાં સ્થિરતા કરવાની વિનંતી કરી રાજા મહેલે આવ્યાં. પાંચસો મંત્રીઓને 'હું ચારિત્ર લેવા ચાહું છું,' એમ પોતાનો અભિપ્રાય જણાવ્યો. પાંચસો મંત્રીઓએ પણ 'અમે આપની સાથે જ ચારિત્ર લઈશું.' એમ પ્રત્યુત્તર આપ્યો.

રાજકુમાર મંડુકનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

રાજા શૈલકે પાંચસો મંત્રીઓ સાથે શુકાચાર્ય પાસે દીક્ષા લીધી. જ્ઞાન–દર્શન–ચારિત્રની વિશુદ્ધ આરાધના કરી શૈલક મુનિ આચાર્ય બન્યા. પાંચસો શિષ્યોના પરિવાર સાથે ગામ–નગરમાં વિચરતા જીવોને ધર્મોપદેશ આપવા લાગ્યા.

શુકાચાર્યે પોતાનું અંતિમ જીવન શત્રુંજયગિરિ પર પૂર્ણ કરવાનો સંકલ્પ કર્યો. એક હજાર શિષ્યો સાથે શત્રુંજય ગિરિવર પર અનશન કર્યું. સર્વ કર્મોનો નાશ કરી તેઓ મોક્ષે ગયા.

० ० ०

શૈલક રાજર્ષિ પાંચસો શિષ્યોના પરિવાર સાથે વિચરતા હતા. જ્ઞાન–ધ્યાન સાથે તેઓ ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. લુખ્ખાં–સૂકાં ભોજન કરતા હતા. તેમના શરીરમાં 'દાહજ્વર'નો રોગ થયો. પરંતુ તેઓને તો શરીર પર મમત્વ જ ન હતું ! રોગ થવા છતાં તેઓ દવા કરાવતા ન હતા.

તેઓ એક દિવસ શૈલકપુરમાં પધાર્યા.

રાજા મંડુક પિતા–આચાર્યનાં દર્શન કરવા આવ્યા. વંદન કરી રાજાએ આચાર્યદેવની કુશળતા પૂછી. આચાર્ય દેવના શરીરમાં 'દાહજ્વર'નો રોગ હોવાથી શરીર સાવ કૃશ બની ગયું હતું. રાજાએ વિનંતી કરી :

'હે કૃપાવંત ! આપ અહીં સ્થિરતા કરો. રોગની ચિકિત્સા કરવાનો મને લાભ આપો. આપનું નીરોગી શરીર અનેક જીવોના ઉપકાર માટે છે. માટે મારી પ્રાર્થના સ્વીકારવી જ પડશે.'

રાજાના આગ્રહથી શેલકાચાર્ય શિષ્ય પરિવાર સાથે નગરમાં પધાર્યા અને રાજાની યાન–શાળામાં સ્થિરતા કરી. (રથ વગેરે મૂકવાની જગાને યાન–શાળા કહેવાય) રાજા મંડુકે કુશળ વૈદ્યોને બોલાવ્યા.

રાજર્ષિ શૈલકના દાહજવરથી પીડાતા દેહની ચિકિત્સા શરૂ થઈ.

થોડા દિવસ વીત્યા, દવાઓ કારગત ન નીવડી. વૈદ્યોએ કહ્યું : 'હે રાજર્ષિ ! આપને અમારે ન કહેવું જોઈએ પરંતુ રોગના નિવારણ માટે અમારે કહેવું પડે છે કે આપ 'મદ્યપાન' કરો તો જલદી આરોગ્ય પ્રાપ્ત થશે. અમે જાણીએ છીએ કે જૈનધર્મ 'મદ્યપાન'નો નિષેધ કરે છે, પરંતુ દરેક નિયમને અપવાદ હોય છે. અપવાદ માર્ગે પણ આપ 'મદ્યપાન' કરીને શરીરને નીરોગી બનાવો.'

રાજર્ષિ શૈલકે વૈદ્યોના આગ્રહથી દવાઓ સાથે મદ્યપાન કરવાનું શરૂ કર્યું. થોડા દિવસમાં દાહજવર શાંત થઈ ગયો.

શરીર નીરોગી બન્યું, પણ અશક્ત હતું. અશક્તિ દૂર કરવા ઘી દૂધ વગેરે પુષ્ટિ કરનારા પદાર્થો ખાવા લાગ્યા. શરીર ધીરે–ધીરે પુષ્ટ બન્યું.

રાજાના રસોડાની વાનગીની સાથે મદ્યપાન ! પૂર્ણ આરામ ! શૈલક રાજર્ષિએ પ્રતિક્રમણ પડિલેહણ વગેરે તમામ ધર્મક્રિયાઓ ત્યજી દીધી. ખાવું, પીવું ને ઊંઘવું !

એ ભૂલી ગયા કે 'હું સાધુ છું.'

એ વિસરી ગયા કે 'હું પાંચસો શિષ્યોનો ગુરુ છું.'

એ ભૂલી ગયા કે 'હું જૈન ધર્મનો આચાર્ય છું.'

શિષ્યો બધા વિચારમાં પડી ગયા. 'શું કરવું ?'

ગુરુને ઉપદેશ આપી ન શકાય, કદાચ આપવા જાય તો અત્યારે ઉપદેશ સાંભળે તેમ ન હતા. શિષ્યોએ ગુરુનો ત્યાગ કર્યો. બધા ચાલ્યા ગયા. એક શિષ્ય 'પંથક મુનિ' ગુરુની સેવામાં રહ્યા. 'ગુરુ મારા પરમ ઉપકારી છે. અત્યારે એમનો પાપોદય છે, પરંતુ આવા ટાણે ગુરુનો ત્યાગ ન કરાય. એક દિવસે તેઓનો આત્મા જાગશે... પુનઃ સંયમમાં સ્થિર થશે.'

શિષ્યનું કેવું અદ્ભુત સમર્પણ ! કેવી સાચી સમજણ ! પંથક મુનિ રાજર્ષિ શૈલકની સેવા-ભક્તિ કરતા રહ્યા, અને સ્વયં જાગ્રત રહ્યા.

દિવસો વીતે છે...

મહિનાઓ વીતે છે....

ચાતુર્માસ પૂર્ણ થયું....કાર્તિક ચોમાસીનો પવિત્ર દિવસ આવ્યો, પરંતુ શૈલક રાજર્ષિને તો બધા દિવસ સરખા હતા. ખાવું, પીવું અને ઊંઘવું !

પ્રતિક્રમણ કરવાનો સમય થયો.

પંથક મુનિવરે સમયસર પ્રતિક્રમણ શરૂ કર્યું. પ્રતિક્રમણની ક્રિયામાં જ્યારે ગુરુમહારાજને ખમાવવાની ક્રિયા આવી ત્યારે પંથક મુનિવરે ધીરેથી ગુરુદેવના ચરણે હાથ મૂકયો.

શૈલક રાજર્ષિ ચીડાયા : 'કેમ મને જગાડયો ? કેમ હેરાન કરે છે ?'

'ગુરુદેવ ! ક્ષમા ચાહું છું. હું અવિનીત છું. મેં

આપની નિદ્રામાં ખલેલ પાડી. આજે ચોમાસી પ્રતિક્રમણ કરતાં આપને ખમાવવા આપને ચરણે હાથ મૂક્યો.

રાજર્ષિનું ઘેન ઉતરી ગયું. મદ્યપાનની અસર ઓસરી ગઈ. ભાનમાં આવ્યા.

'શું આજે ચોમાસી ચૌદસ છે? ચાતુર્માસ પૂર્ણ થઈ ગયું?' રાજર્ષિ ઊભા થયા. પંથક મુનિને ખમાવ્યા. તરત જ પ્રતિક્રમણ કરવા બેસી ગયા. આત્મસાક્ષીએ ખૂબ આત્મનિંદા કરીને પ્રતિક્રમણ કર્યું.

બીજે દિવસે રાજા મંડુકને કહ્યું:

'અમે આજે જ અહીંથી વિહાર કરી જઈશું!' રાજા મંડુકને ખૂબ હર્ષ થયો પ્રમાદના વનમાં ભૂલા પડેલા રાજર્ષિ પુનઃ મોક્ષમાર્ગે ચઢી ગયા. તેથી કોને હર્ષ ન થાય?

પંથક મુનિની સાથે રાજર્ષિ શૈલકે વિહાર કર્યો. સમાચાર પેલા ૪૯૯ શિષ્યોને મળ્યા. 'અમારા ગુરુદેવ પુનઃ મોક્ષમાર્ગની આરાધના કરવા તત્પર થયા છે.'

સહુ શિષ્યો શૈલક રાજર્ષિને ચરણે આવી ગયા. પુનઃ પુનઃ ક્ષમાપના કરી. સહુએ પંથક મુનિવરને લાખલાખ વંદના કરી. દીર્ઘકાળ સંયમની આરાધના કરી. અંતે સહુ શિષ્યો સાથે શૈલક રાજર્ષિ શત્રુંજય ગિરિરાજ પર પહોંચ્યા. એક મહિનાનું અનશન કર્યું. સર્વ કર્મનો ક્ષય કર્યો. સર્વે નિર્વાણ પામ્યા.

ગણધર ભગવંત શ્રી સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું:

'હે જંબૂ! જે મનુષ્ય શૈલક રાજર્ષિની જેમ પ્રમાદનો ત્યાગ કરી સંયમજીવનમાં ઉદ્યત થશે તે આત્મકલ્યાણ સાધી મોક્ષસુખ પામશે.'

# ન રાગ

ગોવાળે ચાબૂક વીંઝયા.

દેવલોકના ઇન્દ્રે તેને થંભાવી દીધો.



ભગવાન મહાવીરે ઇન્દ્ર પર ન રાગ કર્યો

અને ગોવાળ પર ન દ્વેષ કર્યો !

# ન દ્વેષ



શ્રમણ ભગવંત મહાવીર કુમારગ્રામની સીમમાં પધાર્યા,

એક વડલાની નીચે કાયોત્સર્ગ–ધ્યાનમાં તેઓશ્રી ઊભા રહ્યા.

ત્યાં એક ગોવાળ આવી ચઢયો.

કઢંગુ શરીર; કઢંગો પહેરવેશ.

નહિ એનામાં વિનય કે નહિ એનામાં જ્ઞાન.

એણે આવીને ધ્યાનસ્થ ભગવંતને કહ્યું :

'હે સાધુ, આ મારા બળદ અહીં બેઠા છે, તેનું તું ધ્યાન રાખજે હું ગામમાં ગાયો દોહીને હમણાં આવું છું.'

ભગવંત તો ધ્યાનમાં લીન હતા, તેમણે ગોવાળની વાત ન સાંભળી. પરંતુ ગોવાળ તો ત્યાં બળદો મૂકીને ગામમાં ગયો.

સંધ્યાટાણું થઈ ગયું હતું, આખા દિવસની મહેનતથી બળદો પરિશ્રાન્ત થઇ ગયેલા હતા, ભૂખથી પણ પીડાઈ રહેલા હતા. બળદોએ ગોવાળને ન જોયો એટલે ચારો ચરવા માટે ત્યાંથી ચાલ્યા ગયા. એક અરણ્યમાં જઈ ચઢયા.

ગોવાળને ગામમાંથી આવતાં મોડું થયું, તે આવ્યો.

તેણે ભગવંતને ઊભેલા જોયા, પરંતુ પોતાના બળદોને ન જોયા.

'હે દેવાર્ય ! તને જે બળદો ભળાવીને ગયો હતો, તે બળદો ક્યાં ગયા ?' ગોવાળે ભગવંતને પૂછ્યું.

ભગવંત તો પોતાના ધ્યાનમાં લીન હતા. કંઇ જવાબ ન આપ્યો. ગોવાળે પણ વિચાર્યું કે 'આ સાધુ કંઈ જાણતો નથી લાગતો.' એટલે આજુબાજુમાં તેણે બળદોની શોધ કરવા માંડી.

કુમારગ્રામની બાજુના પર્વતની તળેટીસાં તેણે તપાસ કરી, પર્વતની ખીણોમાં ને કંદરાઓમાં પણ તપાસ કરી. બીજી બાજુ વહેતી નદીના કોતરમાં પણ તે ઘૂમી વળ્યો... આખી રાત તેણે મહેનત કરી...બળદો ન મળ્યા તે ન જ મળ્યા. તે થાકી ગયો. પાછો તે ત્યાં આવ્યો કે જ્યાં ભગવંત હજુ અખંડપણે ધ્યાન ધ્યાઈ રહ્યા છે.

પરંતુ ત્યાં તો તે રોષથી ધમધમી ઊઠયો. ભગવંતની સમક્ષ જ તેના બળદો શાન્તિથી બેઠા બેઠા વાગોળતા હતા. અટવીમાંથી ચારો ચરીને તે પુનઃ ત્યાં આવીને બેસી ગયા હતા. તે ભગવંત પર રોષે ભરાયો.

'હે સાધુ, સાધુના વેશમાં રહેલો તું દુર્જન છે. બહારથી તું સાધુનો ડોળ કરે છે, પણ તારું હૃદય કુટિલ છે. તેં મારા બળદોને સંતાડી રાખ્યા અને ઉપાડી જવાનો કીમિયો કર્યો...અને તું આમ હાથ નીચા રાખીને શાનું ધ્યાન ધરે છે ! તે પણ મેં જાણ્યું. તું લોકોને ઠગવાના વિચારો કરે છે...પણ હવે તારી ખબર...'

ભગવાન તો પોતાના ચિંતનમાં ડૂબેલા છે. તેમને ખ્યાલ પણ નથી કે પોતાની સમક્ષ શું બની રહ્યું છે!

ગોવાળ તો જાડા દોરડાનો ચાબુક બનાવી ભગવંતને મારવા, ભગવંત તરફ ધસ્યો. પરંતુ ભગવંતના દિવ્ય પ્રભાવથી દેવલોકના ઈન્દ્રે તેને થંભાવી દીધો.

ભગવંતને ગોવાળ પ્રત્યે ન જાગ્યો દ્વેષ કે ઈન્દ્ર પર ન જાગ્યો રાગ! ભગવંત તો તેમના ધ્યાનમાં લીન!





ત્રિભુવનપતિ પરમાત્મા મહાવીરદેવ ગામ નગરમાં વિચરતા વિચરતા **મોરાક** નામના એક નાનકડા ગામમાં પધાર્યા.

ગામની બહાર તપાસનો એક આશ્રમ હતો. તે તાપસનો અધિપતિ 'જવલનશર્મા' નામનો એક તાપસ હતો.

જવલનશર્મા અને સિદ્ધાર્થ રાજા બંને ખાસ મિત્રો. જવલનશર્મા વર્ધમાનકુમારને ઓળખે. ઘણા સમયે તેણે વર્ધમાનકુમારને સાધુપણામાં આવતાં જોઈ સ્વાગત કર્યું.

'કુમાર ! સ્વાગત હો..., સ્નેહથી જવલનશર્મા ભગવાનને ભેટવા આગળ આવ્યો. ભગવંત પણ ગૃહસ્થાવાસમાં પડેલા સંસ્કાર–અનુસાર બે હાથ પસારીને જવલનશર્માને ભેટવા આગળ વધ્યા.

જવલનશર્માએ ભગવંતને રાજકુળનો બધો વૃત્તાંત પૂછયો. ભગવંતે પણ નિરાગી ચિત્તે માતા-પિતાના સ્વર્ગવાસના સમાચાર આપ્યા. પોતાના ચારિત્રની પણ વાત કરી. જવલનશર્માએ વર્ધમાનકુમારને વિનંતી કરી :

'હે કુમાર ! થોડાક દિવસ તમે અહીં જ રહો. આ આશ્રમમાં તમને કોઈ મુશ્કેલી નહિ પડે. તમારા ધ્યાનમાં વિઘ્ન નહિ આવે.'

તાપસના આગ્રહથી ભગવંત ત્યાં રોકાયા. પરંતુ તાપસે પુનઃ વિનંતી કરી :

'કુમાર ! ચાતુર્માસ માટે અહીં જ અવશ્ય પધારજો.' ભગવંતે તે વચન માન્ય કર્યું.

ઉનાળો વીતી ગયો. અને ચાતુર્માસ આવી લાગ્યું. આકાશમાં પાણી ભરી ભરીને વાદળીઓ આવવા લાગી. માનસરોવરમાં રાજહંસો ક્રીડા કરવા લાગ્યા. પથિકો પોતપોતાના ગામ તરફ વળવા લાગ્યા. ભગવંત પણ મોરાક ગામની સીમમાં આવી પહોંચ્યા.

કુલપતિએ ભગવંતનું સ્વાગત કર્યું. નિર્મળ સ્નેહથી ભરેલા કુલપતિએ ભગવંતને એક ગુપ્ત, ઘાસથી બાંધેલી ઝૂંપડી મુકામ માટે આપી.

ભગવંત ઝૂંપડીમાં જઈને ધ્યાન ધરતા ઊભા રહ્યા. દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા.

વર્ષાઋતુનો એ પ્રારંભકાળ હતો. સંઘરી રાખેલું ઘાસ ખલાસ થઈ ગયું. પશુઓને ઘાસની તંગી પડવા લાગી. તે ચારેકોર ચરવા માટે નિકળી પડયાં. કયાંય ઘાસ ન મળ્યું. અંતે તાપસના આશ્રમમાં ગાયો–ભેંસો વગેરેનાં ટોળાં ઉમટી પડયાં.

તાપસોની ઝૂંપડીઓ ઘાસની બનાવેલી હતી. પશુઓએ તે ઘાસ ખાવા માંડયું, પરંતુ તાપસોની જ્યાં નજર પડી કે તુરત જ લાકડીઓ લઈને તાપસો ગાયો–ભેંસો પર તૂટી પડયા. ગાયો–ભેંસોએ ભાગવા માંડયું. જે ઝૂંપડી આગળ જાય ત્યાં દંડા પડવા માંડયા.

અશરણ બિચારી ગાયો–ભેંસો દોડતી દોડતી ત્યાં આવી

કે જ્યાં ભગવંત મહાવીરદેવ ધ્યાન લગાવી ઊભા હતા. ભગવંતને ક્યાં ઝૂંપડીની ચિંતા હતી ! ગાયો–ભેંસોએ ઘાસ ખાવા માંડ્યું.

તાપસોએ જોયું. દોડતાં આવ્યા અને પશુઓને હાંકી કાઢ્યા. પછી તેમણે ઝૂંપડીમાં જોયું તો ભગવંત નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ સ્થિર કરીને ધ્યાનદશામાં ઊભા હતા.

તાપસોએ વિચાર્યું : 'આપણે આપણી કુટિરોનું રક્ષણ કરીએ છીએ, જ્યારે વર્ધમાનકુમાર તો એમની ઝૂંપડીનું રક્ષણ કરતા નથી...'

પશુઓનો રંજાડ રોજનો હતો. રોજ તાપસોને રક્ષણ કરવું પડતું હતું. ભગવંતની કુટિરનું પણ ક્યારેક તેઓ રક્ષણ કરતા, પરંતુ ભગવાનની બેપરવાઈથી તેઓમાં કચવાટ ઊભો થયો.

'વર્ધમાનકુમારે એમની ઝૂંપડીનું રક્ષણ કરવું જોઈએ કે નહિ ?' એક તપાસે બીજા તાપસને પૂછ્યું.

'હાસ્તો, ભલે એ આપણી ઝૂંપડીઓનું રક્ષણ ન કરે પણ પોતાની ઝૂંપડીનું તો કરવું જ જોઈએ.' બીજા તાપસે પ્રત્યુત્તર આપ્યો.

'વળી આપણે ક્યાં સુધી એમની ઝૂંપડીનું રક્ષણ કર્યા કરીએ ?'

'આ તો કુલપતિજીના મહેમાન, એટલે આપણે રક્ષણ કરીએ છીએ. પરંતુ રોજ કંઈ ન બને.

'મને એક વિચાર આવે છે.'

'શું ?'

'આપણે કુલપતિજીની પાસે જઈએ, ફરિયાદ કરીએ.'

'આપણે બે ?'

'ના. આપણે પંદર–વીસ તાપસો જઈએ.'

'ત્યારે તમે, કહેવા જેવું હોય તે તેમને કહો. હું પણ કહું છું.'

બંને તાપસોએ પંદર–વીસ તાપસોને ભેગા કર્યા અને કુલપતિની સમક્ષ વર્ધમાનકુમાર–મુનિ અંગે ફરિયાદ કરવાનું નક્કી કર્યું. જો કે છૂટા છૂટા તો તાપસો જઈને કુલપતિને ભગવંત અંગે ફરિયાદ કરતા હતા, પરંતુ કુલપતિએ ગણકાર્યું ન હતું અને તાપસોને ઠપકો આપી કાઢી મૂકયા હતા, એટલે તેમણે સમૂહમાં જવાનું નક્કી કર્યું.

નક્કી કરેલા સમયે સહુ કુલપતિની પાસે પહોંચ્યા. પ્રણામ કરીને કુટિરમાં પ્રવેશ્યા, મુખ્ય તાપસે હાથ જોડીને કુલપતિને પ્રાર્થના કરી :

'હે સ્વામી ! આપે અમારા આશ્રમમાં શ્રમણને રાખ્યો છે, તે પોતાના ધ્યાનાદિ કાર્યમાં અત્યંત લીન રહે છે. એટલું પણ તે જાણતો નથી કે ગાયોનાં ટોળાં આવી આવીને રોજ એની ઝૂંપડીનું ઘાસ ખાઈ જાય છે. કાં એની આળસ હોય કે કાં ગાયો પર તેની અનુકંપા હોય અથવા તો ઉપેક્ષા કરતો હોય, અમે–એના અભિપ્રાયને જાણ્યો નથી. હા, જો એમ માનતો હોય કે, 'હું મુનિ છું માટે મારાથી ગાયોને ઘાસ ખાતી નિવારાય નહિ' તો શું અમે બધા શ્રમણ નથી ? ગુરૂ અને દેવના પૂજનમાં તત્પર એવા અમે સાધુ નથી ?'

કુલપતિ મૌન રહ્યા. તાપસોના મુખ પર રોષની

રેખાઓ ઉપસી આવી. તેઓ કુલપતિની કુટિરમાંથી બહાર નીકળ્યા. પરંતુ ત્યાં જ કુલપતિએ તેમને પાછા બોલાવ્યા અને મીઠા શબ્દોમાં તેમને કહ્યું :

'હે મહાનુભાવો ! તમે આમ રોષાયમાન કેમ થાઓ છો ? મારો એમાં શું દોષ છે ? મારા પરમ મિત્ર રાજા સિદ્ધાર્થનો આ કુંવર છે, એમ સમજીને જ મુનિનું સ્વાગત કર્યું છે, સ્થાન આપ્યું છે, મેં નહોતું જાણ્યું કે એ પોતાની કુટિરનું પણ રક્ષણ નહિ કરે. છતાં હું એવી વ્યવસ્થા કરું છું કે આપણો આશ્રમ વિનાશ ન પામે; માટે તમે સંતાપ ન કરો. કુવિકલ્પોની જાળમાં ન ફસાઓ, તમને છોડીને બીજું કોણ મને અધિક પ્રિય છે ?'

તાપસો પ્રસન્ન થયા. કુલપતિને પ્રણામ કરી તેઓ પોતપોતાના સ્થાને ગયા.

કુલપતિ, ભગવંત જ્યાં પોતાની કુટિરમાં ધ્યાન ધરીને ઊભા છે, ત્યાં આવ્યા. ત્યાં જોયું તો કુટિર નષ્ટપ્રાયઃ બની ગઇ હતી. તાપસોએ જે ફરિયાદ કરી હતી તે યોગ્ય હતી. તેમ કુલપતિને સમજાયું.

કુલપતિએ મધુર વાણીથી ભગવંતને કહ્યું :

'મુનિકુમાર ! ચાર આશ્રમના પાલક રાજા સિદ્ધાર્થના તમે સુપુત્ર છો. ત્રણે લોકમાં તમારી કીર્તિ વ્યાપેલી છે... તમને મારે કંઇક કહેવું છે.'

કુલપતિએ ભગવંતના ગુણાનુવાદ કરી આગળ ભાષણ ચલાવ્યું. 'તમારા પિતાજીએ જેમ આ આશ્રમનું સદૈવ રક્ષણ કર્યું હતું, તેમ તમારે પણ કરવું જોઈએ. હે પુત્ર ! દુષ્ટ

પુરુષોને નહિ મારવાનું તારે વ્રત છે, તે હું જાણું છું, પરંતુ તારી કુટિરનું રક્ષણ કરવાની તો તારી ફરજ છે. હે વત્સ ! પક્ષીઓ પણ પોતાના માળાનું રક્ષણ કરતા હોય છે. તો પછી તારા જેવા રાજપુત્રે શું પોતાના આશ્રમનું રક્ષણ ન કરવું જોઈએ ?'

'હે મહાશય ! અમારા જેવા સાધુ–સંતોના રક્ષણની જવાબદારી તારા જેવા પરાક્રમી રાજપુત્રોની છે. ધર્મસાધનામાં વિઘ્નભૂત પશુઓથી જો તું અમારું રક્ષણ નહિ કરે તો પછી અમારે કોના શરણે જવાનું ? હે કુમાર ! તું અહીં સુખેથી રહે. તને જોઈને મારું મન પ્રસન્ન થાય છે. સિદ્ધાર્થ રાજાની સ્મૃતિ થાય છે...'

સ્તુતિ અને ઉપાલંભના મિશ્ર વચનો કહી કુલપતિ ત્યાંથી વિદાય થયા.

જગતના જીવોનું હિત જ જેમના હૃદયમાં છલકાઈ રહેલું છે, તેવા ભગવંતે વિચાર્યું :

'મારા નિમિત્તે આ જીવો અબોધિ પામે....કષાયવશ બને. તે જરાય યોગ્ય નથી, માટે મારે અહીં હવે રહેવું ન જોઈએ.

ભગવંતની કેવી કરુણા દૃષ્ટિ ! પોતાના નિમિત્તે કોઈ પણ જીવને કોઈ પણ પીડા ન થાય તેની કેવી ચીવટ ! પરપીડાનો આ રીતે ત્યાગ કરીને ભગવંતે જગતને ભવ્ય બોધપાઠ આપ્યો.

સાચા ધર્મનો આ જ સાર છે: 'જગતના કોઈ જીવને તમે પીડા ન કરો. જગતના જીવોની પીડા દૂર કરો.'

ભગવંતે તુરત જ આશ્રમનો ત્યાગ કર્યો અને અન્યત્ર વિહાર કરી ગયા.

# નિંદાનું પાપ

એ વખતે 'શેખ શાદી' નાના હતા. પોતાના પિતા સાથે રોજ નમાજ પઢવા મસ્જીદે જાય. હજારો મુસલમાનો નમાજ પઢે.

એક દિવસની વાત છે. શેખ સાદી પિતાજીની સાથે નમાજ પઢવા ગયા. ત્યાં તેમણે એક ખૂણામાં એક મુસલમાનને ઊંઘતો જોયો. શેખ સાદીએ પોતાના પિતાને કહ્યું : 'પિતાજી, જુઓને આ ઊંઘણશી કેવો છે ! અત્યારે નમાજ પઢવાની છે કે ઊંઘવાનું છે ?' શેખ સાદીની વાત સાંભળી પિતા નારાજ થયા. તેમણે પુત્રને કહ્યું : બેટા, તું નમાજ પઢવા ન આવ્યો હોત તો સારું થાત.'

'કેમ પિતાજી ?'

'કેમકે નમાજ પઢનારાઓની પ્રશંસા ન કરતાં તેં નમાજ નહીં પઢનારની નિંદા કરી ! ઘેર રહ્યો હોત તો તું નિંદાના પાપથી બચી જાત.'

શેખ સાદીએ પોતાના બાલ્યકાળનો આ પ્રસંગ જ્યારે પોતાના અનુયાયીઓને કહ્યો ત્યારે તેમના અનુયાયીઓને ગુણદૃષ્ટિ લાધી.

'કદાચ ધર્મ ન કરી શકો તો ચાલશે, પાપ કરવાનાં બંધ કરો.'



ત્રિભુવનનાથ

તેજોલેશ્યાની અસરમાં હોય ત્યારે

કોણ પાપી હસી શકે ?

ગૌતમસ્વામી...

ચંદનબાળા...

શ્રેણિક...મૃગાવતી...

સૌ ધ્રૂસકે ધ્રૂસકે રડતા હતા....

પ...ણ...

સિંહ અણગાર

જેવું

રડ્યા,

તેવું

કોઇ ન રડ્યું......!!

# સિંહ અણગાર





'મહા જુલમ થઈ ગયો...

'જુલમ તે કેવો ? મૃત્યુલોક અને દેવલોકમાં હાહાકાર વર્તાઈ ગયો...'

'પણ...ભાઇ, હું એક વાત પૂછું ?'

'બોલને.'

'વીર વર્ધમાન નિરાગી...વીતરાગ છે; પરંતુ તેમના હજારો શિષ્યો પણ કેવા ?'

'કેમ ?'

'કેમ શું ? ગૌતમ, અગ્નિભૂતિ, વાયુભૂતિ...વગેરે ચૌદ હજાર શિષ્યો હોય અને ગોશાળા જેવો એક પામર માણસ પરમાત્માના શરીરે પીડા ઉપજાવી જાય તે શું લાજવા જેવું નથી ?'

'તમે અડધું જાણીને બોલો છો...'

'તો તમે આખું કહો !'

'જ્યારે ગોશાળાના આગમનના સમાચાર આનંદ અણગારે આપ્યા હતા ત્યારે જ ભગવાન શ્રી મહાવીર વર્ધમાને પોતાના તમામ શિષ્યોને આજ્ઞા કરી હતી, તે તમે જાણો છો ?'

'ના'

'ભગવાને પોતાના બધા જ સમર્થ અને અસમર્થ શિષ્યોને ગોશાળાથી અળગા રહેવાની આજ્ઞા કરી હતી...'

'તોયે શું થઈ ગયું? ભગવાન તો કહે, પણ ભગવાન પર અવિચળ રાગવાળા શિષ્યો, શું એક નમાલો માણસ પોતાના તારણહારની સાથે ચેડાં કરી જાય તે વિલે મોંઢે જોયા કરે? હું જો હોઉં...'

'અરે, સાંભળો તો ખરા...!'

'શું?'

'ગોશાળાએ જ્યાં પરમાત્માની સાથે તોછડાઇથી વાત કરવા માંડી ત્યાં પરમાત્મા પર પરમ પ્રીતિવાળા સુનક્ષત્ર અણગાર અને સર્વાનુભૂતિ મહર્ષિ ઝાલ્યા ન રહ્યા!'

'શું કર્યું તેમણે?'

'વચ્ચે કૂદી પડ્યા...ગોશાળીયો ઉત્તેજાયો અને તેજોલેશ્યાથી બંનેને જીવતા જલાવી દીધા...'

'અરરર....ઘોર હત્યા...!'

તેજસ્વી સૂર્ય ઘનઘોર વાદળોની પાછળ છૂપાઈ ગયો હતો. વાયુ થંભી ગયો હતો. દિશાઓ નીરવ ભાસતી હતી. પંખીઓ પણ જાણે મંત્રમુગ્ધ બનીને ઊંડી વ્યથાને અનુભવતાં દૃષ્ટિગોચર થતાં હતાં.

ત્યારે ..કોઈ જ પ્રફુલ્લિત દેખાતું ન હતું.

ઘટાદાર વટવૃક્ષની નીચે બે આધેડ વયના પુરુષો બેઠા હતા. તે બંને શ્રાવસ્તિ નગરથી આવી રહેલા હતા. હજુ બહુ પંથ નહોતો કાપ્યો છતાં બંને સશક્ત મુસાફરો કંઈક વિશેષ શ્રમને અનુભવી રહ્યા હતા. બંનેના મુખ પર ચિંતા....ખેદ અને ગ્લાનિની સેંકડો રેખાઓ ઉપસી આવી હતી...તેમાંનો એક બત્રીસ...ચોત્રીસ વર્ષનો દેખાતો પુરુષ વાતવાતમાં કંઈક ઉશ્કેરાટ પણ ધારણ કરતો હતો.

એ પાપી દિવસે તે બંને શ્રાવસ્તિમાં હતા...કે જ્યારે મિથ્યાદ્વેષી ગોશાળાએ ત્રિભુવનપતિ વીર વર્ધમાનસ્વામી પર તેજોલેશ્યા મૂકી હતી...તેજોલેશ્યા પરમાત્માના દેહમાં પ્રવેશ કરવા સમર્થ ન બની...ભગવાનને પ્રદક્ષિણા દઈ તે સીધી જ ગોશાળાના દેહમાં વ્યાપી ગઈ...

પરંતુ તેજોલેશ્યાની ગરમીમાં પરમાત્માના અંગે અંગ બળી રહ્યાં...ભયંકર ગરમીમાં પરમાત્માની અનંત રૂપસંપત્તિ ઝંખવાઈ ગઈ...ત્રણે ભુવનનો ભક્તગણ પરમાત્મા પર આવી પડેલી આ અચાનક આફતથી બેબાકળો બની ગયો.

બંને પુરુષો આ ભયંકર પ્રસંગને સમજવા ઉપરોક્ત વાર્તા કરી રહ્યા હતા. પરંતુ એ જાણતા ન હતા કે એ વટવૃક્ષની પાછળ પરમાત્માનો એક પરમપ્રેમી તેમની આ વાત ધબકતા હૈયે સાંભળી રહ્યો હતો.

પરમાત્મા વીર વર્ધમાનસ્વામીના એક અનન્ય ઉપાસક શિષ્ય સિંહ અણગાર ધ્યાન માટે આ એકાંત નિર્જન અરણ્યપ્રદેશમાં આવીને ઊભા હતા.

તેમને ખબર ન જ હતી કે તેમના પરમ પ્રેમપાત્ર પરમાત્મા પર એક નમાલો મનુષ્ય આવો ભયંકર સીતમ ગુજારી ગયો છે. પણ જ્યાં તેમણે આ બેપુરુષો વચ્ચેનો વાર્તાલાપ સાંભળ્યો...ત્યાં તેમના કમલકોમલ હૈયામાં અપાર વેદના જાગી. તેમની કલ્પનાનયનોએ પરમાત્માના રોગગ્રસ્ત દેહને જોયો...

'મારા નાથ...! તમારા ત્રિભુવનપૂજિત દેહમાં આટલી બધી પીડા...?' તે કંપી ઉઠયા.

ત્યાં વળી બીજા બે વટેમાર્ગુઓ આવી ચઢયા...એ જ વટવૃક્ષની નીચે બેઠા. એક હતો વૃદ્ધ અને એક હતો બાળ. લાગતું હતું કે બંને પિતા–પુત્ર હોવા જોઇએ. બંને શ્રમિત થઈ ગયા હતા.

વૃદ્ધે પોતાના પુત્ર તરફ અનિમેષ નયને જોયા કર્યું. તેની આંખો કંઇક વેદના વ્યક્ત કરવાનું સૂચન કરતી હતી. ત્યાં જ પુત્રે કહ્યું :

'બાપુજી ! ભગવાન પર પેલા ગોશાળાએ તેજોલેશ્યા મૂકી...હેં બાપુજી...! તેજોલેશ્યાથી શું થાય ?'

'જો આ તેજોલેશ્યા બીજા કોઈ ઉપર મૂકી હોત તો તો...પણ આ તો તીર્થંકર એટલે મૃત્યુ ન થયું પરંતુ...' કહેતાં કહેતાં વટેમાર્ગુની આંખો ગરમ ગરમ પાણીથી છલકાઇ ઉઠી. ત્યાં એની સાથે ચાલતો નાનો બાળક પૂછે છે :

'કેમ બાપુજી ! અટકી ગયા ? પછી શું થયું ?'

'બેટા...ભગવાનને લોહીના ઝાડા થાય છે....' કહેતાં તો એ વટેમાર્ગુ એક ધ્રુસકું ખાઈ ને મોટે અવાજે રડી પડયો.

' બાજુમાં જ ઊભેલા સિંહ અણગાર દોડી આવ્યા.

વટેમાર્ગુની વાત સાંભળતાં સાંભળતાં તો તેમના હૈયે કારમી વેદના ઉઠી. વટેમાર્ગુની પાસે આવીને બેસી ગયા. આંસુ નીતરતી આંખે પૂછે છે :

' ભાઈ...પછી શું થયું...?'

' ભગવાનનું નિર્મળ ચંદ્રમા જેવું મોઢું તેજોલેશ્યાના તાપથી શ્યામ જેવું થઇ ગયું છે...આખા ય શરીરે ભગવાન... અને ૬ મહિને તો...' વટેમાર્ગુનું હૈયું હવે બોલી શકતું નથી.

સિંહ અણગારની વેદનાએ માઝા મૂકી....આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી.

જે વટેમાર્ગુ ત્યાંથી પસાર થાય છે તે નવી નવી જ વાત કહેતા જાય છે...અને સિંહ અણગાર શોકના સાગરમાં ઊંડા અને ઊંડા જતા જાય છે.

એક ખૂણામાં બેસી તેમણે કરુણસ્વરે રૂદન કરવા માંડયું. ધ્રૂસકે અને ધ્રૂસકે રોવા માંડયું...એમના આ વેદનાનીતરતાં આક્રંદે જંગલના પશુઓને પણ રડાવ્યા.

ત્યારે કોણ નહોતું રડતું ? ત્રિભુવનનાથ તેજોલેશ્યાની

પીડામાં હોય ત્યારે કોણ પાપી હસી શકે ? ગૌતમસ્વામીથી માંડીને પ્રત્યેક સાધુની આંખો એ દિવસે આંસુથી છલકાઇ... ચંદનબાળાથી લઇને દરેક આર્યાએ એ દિવસે અકથ્ય પીડા અનુભવી હતી...દેવ....દાનવ અને માનવ....શોકની ઘેરી છાયામાં ઘેરાયા હતા.

પરંતુ સિંહ અણગાર જે રડ્યા....તેવું કોઇ ન રડ્યું.

શ્રાવસ્તિથી વિહાર કરી ભગવાન મિંઢિક ગ્રામ પધાર્યા. 'મણિકોષ્ટ્ર 'ચૈત્યમાં નિવાસ કર્યો. ત્યાં કેવળજ્ઞાનના પ્રકાશમાં ભગવાને સિંહ અણગારના અપાર આક્રંદમાં તરફડતા જીવને જોયો.

'ગૌતમ !' ભગવાને ઇન્દ્રભૂતિ ગૌતમને બોલાવ્યા.

'હા જી પ્રભુ !'

'તુરત સિંહ અણગારને અહીં બોલાવો.'

ભગવાનની આજ્ઞા થતાં જ બે શ્રમણોને ગૌતમે જંગલ-માર્ગે રવાના કરી દીધા...અને અલ્પકાળમાં જ સિંહ અણગારને લઇ બંને વિનયી શ્રમણો ભગવાનનાં ચરણોમાં ઉપસ્થિત થયા.

સિંહ અણગારે જ્યાં ભગવાનનો રોગગ્રસ્ત...પીડાતો દેહ જોયો ત્યાં તેમની વેદનાએ મર્યાદા વટાવી...તે નીચે બેસી ગયા.

કંઠ રૂંધાઇ ગયો હતો...આંખો સૂઝી ગઈ હતી.... ગાત્રો શિથિલ થઈ ગયાં હતાં. સિંહ !' અમૃતમધુર અને સાગરગંભીર ધ્વનિથી ભગવાને અણગારને નજીક બોલાવ્યા.

'પ્રભુ...' કહેતાં તો મોટા અવાજે સિંહ અણગાર રડી પડયા...

'શા માટે સંતાપ કરે છે, સિંહ?

'પ્રભુ! આપને આટલી બધી પીડા....' ધ્રૂસકે રડતાં અણગાર બોલી શકતા નથી.

'તેં લોકોના મોંઢે જાણ્યું કે મારું છ મહિને મૃત્યુ થશે...?'

'હા પ્રભુ...'

'પણ તે બને ખરું અણગાર? તીર્થંકરો હંમેશાં તેમના આયુષ્યને પૂર્ણ કરીને જ નિર્વાણ પામે. તેમના આયુષ્યને કોઈ ઘટાડી ન શકે, કોઇ વધારી ન શકે! નહિતર તો સંગમે જ્યારે મારા પર કાળચક્ર મૂક્યું હતું ત્યારે જ મારું તીક્ષ્ણ પીડાથી મૃત્યુ થઈ ગયું હોત.'

'છતાં ય જગનાથ! આપની આ પીડામાં સકલ ભુવન પીડાઈ રહ્યું છે...ચતુર્વિધ સંઘ સ્વાધ્યાય,...ધ્યાન...દાન વગેરે ધર્મવ્યાપાર સૂકીને અપાર વ્યથા અનુભવી રહ્યો છે.'

'પ્રભુ! જગબંધુ! શરીરમાં ઉઠેલા દાહને શમાવવા કોઈ ઔષધ આપ બતાવો કે જેથી આપના દેહને અમે નિરોગી જોઈએ.'

પરમાત્માની અનંતકૃપા વરસી. સિંહ અણગારને પરમાત્માએ કહ્યું: 'હે સિંહ! આ જ મિંઢિકગ્રામમાં રેવતી શ્રાવિકાને ત્યાં તું જા. તેણે તારા નિમત્તે જે

ઔષધ બનાવ્યું છે તે ન લાવતો, પરંતુ જે તેણે પોતાને માટે બનાવ્યું છે તે લાવજે.'

સિંહ અણગાર નાચી ઉઠયા....તેમના અંગે અંગે હર્ષનો રોમાંચ થયો.

પાત્ર લઈને અણગાર રેવતીના આંગણે આવી ઊભા.

શ્રામણ્યમૂર્તિ સિંહ અણગારને પોતાના આંગણે જોતાં જ રેવતી ઘરમાંથી દોડી આવી, વિનયપૂર્વક વંદના કરી હાથ જોડીને પૂછયું :

'કહો ભગવંત ! પધારવાનું શું કારણ છે?'

'હે શ્રાવિકા ! તેં ભગવાન મહાવીરદેવના નિમિત્તે જે ઔષધ બનાવ્યું છે તે નહિ, પરંતુ તેં તારા માટે બનાવ્યું છે તેની અમારે જરૂર છે !'

'હે ભદંત ! કોણ આવા દિવ્ય જ્ઞાની છે કે આવી ગુપ્ત વાતને પણ જાણી ગયા છે?'

'શ્રમણપતિ વીતરાગ સર્વજ્ઞ ભગવાન મહાવીરદેવ સિવાય બીજું કોણ હોઈ શકે?'. રેવતીના ભાવસાગરમાં ભરતી આવી. આનંદપૂર્વક તેણે એ ઔષધ સિંહ અણગારના પાત્રમાં વહોરાવ્યું.

દિવ્યજ્ઞાનીઓ....દેવો...દાનવો...બધાની દૃષ્ટિ અહીં મંડાઈ હતી...જ્યાં સિંહ અણગારના પાત્રમાં ઔષધ પડયું ત્યાં દેવોએ સુવર્ણની વર્ષા કરી !

**મહા દાનમ્...મહા દાનમ્** નો દિવ્યધ્વનિ થયો.

સિંહ અણગાર જીવની જેમ પાત્રનું જતન કરી ત્વરિત ગતિએ ભગવાનની પાસે આવ્યા. ભગવાનને ઔષધ આપ્યું.

ભગવાને ઔષધનો આહાર કર્યો... અલ્પકાળમાં જ ભગવાનનો દેહ રોગથી મુકત બની ગયો.

ચતુર્વિધ સંઘે ભારતના ખૂણે ખૂણે મહોત્સવ ઉજવ્યા હતા. દેવો અને દાનવોએ ગીત–ગાન અને નૃત્યથી અભૂતપૂર્વ આનંદોત્સવ કર્યો હતો.

પણ સિંહ અણગારની આંખમાંથી તો ત્યારે આંસુની ધારા વહી રહી હતી... આંસુના પાણીથી ભીંજાતું તેમનું મુખ ભગવાનની સામે મરક મરક હસી રહ્યું હતું.



# આંસુ પશ્ચાત્તાપનાં

"મારા મૃત્યુ પછી
મારા ડાબા પગને દોરડાથી
બાંધજો.
શ્રાવસ્તીની ગલી ગલીએ
મારા મડદાને ઢસડજો.
મારા મોં પર થૂંકજો.
અને કહેજો :
આ
મંખલીપુત્ર ગોશાળો છે
આ જિન નથી,
પણ જિનેશ્વરનો વૈરી છે.
સર્વ દોષોનો
દરિયો છે..."



ત્યારે ગોશાલક પર હજારો ધિક્કાર...ક્રોડ ક્રોડ તિરસ્કાર... અગણિત અપમાનોની અગ્નિવર્ષા થઈ રહી હતી.

દેવો અને દાનવો રોષથી સળગી ઉઠયા હતા.

ક્રોડ ક્રોડ માનવો ચોધાર આંસુઓથી રડી રહ્યાં હતા.

પરમાત્મા મહાવીર દેવના દેહની કાંતિ ઝંખવાઈ... 'તેજોલેશ્યાની' ગરમીથી જ્યારે ત્રિલોકનાથને અશાતા ઉદ્ભવી ત્યારે એ પાપીકૃત્ય કરનાર પર ગાળોના અસંખ્ય ગોળા ઝીંકાવા માંડયા હતા.

પણ...ગોશાલક ત્યારે મૃત્યુશૈયામાં છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો, એની ચોમેર નિયતિવાદી સેંકડો ભકતો આંખમાંથી આંસુ સારી રહ્યા હતા.

ગોશાલકનાં ચિત્તમાંથી સેંકડો વિચારો પસાર થઈ રહ્યા હતા...અને એ વિચારોમાં એના છ દિવસ વ્યતીત થઈ ગયા હતા.

આજે સાતમો દિવસ છે.

આજે એના વિચારોનો પ્રવાહ સ્વચ્છ છે...શુદ્ધ છે... છતાં શીતળ નથી...ગરમ ગરમ છે: એની બીડાયેલી ચક્ષુઓ એના ભૂંડા ભૂતકાળને જોઈ રહી...પણ વધુ સમય

ન જોઈ શકી....વીતેલો ભૂતકાળ એક બિહામણું ભૂતાવળ... ભાસ્યું...સૂતેલો ગોશાલક એક કારમી ચીસ પાડી ઉઠયો.... આંખે આંસુઓનાં પૂર ઉમટયાં...

'શું થયું પ્રભુ ? '...ભકતોના હૈયાં ફફડી ઉઠયાં... ગોશાલકનાં મસ્તક પર સેંકડો કોમળ હાથ ફરી રહ્યા....

'શું કહું મારા અંતરતમની વેદના ? ગોશાલકનો કંઠ ગદ્‌ગદ્‌ બની ગયો. હૈયું વેદનાના ભારથી ભગ્ન બની રહ્યું..

એ કંઇ બોલી શકતો નથી...છતાં બધું જ સમજી રહ્યો છે. સારાયે જીવનમાં આજે જ દીવો સળગી ઉઠયો છે...પણ ત્યારે એ દીવાનો પ્રકાશ એના માટે આંસુ પાડવા સિવાય બીજા કોઈ જ ઉપયોગનો નથી રહ્યો.

ભકતો કંઇ જ સમજી શકતા નથી અને એમના માટે અકથનીય વેદના બની ગઈ. પરંતુ થોડીક ક્ષણોની નીરવ શાંતિ બાદ ગોશાલકે ભીંતના ટેકે બેસવા પ્રયત્ન કર્યો... ' હું મહા પાપી છું ' આંસુની ધારા સાથે ગોશાલક ધ્રૂસકાં લેતો રડી પડયો.

'પ્રભુ ! આપ મહા પાપી ? આપે તો અમારા જેવા લાખોને તાર્યા...' શ્રાવસ્તિના અયંપૂલ શ્રાવકે કહ્યું.

'ના ના...મેં તમને તાર્યા નથી શ્રાવકો...! મેં તમને ઊંડા ભવકૂપમાં ઉતાર્યા છે...' સજળ–નયને ગોશાલકે પોતાની આસપાસ વીંટળાઈ વળેલા ભકતો સામે જોયું.

'દેવ ! આપ સાચા જિન છો...રાગદ્વેષના વિજેતા છો...આપ અમને ભવકૂપમાં કોઇ કાળે ય ન ઉતારો.... અયંપૂલ શ્રાવકે ગોશાલકમાં વિશ્વાસ વ્યકત કર્યો.

'હું જિન નથી, હું રાગદ્વેષનો વિજેતા નથી અયંપૂલ !...'

'હેં ?'

'હા, સાચોસાચ હું જિન નથી...મેં તમને છેતર્યા છે.... મેં તમને મારી માયાજાળમાં ફસાવ્યા છે...' ગોશાલકનું ગંભીર આત્મમંથન શબ્દો દ્વારા બહાર પાડવા માંડ્યું.

'માની શકાય તેવી વાત નથી...પ્રભુ !'

'કારણ કે મેં તમને આંજી નાંખ્યા છે...તમે મારા પર અનન્ય દૃષ્ટિરાગ ધરાવો છો !'

'નાથ...કંઈ સમજાતું નથી.'

'સાચી વાત છે, ન સમજાય તેવી વાત છે. આજ દિન સુધી મેં તમારા કાનમાં ઠોકી ઠોકીને...તર્કથી...બુદ્ધિથી જ્ઞાનથી એવું ઠસાવી દીધું છે કે આજની મારી વાત તમને પહેલવહેલી ન જ સમજાય !'

'એટલે ?'

'એટલે એ જ કે સાચા જિન...સાચા તીર્થંકર શ્રીમદ્ મહાવીર વર્ધમાન છે...'

'શું ?' હજારો ભક્તો ફાટી આંખે બોલી ઉઠયા.

'હા, હું તેમનો સૌ પ્રથમ શિષ્ય હતો.'

'સૌ પ્રથમ તો ઇન્દ્રભૂતિ ગૌતમ છે ને ?

'ના ભાઈઓ, હું તો ત્યારનો શિષ્ય છું કે જ્યારે શ્રી વર્ધમાનને કેવળજ્ઞાન નહોતું પ્રગટ્યું...

'સાચું ?'

'તદ્દન સાચું. હું શું કહું ભાઈઓ ? જ્યારે એ પરમગુરૂ વર્ધમાનના ઉપકારોને યાદ કરું છું ત્યારે મારું કાળજું કંપી ઉઠે છે...જે તેજોલેશ્યા વીર વર્ધમાન પર મેં મૂકી તે તેજોલેશ્યા મને શિખવી હતી એ જ કૃપાનિધિ વર્ધમાને...'

સૌ સ્તબ્ધ બની ગયા.

ગોશાલકે પડખું ફેરવ્યું

પરિચારકે પાણી આપ્યું.

અત્યંત વેદનાને અનુભવતો ગોશાલક ક્ષણભર આંખો બંધ કરી પુનઃ ભક્તોને સંબોધવા લાગ્યો. આજે એને પોતાના સઘળાં પ્રાતકોને પ્રગટ કરી આત્માને હળવો કરી દેવો છે...આજે એને પોતાના લાખો અનુયાયીઓની ભ્રમણા ભાંગી નાંખવી છે. આજે એને પોતાની કમજાતને એના મૂળ સ્વરૂપે પ્રગટ કરી દેવી છે.

'જગદ્ગુરુની ઘોર આશાતના, દારુણ અવગણના કરીને મેં મારું બોધિબીજ બાળી મૂક્યું છે. એટલું જ નહિં પણ તમારાં બોધિબીજ પણ સળગાવી દીધાં છે.'

'ત્યારે શું આપનો નિયતિવાદ સત્ય પર નિર્ભર નથી?'

'બિલકુલ નહિ. મારા નિયતિવાદ એકાંત દૃષ્ટિ પર રચાયેલો છે, માટે તે મિથ્યા છે. શ્રી વીર વર્ધમાનનો અનેકાંતવાદ જ સાચો છે.'

'તો પછી વીર વર્ધમાન કરતાં આપના અનુયાયીઓ વધુ કેમ ?'

'કષ્ટ વગરનો ધર્મ ઘણાને ગમે ! કષ્ટમય ધર્મ ઓછાને

રૂચે ! મેં તમને એવો ધર્મ સમજાવ્યો કે જેમાં તમને કષ્ટ ઓછું પડે...સહન ન કરવું પડે અને તમે ધાર્મિક તરીકે કહેવાઓ ! અને આ તો નવો પંથ કાઢવાની તરકીબ છે ! મેં વિચાર્યું કે મહાવીરનો ધર્મ તપ–ત્યાગ અને સંયમના મહાન કષ્ટોથી સાધ્ય છે; જો હું તપ–ત્યાગ અને સંયમના કષ્ટો વિનાનો ધર્મ દુનિયાને બતાવીશ તો જ લોકો મારા અનુયાયીઓ બનશે !'

જાદુગર પોતાના જાદુનો ભેદ ખોલે અને તે જેટલો રોમાંચક હોય તેટલો જ રોમાંચક ગોશાલકનો આ વૃત્તાંત બની રહ્યો.

ગોશાલકનો દેહ તેજોલેશ્યાની તીવ્ર વેદના અનુભવે છે.

ગોશાલકનો અંતરાત્મા મહાવીરની આશાતનાનો ઉગ્ર સંતાપ અનુભવે છે.

મેં કેવળ આ ભવનો જ વિચાર કર્યો...પરલોકનો મેં જરાય વિચાર ન કર્યો...મને ભારે ખેદ એ છે કે હું મહાપાપી હજી કેમ જીવું છું ?' ગોશાલક બે પગ વચ્ચે માથું દબાવી હીબકી હીબકી રડવા લાગ્યો.

ત્યાં એક ભક્ત આશ્વાસન આપવા લાગ્યો :

'મહારાજ, જે બનવા કાળ હતું તે બની ગયું...હવે વધુ ખેદ કરવાથી શું ?'

'કોણ છે એ ?' એવાં પોકળ આશ્વાસનો આપી મને પાપ–પશ્ચાત્તાપથી પાછો ન પાડો. બનવાકાળ નથી બન્યું. મારી અવળચંડાઇએ બનાવ્યું છે...મારા પાપપ્રિય જીવે મહાન અધમતા કરી છે...'

રૂદન અને રોષથી ગોશાલકે ભક્તને ઝાટક્યો.

હવે તેનો કંઠ રૂંધાવા માંડ્યો. તેની વેદનાએ માઝા મૂકી. તે બેસી ન શક્યો. સંથારામાં લાંબો થઈ ગયો... પણ હજુ તેને ઘણું કહેવું હતું...હજુ તેને ઘણી અંતર વ્યથા ઠાલવવી હતી.

પા કલાક...અડધો કલાક...મૌન પથરાયું.

'હવે મારી તમને એક જ આજ્ઞા છે....'

'જરૂર ફરમાવો...' એકી સાથે સર્વ બોલી ઉઠ્યા.

'મારા મૃત્યુ પછી...મારા ડાબા પગને દોરડાથી બાંધજો ...શ્રાવસ્તિની ગલીએ ગલીએ મારા મડદાને ઢસેડજો...મારા મોંઢા પર થૂંકજો'...આંસુથી સંથારો ભીંજાઈ ગયો... ત્યારે ત્યાં રહેલા કોની આંખમાંથી આંસુ નહિ પડયાં હોય?

સાચાં હૈયે પાપનું આલોચન કરનાર મનુષ્ય પથ્થર-દિલને પણ પીગળાવી દે છે.

'ત્રણ વાર ફેરવજો...અને કહેજો: 'આ મંખલીપુત્ર ગોશાળો છે...આ જિન નથી...પણ જિનેશ્વરનો વૈરી છે....ગુરુનો અવર્ણવાદી છે...શ્રમણનો ઘાતક છે. સર્વદોષોનો દરિયો છે...'

બોલતાં બોલતાં થાક લાગે છે. બોલતાં બોલતાં હૈયું ભરાઇ આવે છે...

'કહેજો—સાચા જિન... સાચા તીર્થંકર...ખરેખર કેવળજ્ઞાની સત્યવાદી...પરમ કરુણાનિધાન...ધર્મના દેશક... ભગવંત મહાવીર છે...'

ગોશાલકની સ્મૃતિમાં ભદંત મહાવીરની કરુણામૂર્તિ

અંકિત થઈ. એણે મનોમન મહાવીરદેવને ભારપૂર્વક વંદના કરી...મહાવીરદેવનાં ચરણે પોતાના પાપાત્માનાં ગરમાગરમ આંસુઓથી પૂજન કર્યું.

સાતમા દિવસની સંધ્યા ટાણે ગોશાલક આ દુનિયાને છોડી ગયો.

દુનિયા તો ત્યારે ય ગાળોની ગાજવીજથી ગાજી રહી હતી પણ ત્યારે ભગવંત મહાવીરે 'ગોશાલકને મોક્ષપ્રાપ્તિ થશે.' એવું પરમ સત્ય પ્રકાશ્યું.



# પતન
# અને
# ઉત્થાન

હે મેઘ !

પૂર્વભવમાં તો તું તિર્યંચ યોનીમાં હતો.

ત્યાં ન હતું સમ્યક્ત્વ કે ન હતું ચારિત્ર !

છતાંય ત્યાં તેં સંસાર ટૂંકો કર્યો.

જ્યારે આ ભવમાં તેં ચારિત્ર પ્રાપ્ત કર્યું છે.

તો શા માટે ઘરે જવાનો વિચાર કરે છે ?

આ દુઃખ તો નહિવત્ છે......



# પતન અને ઉત્થાન

રાજગૃહી નગરી હતી.

આજે દેખાતી દીન–હીન દશા ત્યારે રાજગૃહીની ન હતી. મગધ–સામ્રાજ્યની એ રાજધાની હતી. માગધ પ્રજાએ એ નગરીને સજાવી હતી. મગધ સમ્રાટ શ્રેણિકે એને ગૌરવવંતી વિજયી નગરી બનાવી હતી. તત્કાલીન અનેક સામ્રાજ્યોમાં રાજગૃહીની પ્રશંસા થતી હતી. અનેક સમ્રાટો રાજગૃહીથી લલચાતા હતા.

મહારાજા શ્રેણિકની એક રાણીનું નામ હતું નન્દા. નન્દાના પુત્રનું નામ અભયકુમાર. શ્રેણિકની બીજી રાણીનું નામ હતું ધારિણી. ધારિણીના પુત્રનું નામ મેઘકુમાર.

અભયકુમાર બુદ્ધિધન હતો.

મેઘકુમાર ધર્મધન હતો.

મેઘકુમારનો જીવ જ્યારે ધારિણીની કૂખે આવ્યો હતો ત્યારે ધારિણીએ એક ખૂબ સુન્દર સિંહને સ્વપ્નામાં જોયો હતો...જાણે આકાશમાર્ગે સિંહ આવે છે અને ધારિણીના મુખમાં પ્રવેશ કરે છે!

મેઘકુમારનો જન્મ થાય છે...મહારાજા શ્રેણિક જન્મોત્સવ કરે છે. સમગ્ર મગધ દેશમાં આનંદ છવાય છે. જેલોમાંથી કેદીઓને મુક્ત કરવામાં આવે છે. દીનજનોને દાન આપવામાં આવે છે.

બાલ્યાવસ્થા ચાલી ગઈ. મેઘકુમારે કલાચાર્યો પાસેથી શસ્ત્રકલા અને શાસ્ત્ર-કલા મેળવવા માંડી. મેઘકુમાર રૂપ-રૂપના અંબાર તો હતા જ, હવે કલાઓના પણ ભંડાર બન્યા.

સહુજનપ્રિય બન્યા.

અનેક તરુણોના મિત્ર બન્યા.

ઉત્તમ સંસ્કારો અને ઉચ્ચ કોટીનું શિક્ષણ પામી મેઘકુમાર એક શ્રેષ્ઠ રાજકુમાર બન્યા.

એ કાળ હતો શ્રમણ ભગવંત મહાવીરસ્વામીનો-ભગવંત એ સમયે મગધ ભૂમિને પાવન કરી રહ્યા હતા. મગધ દેશની પ્રજા અપૂર્વ સુખશાન્તિ અનુભવી રહી હતી. પરમાત્માની ચંદનશીતળ વાણીથી દેવો, મનુષ્યો અને તિર્યંચો સદ્ગતિનો બોધ પામતા હતા.

ભગવંત વિહરતા વિહરતા રાજગૃહીમાં પધાર્યા. ગુણશીલ ચૈત્યના વિશાલ પ્રાંગણમાં પ્રભુનાં દર્શન કરવા માનવ-મહેરામણ ઊમટયો.

મહારાજા શ્રેણિક પણ પરિવાર સાથે પ્રભુનાં દર્શને આવ્યા. દેવોએ સમવસરણની રચના કરી. સિંહાસન પર આરુઢ થઈ પ્રભુએ દેશના આરંભી.

આજે સહુ દેશનામૃતનું પાન કરતા હતા પણ મેઘ-કુમારનું અમૃતપાન અદ્ભુત હતું. મેઘકુમાર ભગવંતના શબ્દેશબ્દમાં લીન બની ગયા.

ભાવના ઊંડાણુમાં પ્રવેશી ગયા.

રાજ વૈભવો એમને અસાર ભાસ્યા. માનવનાં તમામ ભોગ–સુખો પરથી આસક્તિ છૂટી ગઇ! તેઓ રાજમહેલે પાછા આવ્યા. શરીર પાછું આવ્યું, આત્માનું તો ભગવંત મહાવીરસ્વામીને ચરણે સમર્પણ થઈ ગયું હતું.

મહેલે આવીને તેમણે માતા ધારિણીને કહ્યું : 'હું ભગવાન મહાવીરને ચરણે જીવન સમર્પિત કરીશ. મારું મન સંસારના સુખોથી વિરક્ત બન્યું છે.'

રાણી ધારિણી મેઘકુમારની વાણી સાંભળી બેહોશ થઇ ગઇ. જ્યારે તે ભાનમાં આવી, મેઘકુમારને રડતાં રડતાં સંસારનો ત્યાગ નહીં કરવા કહેવા લાગી. મેઘકુમારે વૈરાગ્યમય અને જ્ઞાનમય વાણીથી માતાને સમજાવી.

માતાએ એક દિવસ માટે મેઘકુમારનો રાજ્યાભિષેક કરી રાજા બનાવવાની ઇચ્છા વ્યકત કરી.

મહારાજા શ્રેણિકે ધારિણીની ઇચ્છા પૂર્ણ કરી. મેઘ-કુમાર એક દિવસ માટે રાજા બન્યા.

બીજે દિવસે તો મેઘકુમારનો ચારિત્રમહોત્સવ મંડાયો.

મેઘકુમાર રાજકુમારમાંથી અણગાર બન્યા. શ્રમણ–ભગવાન મહાવીરસ્વામીને ચરણે સમર્પિત થઈ ગયા.

મગધની પ્રજાએ પોતાના રાજકુમારના સંસારત્યાગની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી. અનેક આત્માઓ ભગવંત મહાવીર-સ્વામીના ત્યાગમાર્ગ તરફ આકર્ષાયા.

શ્રમણજીવનની પહેલી રાત હતી.

હજારો શ્રમણો છ–છ પ્રહરની સાધના–આરાધના પછી શરીરનો શ્રમ દૂર કરવા નિદ્રાધીન થયા હતા. નૂતન મુનિ મેઘકુમાર જમીન પર સંસ્તારક બીછાવીને નિદ્રાધીન થવાપ્રયત્ન કરતા હતા, પણ નિદ્રા આવતી ન હતી. નિદ્રા ક્યાંથી આવે ? રાત્રે લઘુશંકા દૂર કરવા અનેક શ્રમણો જાવ–આવ કરતા હતા...મેઘકુમાર મુનિના સંસ્તારક પર અનેક શ્રમણોના પગ પડી જતા હતા. સંસ્તારક ધૂળથી ભરાતો હતો.

સુકોમળ શરીર !

સંયમ–સાધનોની પ્રથમ રાત !

શારીરિક પ્રતિકૂળતાએ મેઘકુમારના મનને અસ્વસ્થ બનાવી દીધું. તેઓ વિચારે છે: 'મારાથી આવું જીવન નહીં જિવાય. નિદ્રા આવતી નથી. શરીર થાકી ગયું છે, સૂવાનું સ્થાન અનુકૂળ નથી, પ્રભાતે ભગવંતને નિવેદન કરી મારે ઘેર જઈશ...

માનસિક ઘોર અસ્વસ્થતામાં તેમણે રાત પસાર કરી. પ્રભાત થયું અને મેઘકુમાર મુનિ શ્રમણ ભગવંત મહાવીર-સ્વામી પાસે પહોંચ્યા. મનમાં અસ્વસ્થતાનો પાર ન હતો. હૃદય અપાર વ્યથાથી ભરેલું હતું. મુખ પર ગ્લાનિ અને ગંભીરતા છવાયેલાં હતાં.

ભગવંતને પ્રણામ કરી મેઘકુમાર ઊભા રહ્યા. ભગવંત બોલ્યા : મેઘમુનિ ! ઘણા આર્ત્તધ્યાનમાં રાત વિતાવી ? રાતે નિદ્રા ન આવી ? ધૂળથી ભરેલા સંસ્તારકે અસ્વસ્થ બનાવ્યા ? આટલો નાનો પરિષહ સહી ન શક્યા ? મેઘ, તમે તમારો પૂર્વભવ સાંભળો.' મેઘકુમાર મુનિ તો ટગર-ટગર

ભગવંત સામે જોઈ રહ્યા...ભગવંતનો એક–એક શબ્દ સંતપ્ત હૃદયને અપૂર્વ શાન્તિ આપતો હતો. ભગવંતે કહ્યું :

'મેઘ, તમે પૂર્વભવમાં હાથી હતા. એક જંગલમાં તમારો વાસ હતો. એ જંગલમાં અચાનક આગ લાગી. પશુઓ ગભરાયાં અને નાસભાગ કરવા લાગ્યાં. હાથીને દયા આવી. તેણે પોતાની સૂંઢથી જંગલના એક મેદાનને સાફ કરી નાખ્યું. ઘાસ ઉખેડીને મેદાનમાં જઈ ઊભો. પશુઓ બધાં આગથી બચવા માટે એ મેદાનમાં ભરાયાં. હાથી એ મેદાનને કિનારે ઊભો હતો. ત્યાં એક સસલું ગભરાયેલું દોડતું આવી પહોંચ્યું. મેદાનમાં જરાય જગા ન હતી. તે કિનારે આવીને ઊભું રહ્યું. એ અરસામાં હાથીને શરીરે ખંજવાળ આવી. શરીર ખંજવાળવા એક પગ ઊંચો કર્યો... પાસે ઊભેલા સસલાને જગા મળી ગઈ! કૂદકો મારીને સસલું એ જગામાં ગોઠવાઇ ગયું!

'હાથીએ સસલાને જોયું. હવે પગ ક્યાં મૂકવો? જો પગ મૂકે તો સસલું છૂંદાઈ જાય. તેણે પગ ન મૂકયો. સસલા પર દયા આવી પરંતુ પગ ક્યાં સુધી અદ્ધર રાખવો? એ હાથીએ જીવદયાના પરિણામથી મનુષ્યનું આયુષ્ય–કર્મ બાંધ્યું! અઢી દિવસ પછી દાવાનલ બુઝાયો પશુઓ પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં. હાથીએ પોતાનો પગ નીચે મૂકવા પ્રયત્ન કર્યો, પરંતુ પગ અકડાઈ ગયો હતો. હાથી જમીન પર ઢળી પડયો. શરીરમાં અસહ્ય પીડા થવા લાગી. પરંતુ સમતાભાવે પીડા સહન કરી. સસલાને બચાવ્યાનો શુભ પરિણામ ટકી ગયો. મૃત્યુ થયું. અને એ

હાથીનો જીવ શ્રેણિકની રાણી ધારિણીની કૂખે આવ્યો તે જ તું મેઘકુમાર !'

'હે મેઘ ! પૂર્વભવ તો તિર્યંચ યોનિનો હતો. ત્યાં ન હતું સમ્યક્ત્વ કે ન હતું ચારિત્ર ! છતાં ત્યાં તેં સંસાર ટૂંકો કર્યો ને મનુષ્યઆયુષ્ય બાંધ્યું...જ્યારે આ ભવમાં તો તેં સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે ને અણમોલ ચારિત્ર પ્રાપ્ત કર્યું છે. આ શ્રમણ-જીવનમાં, સાધુપુરુષોની ચરણરજથી કંટાળીને....ઉદ્વિગ્નિ થઈને તું શા માટે જવાનો વિચાર કરે છે ? આ દુઃખ તો નહિવત્ છે. આ પરિષહ તો તુચ્છ છે. સ્વસ્થ થા અને તારા પૂર્વજીવનને જો.'

ભગવંતની વાણી સાંભળતાં મેઘ મુનિવરને 'જાતિ-સ્મરણ જ્ઞાન' પ્રગટ્યું. પોતાનો પૂર્વભવ સ્મૃતિમાં આવી ગયો. જે પ્રમાણે ભગવંતે ભવ બતાવ્યો એ જ પ્રમાણે મેઘ મુનિવરે જોયો. તેમને પોતાની ભૂલ સમજાણી. ખૂબ પશ્ચાત્તાપ કર્યો. ભગવંતને પુનઃ પુનઃ વંદન કરી તેમણે કહ્યું:

'હે કૃપાસિન્ધુ ! આજથી હું મારા શરીરના મમત્વને ત્યાગું છું, એક માત્ર આંખોની રક્ષા કરીશ. એ સિવાય શરીરના કોઈપણ અંગ-પ્રત્યંગની સેવા-સુશ્રુષા કરીશ નહીં.'

મેઘ મુનિવરનો વૈરાગ્ય તીવ્ર બન્યો. આલોચના-પ્રાયશ્ચિત્તથી એમનો આત્મા નિર્મળ બન્યો.

સ્થવિર ગીતાર્થ મુનિવરો પાસે તેમણે શાસ્ત્ર-જ્ઞાન મેળવવા માંડયું. અગિયાર અંગ (સૂત્ર)નું સૂત્રથી ને અર્થથી જ્ઞાન પ્રાપ્ત કર્યું. છટ્ઠ-અટ્ઠમ (બે ઉપવાસ, ત્રણ ઉપવાસ)

વગેરે તપ કરવા લાગ્યા. જ્ઞાન અને તપ વિના કર્મોની નિર્જરા ન થાય; અર્થાત્ કર્મોનો નાશ ન થાય. તેમણે સાધુજીવનની ઉત્કૃષ્ટ આરાધના આરંભી. તે પૂર્ણ કરીને સોળ મહિનાનો લાગટ 'ગુણરત્નસંવત્સર તપ' કર્યો.

મેઘ મુનિનું શરીર સાવ કૃશ બની ગયું. એકેએક હાડકું દેખાય...એકેએક નસ દેખાય...આત્માની ઓળખાણ થયા પછી દેહ પ્રત્યે મમત્વ રહે ક્યાંથી ? શરીર તો બંધનરૂપ લાગે.

પ્રભુની આજ્ઞા સ્વીકારી મેઘ મુનિએ 'અનશન' (આજીવન ખાવાનું નહીં, પીવાનું નહીં.) લીધું.

સ્થવિર મુનિવરો સાથે મેઘ મુનિવર વૈભારગિરિ પર પધાર્યા, એક શુદ્ધ પાષાણશિલા પર બેઠા, ચારે પ્રકારના આહારનો ત્યાગ કર્યો, અઢાર પાપસ્થાનકોને આલોચ્યાં... સર્વ જીવો સાથે ક્ષમાપના કરી.

દિન દિન ચઢતા વૈરાગે ને ચઢતા સંવેગે મેઘ મુનિવરે એક મહિનાનું અનશન પૂરું કર્યું.

મુનિવર કાળધર્મ પામ્યા.

'અનુત્તર વિમાન'માં દેવ થયા.

ભગવંત મહાવીરસ્વામીએ કહ્યું: 'મેઘ મુનિવર દેવલોકમાં ૩૩ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લેશે. ત્યાં સર્વ કર્મોનો ક્ષય કરી મોક્ષ દશા પ્રાપ્ત કરશે.'



| | |
|---|---|
| ભગવાનને<br>છીંક આવી.<br>કોઢિયાએ<br>કહ્યું : 'મર' | કાલ સૌકરિકને<br>છીંક આવી..<br>કોઢિયાએ કહ્યું :<br>'મા જીવ, મા મર !' |

# કો<br>કો ઢિ યો<br>યો

| | |
|---|---|
| અભયકુમારને છીંક આવી.<br>કોઢિયાએ કહ્યું :<br>'જીવ કે મર' | શ્રેણિકને છીંક આવી.<br>કોઢિયો બોલ્યો :<br>'ચિરંજીવ !' |



શ્રમણભગવંત મહાવીરસ્વામી રાજગૃહી નગરીમાં પધાર્યા હતા. નગરીની બહાર 'ગુણશીલ' ચૈત્યમાં ભગવાન બિરાજમાન હતા.

મગધસમ્રાટ શ્રેણિક ભગવાન મહાવીરસ્વામીના અનન્ય ભક્ત હતા. તેમને વનપાલકે ભગવંતના આગમનના શુભ સમાચાર આપ્યા. શ્રેણિકનું હૃદય હર્ષથી નાચી ઊઠ્યું. તેમણે પરિવાર સાથે ભગવાનનાં દર્શને જવાની તૈયારીઓ કરવા માંડી.

'ગુણશીલ' ચૈત્ય અને રાજગૃહીનો બહારનો પ્રદેશ તો ભવ્ય અને મનોહર સમવસરણની રચનાથી શોભી ઊઠ્યો હતો. કરોડો દેવો, મનુષ્યો અને પશુ-પક્ષીઓ પરમાત્મા મહાવીરસ્વામીનો ધર્મોપદેશ સાંભળવા ગુણશીલ ચૈત્યમાં ઊભરાયા હતા.

સમ્રાટ શ્રેણિક મહામંત્રી અભયકુમાર સાથે પરિવારને લઇને પહોંચ્યા ભગવંતના સમવસરણમાં. ભગવંતને વંદના કરી, ત્રણ પ્રદક્ષિણા દઈ, પોતાના યોગ્ય સ્થાને સહુ બેસી ગયા અને ધર્મોપદેશ સાંભળવા લાગ્યા.

ત્યાં અચાનક એક પુરુષ સમવસરણમાં ધસી આવ્યો ...તે કોઢિયો હતો. તેના શરીરમાંથી પરુ ટપકી રહ્યું હતું. તેનો દેખાવ બિભત્સ હતો. તે તો ભગવાનનાં ચરણો પાસે બેસી ગયો અને પોતાના શરીરમાંથી નીકળતું પરુ ભગવાનનાં ચરણો પર ચોપડવા લાગ્યો.

પરમ ભક્ત શ્રેણિક આ કોઢિયાની ધૃષ્ટતા જોઈ રોષાયમાન થયા અને એને રોકવા જાય છે ત્યાં ભગવંતને છીંક આવી. કોઢિયો બોલ્યો:

'મર!'

પછી અભયકુમારને છીંક આવી. કોઢિયો બોલ્યો:

'જીવ કે મર!'

પછી કાલસૌકરિક કસાઈને છીંક આવી, કોઢિયો બોલ્યો:

'મા જીવ, મા મર.'

છેવટે શ્રેણિકને છીંક આવી. કોઢિયો બોલ્યો:

'ચિરંજીવ!'

શ્રેણિકને કોઢિયા પર ખૂબ ખીજ ચઢી. પોતાના સૈનિકોને આજ્ઞા કરી:

'કોઢિયાને બાંધી નગરમાં લઈ જાઓ.'

પેલા સૈનિકો કોઢિયા પાસે આવે એ પહેલાં તો કોઢિયો આકાશમાં ઊડીને ક્યાંક ચાલ્યો ગયો. સમ્રાટ અને સૈનિકો ...બધા જોતા રહી ગયા.

શ્રેણિકે ભગવંત સામે જોયું અને બે હાથ જોડી વિનયથી પૂછ્યું:

'હે ભગવંત, આ કોઢિયો કોણ હતો અને શા માટે એના શરીરમાંથી નીકળતું પરુ આપના ચરણે લગાડી આશાતના કરી ગયો ?'

ભગવંતે શ્રેણિકને કહ્યું 'શ્રેણિક, એ પુરુષ દેવ હતો ! તે મારા પગે પરુ લગાડતો ન હતો પરંતુ ચંદનથી પૂજા કરતો હતો ! એ દેવની પૂર્વજીવનની કથા કહું છું તે સાંભળ.'

કૌશામ્બીમાં શતાનિક રાજા રાજ્ય કરતો હતો; ત્યારે કૌશામ્બીમાં એક ગરીબ બ્રાહ્મણ રહે. તેનું નામ સેડુક. સેડુકની પત્નીનું નામ સુશર્મા. સુશર્મા ગર્ભવંતી થઇ. તેણે સેડુકને કહ્યું : 'તમે ઘીગોળ વગેરે લાવી રાખો, પ્રસૂતિ વખતે મારે જરૂર પડશે.' પણ ગરીબ સેડુક ઘીગોળ ક્યાંથી લાવે ? સુશર્માએ તેને ઉપાય બતાવ્યો : 'તમે રોજ રાજા પાસે જાઓ, પુષ્પનો હાર ભેટ આપો. રાજા તમને આજીવિકા બાંધી આપશે.'

સેડુક પત્નીના કહ્યા મુજબ રોજ પ્રભાતે રાજાને સુગંધી પુષ્પનો હાર આપવા માંડયો.

એ અરસામાં ચંપાનગરીના રાજા દધિવાહને કૌશામ્બીને ઘેરો ઘાલ્યો. શતાનિકે નગરના દરવાજા બંધ કરાવી દીધા અને કિલ્લા પર સૈનિકો ગોઠવી દીધા. દધિવાહન રાજા અકળાયો એટલામાં તો વર્ષાઋતુ આવી ગઇ. રાજા સૈન્ય સાથે રાતોરાત ચાંપાનગરી તરફ રવાના થયા.

આ વાત સર્વ પ્રથમ બગીચામાં ગયેલા સેડુકે જાણી. તે દોડતો રાજા શતાનિક પાસે ગયો અને રાજાને દધિવાહન રાજાના ચાલ્યા જવાની વાત કરી. તુર્ત જ શતાનિકે સૈન્ય

સાથે દધિવાહનનો પીછો પકડયો અને પાછળથી હુમલો કરી દધિવાહનનું સર્વસ્વ લૂંટી લીધું.

કૌશામ્બીમાં આવીને રાજાએ સેડુક બ્રાહ્મણને બોલાવીને કહ્યું :

'હું તારા પર પ્રસન્ન થયો છું, તારે જે જોઈએ તે માંગ !'

સેડુકે કહ્યું : 'મહારાજા, મને રોજ એક ઘેર ભોજન અને એક સોનામહોર દક્ષિણા મળે, એવો પ્રબંધ કરી આપો.'

શતાનિકે ગોઠવણ કરી આપી. સેડુકની દરિદ્રતા દૂર થઇ, તે થોડા વર્ષોમાં શ્રીમંત બની ગયો.

બ્રાહ્મણભાઇ એટલે ભોજનનો રસ વધારે! વધુ ખાઈ શકાય એટલે રોજ ભોજન કરવા પહેલાં ઊલટી કરીને જૂનું ખાધેલું ભોજન કાઢી નાંખે! તેથી તેને કોઢ રોગ થયો. શરીરમાંથી પરુ ટપકવા માંડયું. રાજાએ તેને રાજસભામાં આવવાની મનાઈ કરી અને લોકોએ પોતાને ઘેર ભોજન માટે આવવાની ના પાડી! રાજાએ સેડુકના પુત્રને ભોજનનો અને દક્ષિણાનો અધિકાર આપ્યો. પુત્રે સેડુકને પોતાના ઘરની પાસે ઘાસની ઝૂંપડી બાંધી આપી, તેને ત્યાં રાખ્યો.

સેડુકને ન ગમ્યું. તેણે પુત્ર અને પુત્રવધૂને ગાળો દેવા માંડી. પુત્ર અને પુત્રવધૂએ સેડુકનો તિરસ્કાર કરવા માંડયો. રોજ ઝઘડો; રોજ કલહ.

સેડુક ખૂબ રોષે ભરાયો. તેણે પોતાના સંપૂર્ણ પરિવારને

કોઢિયો બનાવી દેવાનો નિર્ણય કર્યો. એક દિવસ મોટા પુત્રને બોલાવીને કહ્યું :

'મારી ઇચ્છા હવે તીર્થયાત્રા કરવા જવાની છે. પરંતુ ધર્મની અને કુળની આજ્ઞા મુજબ એક બકરાનું પોષણ કરી, પછી એના માંસનું સહકુટુંબ ભોજન કરવું પડશે, માટે તમે મને એક બકરો આપો.'

પુત્ર તો 'ધર્મ શું છે? ધર્મની આજ્ઞા આવી હિંસાની ન હોય.' 'આવું કંઈ તે જાણે નહિ.' એટલે તેણે બકરો લાવી આપ્યો. સેડુક રોજ એ બકરાને પોતાનું વમન કરેલું (ઊલટી કરેલું) ભોજન કરાવવા લાગ્યો. છ મહિનામાં તો બકરો કોઢિયો બની ગયો.

કોઢિયા બકરાને વધ કરી તેના માંસને રાંધી સેડુકે સહકુટુંબ ભોજન કર્યું. પરિણામે આખો પરિવાર કોઢિયો બની ગયો. સેડુકને વેરનો બદલો લીધાનો સંતોષ થયો! પણ પરિવારને એના તરફ તીવ્ર રોષ થયો.

સેડુક ઘરેથી નીકળી ગયો. જંગલોમાં ભટકવા લાગ્યો... ભટકતાં ભટકતાં ઝરણાંઓના પાણી પીવા લાગ્યો. ભાગ્યયોગે એનો કોઢ રોગ મટી ગયો! તુર્ત તે ઘેર આવીને પરિવારને ગાળો દેવા લાગ્યો. પુત્રોએ એને કાઢી મૂક્યો.

તે રાજગૃહીને દ્વારે આવ્યો. તે વખતે અમે રાજગૃહીમાં આવેલા હોવાથી, દ્વારપાલે સેડુકને કહ્યું: 'તું અહીં બેસજે. દ્વારદેવતાને જે નૈવેદ્ય ચઢાવવા આવે તે તું લેજે. હું ભગવાન મહાવીરસ્વામીને વંદન કરીને આવું છું.' સેડુકને ત્યાં બેસાડી દ્વારપાલ અમારી પાસે આવ્યો. સેડુકને ખૂબ

નૈવેદ્ય મળ્યો, તે બધું જ ખાઈ ગયો... તેને તરસ લાગી... ત્યાં પાણી મળ્યું નહિ. અકળાઈને તે મૃત્યુ પામ્યો.

સેડુક મરી વાવડીમાં દેડકો થયો.

આજે સવારે, પાણી ભરવા ગયેલી પનિહારીઓને મુખે એ દેડકાએ મારું નામ અને મારા આગમનની વાત સાંભળી. તેને જાતિસ્મરણજ્ઞાન થયું, એ વાવડીની બહાર મને વંદન કરવા નીકળ્યો પરંતુ રસ્તામાં તે તમારા રથના ઘોડાના પગ નીચે આવી ગયો અને મૃત્યુ પામ્યો.

એ મરીને સૌધર્મ દેવલોકમાં 'દર્દુર નામનો દેવ થયો.

'ઇન્દ્રને મુખે હે શ્રેણિક! તારા સમ્યગ્દર્શનની પ્રશંસા સાંભળી તે કોઢિયો અહીં આવ્યો અને ચંદનરસથી મારી પૂજા કરી.'

રાજા શ્રેણિકને ખૂબ આનંદ થયો; તેણે મસ્તકે અંજલિ જોડી ભગવંતને પૂછ્યું:

'હે કૃપાવંત, જ્યારે આપને, અભયકુમારને, કાલ-સૌકરિકને અને પછી મને છીંક આવી ત્યારે તે કેવું વિચિત્ર બોલ્યો હતો? એનો અર્થ શો?

ભગવંત બોલ્યા:

'શ્રેણિક, એ યથાર્થ બોલ્યો હતો. મને કહ્યું, 'મર!' કારણ કે હજુ ચાર અઘાતી કર્મો મને છે. જો નિર્વાણ થઇ જાય તો એ કર્મોનો પણ નાશ થાય અને મોક્ષનું અનંત અવ્યાબાધ સુખ મને મળે.'

'અભયકુમારને કહેલું: 'જીવ અથવા મર.' કારણકે અભય આ ભવમાં પરહિતકારી છે અને પરલોકમાં અનુત્તર

દેવલોકનાં સુખ મેળવનાર છે! માટે એ જીવે તોપણ સારું ને મરે તો પણ સારું!'

'કાલસૌકરિકને કહ્યું: 'મા જીવ મા મર.' બરાબર છે! એ જીવે તો રોજ ૫૦૦ પાડાઓ મારે અને મરે તો સાતમી નરકે જાય! માટે એ જીવે એ પણ સારું નહિ અને મરે એ પણ સારું નહીં!

'હે શ્રેણિક, તને કહ્યું: ચિરંજીવ! કારણ કે તું આ ભવમાં ધર્મરસિક છે, પરહિતકારી છે, માટે વધુ જીવે તે સારું મૃત્યુ પછી તારી નરક ગતિ છે, માટે એણે મરવાનું ન કહ્યું!'

ભગવંતે આપેલા ઉત્તરોથી શ્રેણિક, અભયકુમાર અને સંપૂર્ણ પર્ષદા ખૂબ હર્ષ પામી.



ભગવાન શ્રી મહાવીર પ્રભુની દૃષ્ટાંત કથાઓ

દૃષ્ટાંત કથાઓ : દૃષ્ટાંત કથાઓ

* એક શેઠ... એક ડાકુ

* મોરલીનું ઈંડું

* પાંચ દાણા ડાંગરના

*

દૃષ્ટાંત કથાઓ : દૃષ્ટાંત કથાઓ

*

* કાચબો

* તુંબડું

* દ્રમક મુનિ

દૃષ્ટાંત કથાઓ : દૃષ્ટાંત કથાઓ



# એક શેઠ.....એક ડાકુ

રાજગૃહીમાં એક મોટા શાહ સોદાગર હતા. તેમનું નામ ધન્ય શ્રેષ્ઠિ. રાજગૃહીના રાજમાન્ય કરોડપતિ શ્રીમંતોમાં ધન્ય શ્રેષ્ઠિનું સ્થાન મોખરે હતું. તેમની પાસે ધન જ હતું, એમ નહીં. તેઓ ધીમાન્ અને યશસ્વિન્ પણ હતા. તેમની ગગનચુંબી હવેલીમાં અતિથિજનોનું સ્વાગત કરનારી ભદ્રા શેઠાણી ધન્ય શ્રેષ્ઠિના સુખમાં અભિવૃદ્ધિ કરતી હતી. ભદ્રા પાસે જેમ ધન–યૌવન હતાં તેવી રીતે શીલ અને સ્નેહાળ સ્વભાવ હતો.

પરંતુ બધી વાતે પૂર્ણતા હોય ક્યાંથી? સંસારમાં કોઇ પરિપૂર્ણ હોય જ નહીં ને! ભદ્રાનો ખોળો ખૂંદનાર કોઇ સંતાન ન હતું. ભદ્રા જ્યારે એકાંતમાં એકલી પડતી ત્યારે એના મુખ પર ગ્લાનિ ઊપસી આવતી. ધન્ય શ્રેષ્ઠિ પણ ભદ્રાનું આ દુઃખ જોઈ ખિન્ન થઈ જતા.

એ કાળ હતો શ્રદ્ધાનો.

દૈવી તત્ત્વો તરફ ત્યારે માનવો ખૂબ શ્રદ્ધાવાન્ હતા. પોતાના મનોવાંછિત પૂર્ણ કરવા તેઓ દૈવી તત્ત્વો તરફ ઝૂકતા હતા. ભારતની સંસ્કૃતિ હતી. ભારતીય નરનારીની

કામનાઓ, અભિલાષાઓ, ઇચ્છાઓ મંદિરની આસપાસ પરિભ્રમણ કરતી રહેતી હતી. દૃઢ શ્રદ્ધાવાળા માનવો પોતાની ઇચ્છાઓ પૂર્ણ કરીને જતા હતા. મંદિરોમાં હીરા-મોતી અને સોનાના ઢગલા કરી જતા હતા. આ નિરર્થક ન હતું. માનવની મહાન કૃતજ્ઞતા હતી. માનવ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સમર્પણ કરતો હતો મંદિરમાં!

ભદ્રા શેઠાણીએ સંતાનની ઝંખના પૂર્ણ કરવા દેવ-દેવીઓમાં શ્રદ્ધા કરવા માંડી. અનેક માનતાઓ માનવા માંડી... પૂજાઓ કરવા માંડી. પુત્ર વિના ભદ્રાને ધન-વૈભવ અને જીવન તુચ્છ લાગ્યાં. મનની અશાન્તિ વધતી ચાલી. એક રાત્રે ભદ્રાએ ધન્ય શ્રેષ્ઠિને ખૂબ લાગણીભર્યા શબ્દોમાં કહ્યું : 'સ્વામીનાથ, મારું મન અસ્વસ્થ બની ગયું છે. સંતાન વિના...'

પ્રિયે, હું તારી મનોવેદના સમજું છું. પુત્રની તીવ્ર ઝંખનાથી તું ઉદ્વિગ્ન છે. પરંતુ એ માટે જે પુણ્યોદય જોઇએ તે આપણી પાસે નથી.'

'એ પુણ્યોદયને જાગ્રત કરવા માટે મને એક ઉપાય સૂઝે છે, નાથ!'

'કહે...'

'ખૂબ જ ભક્તિભાવથી ભવ્ય આડંબરથી સખીવૃન્દ સાથે તમામ મંદિરોમાં જઈ દેવ-દેવીઓની સેવા-પૂજા કરું! મને શ્રદ્ધા છે કે મારી એ સેવાભક્તિથી પુણ્યનો ઉદય જાગશે! દેવદેવીઓ મારા પર પ્રસન્ન થશે, મારી મનોકામના પૂર્ણ થશે,'

'બહુ સરસ, પ્રિય, તમારો મનોરથ સારો છે, એ પ્રમાણે કરજો.'

પતિની આજ્ઞા મળી ગઈ. શેઠાણી પ્રસન્ન થઈ ગઈ. બીજા જ દિવસથી તેમણે સર્વ મંદિરોની યાત્રા કરવાની તૈયારીઓ આરંભી દીધી. સેંકડો સખીઓને આમંત્રણ પાઠવી દીધાં.

શુભ દિવસે સર્વ મંદિરોની યાત્રા કરી.

શુભ દિવસે શેઠાણી ગર્ભવંતી બન્યાં.

આખી હવેલી હસી ઊઠી. શેઠ–શેઠાણીના આનંદની સીમા ન રહી.

યોગ્યકાળે શેઠાણીએ એક પુત્રને જન્મ આપ્યો. શેઠે મહોત્સવ રચાવ્યા, ગરીબોને દાન દીધાં. અગિયાર દિવસ વીતી ગયા. બારમે દિવસે પુત્રનું નામકરણ કરવામાં આવ્યું. શ્રેષ્ઠિપુત્રનું નામ પાડવામાં આવ્યું–દેવદિન્ન.

શેઠાણી એક ક્ષણ પણ દેવદિન્ન વિના રહી શકતી નથી. ખૂબ જ સ્નેહથી દેવદિન્નનું લાલનપાલન કરે છે.

પુત્ર પાંચ વર્ષનો થયો. નગરમાં એક મહોત્સવ ચાલતો હતો. નગરનાં બાળકો સારાં વસ્ત્ર પહેરીને, સારા અલંકાર સજીને ઉદ્યાનમાં જતાં હતાં. દેવદિન્નને પણ ઉદ્યાનમાં જવાની ઇચ્છા થઈ. શેઠાણીએ દેવદિન્નને નવડાવ્યો, સુંદર વસ્ત્ર પહેરાવ્યાં, કિંમતી અલંકારો સજાવ્યાં. ગાલ પર કાળું ટપકું કર્યું અને નોકર સાથે ઉદ્યાનમાં મોકલ્યો.

દેવદિન્ન તો આજે ખુશ થઈ ગયો! ઉદ્યાનમાં પહોંચી બાળકો સાથે તે રમવા લાગ્યો. નોકર પંથક આજુબાજુ ફરતો હતો.

ત્યાં એક દુર્ઘટના બની.

રાજગૃહીનો કુખ્યાત ડાકુ વિજય ઉદ્યાનમાં ફરી રહ્યો હતો; તેની નજર બાળકો તરફ હતી. દેવદિન્નના શરીર પર ઝગારા મારતાં અલંકારો જોઈને તે લલચાઇ ગયો હતો. તેણે દેવદિન્નનું અપહરણ કરી જવાનો સંકલ્પ કર્યો.

કોઈને પણ ખબર ન પડે તે રીતે તેણે દેવદિન્નને ઉઠાવ્યો. દેવદિન્નને લઈ તે પોતાના અડ્ડામાં આવ્યો.

ધનની લોલુપતાએ વિજય ડાકુને દયાહીન–ઘાતકી બનાવ્યો. સુકોમળ અને મોહક શ્રેષ્ઠિપુત્ર દેવદિન્ન ઉપર વરુની જેમ તૂટી પડયો. દેવદિન્નની કરુણ ચીસો એ ક્રૂર ડાકુના હૃદયને દયાળુ ન બનાવી શકી.

પંખી પીંખાઈ ગયું. દેવદિન્નને ડાકુએ મારી નાખ્યો. વસ્ત્રો અને અલંકારો લઈ લીધાં. દેવદિન્નના મૃતદેહને તેણે ગુણશીલ ચૈત્યના ઉદ્યાનની બાજુમાં, એક જીર્ણ કૂવામાં ફેંકી દીધો અને પોતાના અડ્ડામાં જઇને ભરાયો.

પેલો બિચારો નોકર પંથક ! એણે જ્યારે દેવદિન્નને બાળકોની વચ્ચે ન જોયો...ચારે બાજુ તપાસ કરી. દેવદિન્ન ન મળ્યો. એનો જીવ તાળવે બેઠો, આંખે અંધારા આવી ગયાં. રોતો કકળતો તે ધન્ય શ્રેષ્ઠિ પાસે ગયો. બધી વાત કરી. શેઠ તો વાત સાંભળતાં જ બેભાન બની જમીન પર ઢળી પડયા. શેઠાણીએ જ્યારે સમાચાર જાણ્યા, એમની છાતી પર વજ્રાઘાત થયો. એ કરુણ કલ્પાંત કરવા લાગ્યાં.

દેવદિન્ન વિનાની હવેલી એમને સ્મશાન જેવી લાગી.

દેવદિન્ન વિનાનું જીવન એમને મૃત્યુ કરતાંય વધુ દુઃખદાયી લાગવા માંડયું.

ધન્ય શ્રેષ્ઠિ પહોંચ્યા મહારાજા શ્રેણિક પાસે. બધી વાત કરી. મહારાજાએ તૂર્ત કોટવાલને બોલાવી દેવદિન્નની ભાળ મેળવવાની આજ્ઞા કરી અને શેઠને આશ્વાસન આપી વિદાય કર્યા. કોટવાલે સૈનિકોની સાથે શોધ ચલાવી. શ્રેષ્ઠિપુત્ર તો ન મળ્યો. પણ શ્રેષ્ઠિપુત્રનું મૃત કલેવર કૂવામાંથી મળી આવ્યું. તેના આધારે ડાકુ પણ પકડાઈ ગયો.

સમ્રાટ શ્રેણિકે વિજયને શિક્ષા કરી, જેલમાં પુરાવી દીધો. શેઠને બધા સમાચાર આપવામાં આવ્યા પુત્ર-હત્યાથી શેઠ-શેઠાણી શોકમગ્ન બની ગયાં. પુત્રના હત્યારાને જેલમાં પૂરાયેલો જાણી રાજી થઈ ગયાં!

આ જ સંસાર! હર્ષ-વિષાદનાં ચક્ર ચાલ્યાં જ કરે! માટે તો જીવો દુઃખી છે! હર્ષ-વિષાદના ચક્ર પર વિજય મેળવે તે સુખી બને.

ડાકુ વિજયને જેલમાં રોજ કોરડા મારવામાં આવે છે એ જાણીને શેઠ રાજી થાય છે. પણ એમને ભવિષ્યની ખબર નથી કે એ જેલની કોટડીમાં એક દિવસ તેમને પણ એ ડાકુના સહવાસી બનવાનું છે!

એક દિવસ ધન્ય શેઠ સ્વયં રાજ્યના અપરાધી બન્યા!

ન્યાય એટલે ન્યાય. મગધ સમ્રાટ શ્રેણિકે શેઠને સજા કરી. શેઠના હાથમાં બેડી પહેરાવવામાં આવી અને જેલની કોટડીમાં પુરવામાં આવ્યા! એ જ કોટડીમાં કે

જે કોટડીમાં શેઠના પુત્રનો હત્યારો વિજય ડાકુ હતો. એક જ બેડીમાં બંનેને જકડવામાં આવ્યા !

શેઠના સંતાપનો પાર નથી. ડાકુના હર્ષનો પાર નથી ! શેઠનો સહવાસ મળતાં ડાકુનુ મન હળવું થયું !

પરંતુ શેઠને એક અનુકૂળતા મળી. શેઠને માટે એમના ઘેરથી ભોજન આવે તે ખાવાની છૂટ મળી ! ભદ્રા શેઠાણી શેઠ માટે સારું ભાવતું ભોજન તૈયાર કરે છે અને નોકર પંથક સાથે જેલમાં મોકલી આપે છે. પંથક જઈને ભોજનનો થાળ શેઠની સામે મૂકે છે. પેલો ડાકુ થાળની વિવિધ વાનગીઓ જોઇને લલચાય છે. શેઠને કહે છે :

'શેઠ, મને પણ થોડું ભોજન આપો ને.'

શેઠ રોષથી ભભૂકી ઊઠયા, રાડ પાડીને બોલ્યા : 'દુષ્ટ, ખૂની, તને હું ભોજન આપું ? મારા લાડલા પુત્રની હત્યા કરનારાને હું ભોજન આપું ? જરાય નહીં.'

શેઠે ડાકુનો તિરસ્કાર કર્યો, ભોજન ન આપું. શેઠે એકલાએ જ ભોજન કરી લીધું.

સાંજ પડી અને શેઠને કુદરતી હાજત થઈ. તેમણે ડાકુને કહ્યું,

'મારે જંગલમાં જવું છે, મારી સાથે ચાલ.' શેઠ એકલા તો જઈ શકે નહીં, કારણકે એક જ બેડીમાં બંનેને કેદ કરવામાં આવ્યા છે. ડાકુએ કહ્યું : 'શેઠ, પેટ ભરીને તમે ભોજન કરો છો એટલે તમને હાજત થાય, પરંતુ હું તો ચાબુકના માર ખાઇ ખાઇને અધમૂઓ થઈ ગયો છું અને વળી પેટ–પૂરતું ભોજન પણ મળતું નથી. મને તો કુદરતી હાજત થતી નથી. હું તમારી સાથે નહીં આવું.'

ચોરે ના પાડી દીધી. શેઠને ઉતાવળ થઇ ગઈ. શરીરે પરસેવો વળી ગયો. તેમણે ડાકુને કાવાવાલા કર્યા. ડાકુએ કહ્યું :

'રોજ જો તમે તમારા ભોજનમાંથી મને ભાગ આપવાનું માન્ય રાખો તો હું તમારી સાથે આવું...!'

શું કરે શેઠ ? ડાકુની વાત માનવી પડી !

ન છૂટકે માનવી પડી...ડાકુ હવે રોજ શેઠની સાથે જંગલમાં જાય છે. શેઠ રોજ એને પોતાના ભોજનમાંથી થોડું ભોજન આપે છે. ભોજન લાવનાર નોકરે આ જોયું. એને દુઃખ અને આશ્ચર્ય થયું !

'પોતાના પુત્રના હત્યારાને શેઠ ભોજન આપે છે ? બહુ જ ખોટું.' તેણે ઘેર આવીને શેઠાણીને વાત કરી. શેઠાણી ખૂબ જ રોષે ભરાયાં. મનોમન વિચારે છે : 'એમને ઘેર આવવા દો પછી એમની વાત.' સજા પૂરી થઈ ગઈ. શેઠ જેલમાંથી છૂટયા. ઘેર આવ્યા. સ્વજનો અને સ્નેહીઓએ શેઠનું સ્વાગત કર્યું. અને કુશળતા પૂછી, પરંતુ ભદ્રા શેઠાણીએ શેઠની સામે પણ ન જોયું. રોષ અને રીસથી શેઠાણીનું મુખ ચઢી ગયેલું હતું.

સાંજ પડી. શેઠાણી પોતાના શયનખંડમાં જઇને ધ્રૂસકે ધ્રૂસકે રડતાં હતાં.

શેઠ ત્યાં પહોંચ્યા.

'અરે, આજે તો ખુશ થવાનું હોય ! તને શું થયું છે ?'

'ખૂશ શાના પર થાઉં ? પોતાના પુત્રના હત્યારાને ભોજન કરાવનાર પતિ પર ખૂશ શાનું થવાય ? તમે ચાલ્યા જાઓ. મુખ પણ ન બતાવશો.'

શેઠ સમજી ગયા. 'નોકરે શેઠાણીને વાત કરી જ છે, માટે રોષે ભરાણી છે.' શેઠે કહ્યું :

'તું મારી પરિસ્થિતિ સમજે તો રોષ નહીં થાય. જો હું એને ભોજન ન આપું તો એ મારી સાથે જંગલમાં ન આવે. કુદરતી હાજત તો દૂર કરવી જ પડે. એક જ બેડીમાં અમે બંને જડકાયા હતા. એકબીજા વગર ચાલે જ નહીં. માટે મારે એને ભોજન આપવું પડ્યું હતું.'

શેઠાણી સમજી ગયાં. રોષ ઊતરી ગયો. શેઠની ક્ષમા માગી.

સમય વીતે છે.

એક સમયે રાજગૃહીના ગુણશીલ ચૈત્યમાં ધર્મઘોષ નામના આચાર્ય પધાર્યા. નગરવાસી પ્રજાજનોએ આચાર્યદેવની વૈરાગ્યમયી વાણીનું શ્રવણ કર્યું. ધન્ય શ્રેષ્ઠિ આચાર્યદેવની વાણી સાંભળી વિરાગી બન્યા. તેમણે ચારિત્ર સ્વીકાર્યું.

એક મહિનાનું અનશન કરી, સામાધિપૂર્વક કાળધર્મ પામ્યા.

સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું :

'હે જંબૂ, એ ધન્ય શ્રેષ્ઠિ સૌધર્મ દેવલોકમાં દેવ થયા છે.

ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લેશે. ત્યાં ચારિત્ર પાળી મોક્ષે જશે.'

જંબૂસ્વામીએ સુધર્માસ્વામીને વંદન કરીને પૂછ્યું :

'હે ભગવંત ! આ વાર્તાનો—દૃષ્ટાંતનો ઉપનય કૃપા કરીને સમજાવો.'

રાજગૃહી—મનુષ્યજીવન

ધન્ય શ્રેષ્ઠિ—સાધુ પુરુષો

વિજય ચોર–શરીર

દેવદિન્ન-સંયમ

અલંકારો–પાંચ ઇંદ્રિયોના વિષયો

બેડી–આત્મા–શરીરનું અભેદભાવે રહેવું.

શ્રેષ્ઠિનો અપરાધ–મનુષ્યના બંધહેતુઓ.

કુદરતી હાજત–સાધુની પ્રતિલેખનાદિ ક્રિયાઓ.

શેઠાણી–આચાર્ય.

પંથક નોકર–ભોળો નવો સાધુ.

'હે જંબૂ, જેમ ધન્યશેઠ જેલમાં હત્યારાને, માત્ર પોતાની શારીરિક અનુકૂળતા જાળવવા પૂરતું જ ભોજન આપતા હતા; હૃદયમાં એ હત્યારા પ્રત્યે ભારે અણગમો હતો, તેમ સાધુઓ પોતાના શરીરને ભોજન આપે પણ તે એટલા જ માટે કે શરીર દ્વારા શ્રમણજીવનની દૈનિક ચર્યા બરાબર થાય. જો ભોજન ન આપે તો પ્રતિક્રમણ–પડિલેહણ ઈર્યિાદિ ક્રિયાઓમાં પ્રમાદ કરે. જ્યાં સુધી આત્મા અને શરીર એકબીજાથી જકડાયેલાં છે, ત્યાં સુધી શરીરને ભોજનાદિ આપવું પડે...પણ શરીરને 'અમારા સંયમનું ઘાતક છે.' એમ સમજીને, એના પ્રત્યે ઘોર ઘૃણાથી જોઇને આપવાનું !'

'હે જંબૂ ! સાધુનો પુત્ર છે સંયમ. પાંચ ઇન્દ્રિયો જ્યારે વિષયોમાં આકર્ષાય છે ત્યારે શરીરરૂપી ડાકુ સંયમપુત્રની હત્યા કરે છે.

'હે જંબૂ ! સાધુ જ્યારે શરીરને ભોજન આપે છે ત્યારે કોઇ નવો શ્રમણ આચાર્યને ફરિયાદ કરે છે. આચાર્ય

નારાજ થાય છે, જ્યારે સાધુ આચાર્યને સાચી વાત કહે છે ત્યારે આચાર્યનો રોષ ઊતરી જાય છે.'

પાંચ ઇન્દ્રિયોમાં લલચાઓ નહિ.

શરીર પાસેથી સંયમની આરાધનાનું કામ લેવું છે, માટે જરૂર પૂરતું જ શરીરને ભોજન વગેરે આપો તો સાધુ આરાધના કરી મોક્ષ પ્રાપ્ત કરે.

卐

# મોરલીનું ઈંડું

આ વાર્તા છે ચંપાનગરીની.

તીર્થંકર શ્રી મહાવીરસ્વામીના કાળમાં ચંપાનું યૌવન સોળે કળાએ ખીલ્યું હતું.

ધનસંપત્તિ અને જાહોજલાલીથી ચંપા ભારતપ્રસિદ્ધ નગરી બની હતી.

ચંપામાં બે મિત્રો વસે : એકનું નામ જિનદત્ત અને બીજાનું નામ સાગરદત્ત.

બંનેની ગાઢ મિત્રતા હતી. બંને ધનવાન હતા. બંને રૂપવાન હતા.

ધન, યૌવન અને સૌંદર્ય—આ ત્રણ મળ્યા પછી જે મનુષ્ય સુશીલ અને સદાચારી રહે તે વંદનીય બને છે. મોટે ભાગે આ ત્રણ તત્ત્વો મળતાં મનુષ્ય દુરાચારી, વ્યભિચારી બની જતો હોય છે. જિનદત્ત અને સાગરદત્ત મિત્રો હતા, અરસપરસ સુખદુઃખના સાથી હતા; પરંતુ બંને વિલાસી હતા. સ્ત્રીઓ સાથે હરવાફરવાના શોખીન હતા.

ચંપાનગરીની પ્રસિદ્ધ વેશ્યા દેવદત્તા તરફ આ બે મિત્રોનું આકર્ષણ હતું, જો કે પોતાની કુળમર્યાદા અને પ્રતિષ્ઠા તેમને દેવદત્તાનો સંગ કરવા દેતી ન હતી; પરંતુ એક દિવસ સાગરદત્તે જિનદત્તને કહ્યું :

'મિત્ર, આપણા મિત્રસમૂહ સાથે દેવદત્તાને લઈ સ્વૈરવિહાર માટે આપણે નગરથી દૂર ઉદ્યાનમાં જઈએ... મારી ખૂબ જ ઈચ્છા છે.'

'ભલે, તારી જે ઇચ્છા તે મારી ઈચ્છા. એ તૈયારીઓ કરાવીએ. ઉદ્યાનમાં સુન્દર તંબુઓ ઊભા કરાવવા પડશે. ઉજાણી માટે વિવિધ ભોજનસામગ્રી તૈયાર કરાવીએ. દેવદત્તાને પણ હમણાં જ આમંત્રણ આપી એની સાથે નક્કી કરી લઈએ.' જિનદત્તે મિત્રની વાત વધાવી લીધી.

'જિનદત્ત! તું મારો હૃદયથી મિત્ર છે....' સાગરદત્ત જિનદત્તને ભેટી પડયો.

બંને મિત્રોએ પોતાના દૂરના અને નિકટના તમામ મિત્રોને ઉજાણી માટે 'સુભૂમિ' બગીચામાં આવવાનું આમંત્રણ આપ્યું. દેવદત્તાને ઘેર જઈ દેવદત્તાને પણ બગીચામાં આવી સ્વૈરવિહાર કરવા આમંત્રણ આપ્યું. દેવદત્તાએ આમંત્રણ સ્વીકાર્યું.

બધી જ તૈયારીઓ થઇ ગઇ.

દેવદત્તા સાથે સાગરદત્ત–જિનદત્ત મિત્રમંડળી સહિત બગીચામાં ઊપડયા. ખૂબ જ આનંદ–પ્રમોદ કરવા માંડયો. મિત્રોને એક બાજુ ક્રીડા કરતા મૂકીને જિનદત્ત–સાગરદત્ત દેવદત્તાને લઇ વિશાળ ઉદ્યાનની નિકુંજોમાં પ્રવેશ્યા. ત્યાં

દેવદત્તા સાથે વિલાસ-વિનોદ કરતા કરતા ઉદ્યાનમાં ઉત્તર વિભાગ તરફ આગળ વધ્યા. ઉત્તર વિભાગમાં વૃક્ષોની ઘટા હતી. ઘટામાં એક મોરલી બેઠી હતી. મોરલીએ જિનદત્ત-સાગરદત્તને દેવદત્તા સાથે આવતા જોયા. એ પોતાની પાંખો ફફડાવી, ભયભીત થઈને બાજુના વૃક્ષ પર જઈને બેઠી.

મોરલીની દૃષ્ટિ પોતાનાં તાજાં બે ઈંડાં પર હતી. બંને મિત્રોએ મોરલીને જોઈ. ઊડીને વૃક્ષ પર બેઠેલી મોરલીને એક બાજુ એકટસ જોતી જોઈ મિત્રોને કુતૂહલ થયું. જે બાજુ મોરલી જોઈ રહી હતી એ બાજુ મિત્રોએ તપાસ કરી.ત્યાં.... એમણે તાજાં ઈંડાં પડેલાં જોયાં; એ મોરલીનાં બે ઈંડાં હતાં.

મોરલીનાં ઈંડાં બંને મિત્રોને ગમી ગયાં. જિનદત્તે સાગરદત્તને કહ્યું :

કૂકડીનાં ઈંડાં ભેગાં મૂકી દઈશું. કૂકડી આ ઈંડાંઓ પણ સેવશે...ઈંડાંમાંથી બે મોર મળશે. આપણે એ બે મોરને કળાઓ શીખવશું.'

'આપણને ક્રીડા માટે સોહામણા મોર મળશે!'

સાગરદત્તને જિનદત્તની યોજના ગમી ગઈ. દેવદત્તાએ પણ સંમતિ આપી. જિનદત્તે ઈંડાં કાળજીથી ઉઠાવી લીધાં.

જ્યારે મનુષ્ય પોતાના જ સુખનો-આનંદનો વિચાર કરે છે ત્યારે એ બીજાનાં દુઃખ અને ઉદ્વેગને જોઈ શકતો નથી· જિનદત્તને મોરલીના દુઃખનો વિચાર ન આવ્યો. 'ઈંડાં વિના મોરલીને કેટલું દુઃખ થશે?' આ વિચાર ન આવ્યો. ઈંડાં લઈને તેઓ તંબૂમાં આવ્યા. નોકરને ઈંડાં આપ્યાં અને ઉજાણી પૂર્ણ કરી સહુ નગરમાં આવ્યા.

બંને મિત્રોએ એક એક ઈંડું લઈ લીધું અને એની સારસંભાળ લેવા માંડી. જિનદત્તે મોરલીનાં ઈંડાને કૂકડીનાં ઈંડાંઓ ભેગું મૂકી દીધું. કૂકડી ઈંડાંને સેવવા માંડી. જિનદત્ત રોજ ઈંડાંને જોવા માંડયો. એની અધીરતા વધી ગઈ હતી.

'ઈંડું પાકયું કે નહીં ?' એ જોવા તે ઈંડાને ઊંચું નીચું કરે છે, ટકોરા મારે છે. એમ કરતાં એક દિવસ અચાનક ઈંડું ફૂટી ગયું ! જિનદત્તને ખૂબ દુઃખ થયું. એની મોરની ઇચ્છા મરી ગઈ.

સાગરદત્તે ઈંડાની શ્રદ્ધા અને વિશ્વાસથી કાળજી લીધી. જ્યાં સુધી ઈંડું પરિપકવ ન થયું ત્યાં સુધી એને સ્પર્શ ન કર્યો. યોગ્ય કાળે ઈંડામાંથી મોર મળ્યો ! સાગરદત્ત ખુશ ખુશ થઈ ગયો.

એણે મયૂરપાલકને બોલાવી તેને બાલમયૂર સોંપ્યો અને મોરને નૃત્યકળા વગેરે કળાઓ શીખવવા કહ્યું. મયૂરપાલકે બાલમયૂરને લઈ જઈ તેને કળાઓ શીખવવા માંડી. યોગ્ય સમયે મયૂર કળાઓ શીખી ગયો. સાગરદત્ત એને પોતાના ઘેર લઈ આવ્યો. મયૂરે સાગરદત્તને કળાઓ કરી બતાવી. સાગરદત્ત અને એનો પરિવાર પ્રસન્ન થઈ ગયો. રોજ મનોરંજન કરવા લાગ્યા.

પછી તો એ મોર કળાઓથી દાવ જીતવા લાગ્યો. હજારો રૂપિયા કમાવવા લાગ્યો. સાગરદત્ત એ મોરથી ખૂબ સુખી બન્યો.

ગણધર ભગવંત સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને આ વાર્તા કહી, તેનો સાર બતાવ્યો :

'હે જંબૂ ! જે સાધુ કે સાધ્વી પરમાત્માએ કહેલા સિદ્ધાંતોમાં શંકા કરે છે, તે ઈંડાંને ફોડી નાખે છે. તેને મોર મળતો નથી અર્થાત્ મોક્ષ મળતો નથી. સાગર-દત્તની જેમ જે મનુષ્ય તીર્થંકરની વાણીમાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખી સિદ્ધાન્ત મુજબ જીવન જીવે છે, તે મોક્ષ મેળવે છે અને પરમ સુખી બને છે.'

તીર્થંકરની વાણીમાં, એમના શાસ્ત્રોમાં શંકા કુશંકા કરવી નહીં.

શ્રદ્ધા અને વિશ્વાસ સ્થાપીને ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવવું એ મોક્ષ મેળવવાનો સાચો માર્ગ છે.



## પાંચ દાણા ડાંગરના

રાજગૃહીની એક વૈભવશાળી હવેલીમાં ધન્ય સાર્થવાહ વિચારમગ્ન બન્યા હતા. ચાર પુત્રોના તેઓ પિતા હતા. ચારે પુત્રોને પરણાવ્યા હતા. ધન્યશેઠ પાસે અપાર સંપત્તિ હતી, તેમ અપાર બુદ્ધિ હતી. સહુ પુત્રો અને પુત્રવધૂઓ શેઠની મર્યાદા જાળવે. શેઠની ગંભીરતા, ઉદારતા અને સહનશીલતા પણ એવી જ અપૂર્વ હતી.

સંધ્યાનો સમય હતો. શેઠ પોતાના શયનગૃહમાં બેઠા હતા. બારીની બહાર તેઓ આકાશ તરફ જોઈ રહ્યા હતા. સંધ્યાના રંગ જોયા અને ગયા ! તેમને પોતાના જીવનનો વિચાર સ્પર્શી ગયો.

'મારી વૃદ્ધાવસ્થા છે, હવે ક્યારે દેહ પડે, તેનો ભરોસો નહિ. મારે આત્મકલ્યાણની આરાધનામાં પરોવાઈ જવું જોઈએ. ઘરની અને પેઢીની તમામ જવાબદારીઓમાંથી મુક્ત થવું જોઈએ. પુત્રો પેઢી બરાબર સંભાળે છે, પરંતુ ગૃહસ્થજીવન માત્ર પેઢીથી ચાલતું નથી કે શોભતું નથી. સદ્ગૃહસ્થોનું ઘર સ્ત્રીથી ચાલે છે ને શોભે છે.'

શેઠને પોતાનાં પત્ની ભદ્રા યાદ આવી ગયાં: 'એણે મારું ઘર માત્ર ચાલાવ્યું જ નથી, શોભાવ્યું છે. આજે પણ એનાથી મારું જીવન સુખી છે. એવી જ રીતે મારી પુત્ર-વધૂઓને આધારે જ મારા પુત્રોનું જીવન સુખી બને. મારે ચારે પુત્રવધૂઓની બુદ્ધિને માપવી જોઈએ, બુદ્ધિશાળી સ્ત્રી જ ઘરને શોભાવે.'

શેઠે મનોમન એક યોજના ઘડી દીધી. બીજે દિવસે શેઠે પોતાનાં સ્નેહીજનોને, સ્વજનોને, મિત્રોને આમંત્રણ પાઠવ્યાં અને ભોજન સમારંભ યોજ્યો. સહુ આવ્યા. આનંદથી ભોજન કર્યું. શેઠે સહુનો સત્કાર કર્યો, ભેટો આપી.

ત્યાર પછી સહુની વચ્ચે ચારે પુત્રવધૂઓને બોલાવી અને દરેકને અખંડ ડાંગરના પાંચપાંચ દાણા આપીને કહ્યું:

'હું જ્યારે પાછા માગું ત્યારે મને પાછા આપજો.' ભોજનસમારંભ પૂર્ણ થયો, સહુ પોતપોતાને ઘેર ગયાં.

મોટી પુત્રવધૂનું નામ હતું ઉજ્ઝિતા. તેણે ડાંગરના પાંચ દાણા લઈને વિચાર કર્યો: 'સસરાજીએ આ મોટા સમારંભમાં અમને આપી આપીને શું આપ્યું ? ઘડપણમાં આ શું સૂઝ્યું ? પાંચ દાણા ડાંગરના આપીને...વળી

પાછું કહ્યું : માગું ત્યારે પાછા આપજો! ભલે, ડાંગરના તો કોઠાર ભર્યા છે...આપી દઈશ એમાંથી પાંચ દાણા...' તેણે પાંચ દાણા કચરામાં ફેંકી દીધા.

બીજી પુત્રવધૂનું નામ હતું ભોગવતી. તેણે પાંચ દાણા લઈને વિચાર્યું : "આ તો સસરાજીની પ્રસાદી કહેવાય. સસરા અનુભવી અને પૂજ્ય છે..." તે પાંચ દાણા ખાઈ ગઈ!

ત્રીજી પુત્રવધૂનું નામ હતું રક્ષિકા. તેણે વિચાર્યું : 'મારા સસરા ઘણા અનુભવી છે. આટલો મોટો સમારંભ યોજીને અમને દાણા આપ્યા છે તેની પાછળ જરૂરી કોઇ રહસ્ય હોવું જોઈએ. મારે તે દાણા સાચવી રાખવા જોઈએ.' તેણે એક ડબ્બીમાં પાંચે દાણા મૂકી રાખ્યા અને ડબ્બી મૂકી તિજોરીમાં.

ચોથી પુત્રવધૂ હતી રોહિણી. ઘણી જ બુદ્ધિશાળી હતી. તેણે વિચાર્યું : 'સસરાજીએ અમારી બુદ્ધિની પરીક્ષા કરવા માટે જ દાણા આપ્યા લાગે છે....' તેણે પોતાના વિશ્વાસપાત્ર માણસને બોલાવી કહ્યું: લે આ ડાંગરના પાંચ દાણા. મારા પિયર જા. મારા ભાઈઓને કહેજે કે આ પાંચ દાણા જૂદા ખેતરમાં વાવે. તેમાંથી વર્ષે જેટલા દાણા પેદા થાય તે દાણા ફરીથી વાવે. એમાંથી જેટલા દાણા નિપજે તે બધા દાણા ચોથે વર્ષે વાવે અને એની ઊપજ પાંચમે વર્ષે વાવે...એનો પાક જૂદા કોઠારમાં ભરી રાખે!'

પેલો માણસ પાંચ દાણા લઇને રોહિણીના પિયરમાં

ગયો. રોહિણીના ભાઈઓને પાંચ દાણા આપીને રોહિણીનો સંદેશો આપ્યો. ભાઈઓએ બહેનની ભલામણ મુજબ વાવેતર કર્યું.

જોતજોતામાં પાંચ વર્ષ વીતી ગયાં.

ધન્યશેઠે બરાબર દિવસ યાદ રાખ્યો હતો. શેઠે પુનઃ સ્નેહીજનોને નિમંત્રણ આપીને ભવ્ય ભોજનસમારંભ યોજ્યો. ભોજનાદિની નિવૃત્તિ થયા પછી શેઠે સર્વ પ્રથમ ઉજ્ઝિતાને બોલાવીને કહ્યું :

'બેટી, મેં તમને પાંચ વર્ષ પહેલાં પાંચ દાણા ડાંગરના આપ્યા હતા, તે આપો.'

ઉજ્ઝિતાદેવી તો કોઠારમાંથી પાંચ દાણા લઇ આવ્યાં અને સસરાજીને આપ્યા !

'આ મેં આપેલા તે જ દાણા છે ?' શેઠે જરા કડક અવાજે પૂછ્યું.'

'ના જી...' ઉજ્ઝિતા ગભરાઇ ગઇ. તેણે બનેલી બીના કહી દીધી.

શેઠે કહ્યું : 'તમારે ઘરમાંથી કચરો કાઢવાનું કામ કરવાનું, એ સિવાય બીજું કામ નહિ કરવાનું.'

બીજી પુત્રવધૂ ભોગવતી પાસે પાંચ દાણા માગ્યા, તેણે કહ્યું :

'પિતાજી ! હું તે આપની પ્રસાદી સમજી ખાઈ ગઈ છું. મને માફ કરો.'

શેઠે કહ્યું : 'તમારે રસોડું સંભાળવાનું !'

ત્રીજી પુત્રવધૂ રક્ષિકા પાસે દાણા માંગ્યા. તે તૂર્ત ડબ્બી લઇ આવી અને દાણા કાઢીને આપ્યા.

'હે પૂજ્ય, આપે જે દાણા આપેલા તે જ આ દાણા છે. મેં તે દાણા સાચવીને રાખેલા છે.'

તમારે હવે તિજોરીની ચાવીઓ રાખવાની.' શેઠે તિજોરીની ચાવીઓ રક્ષિકાને સોંપી.

હવે વારો આવ્યો રોહિણીનો.

'રોહિણી, લાવો પાંચ દાણા !'

'પિતાજી, એ દાણા લાવવા માટે ગાડાં જોઇશે !'

'હેં ? પાંચ દાણા માટે ગાડાં જોઇશે !'

'હા જી. એ પાંચ દાણા આજે પાંચ દાણા નથી. એમાંથી તો આજે પાંચ કરોડ દાણા થયા છે !' એમ કહી રોહિણીએ સમગ્ર વાત કહી સંભળાવી. શેઠની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. શેઠે કહ્યું : 'બેટી, હું ગાડાં મોકલું છું અને ડાંગર મંગાવું છું. મને આજે સંતોષ થયો. તું મારા ઘરની શોભા વધારીશ એવી મને ખાતરી થઈ.'

શેઠે પોતાના પુત્રો અને બીજી પુત્રવધૂઓને કહ્યું : 'તમે સહુ દરેક કાર્યમાં રોહિણીની સલાહ લેજો અને એની સલાહ મુજબ કામ કરજો. તો સુખી થશો.'

ભગવાન સુધર્માસ્વામીએ જંબૂસ્વામીને કહ્યું : 'હે જંબૂ ! પાંચ દાણા તે પાંચ મહાવ્રત છે.'

'જે શ્રમણ કે શ્રમણી લીધેલાં પાંચ મહાવ્રત ફેંકી દે છે, તે આ ભવ-પરભવમાં દુઃખી થાય છે. જે શ્રમણ-

શ્રમણી પાંચ મહાવ્રત લઈને ખાવાપીવામાં લીન થાય છે તે પણ ભવમાં ભટકે છે, અને જે શ્રમણ-શ્રમણી પાંચ મહાવ્રત પાળે છે, તે પ્રશંસનીય બને છે, તથા જે શ્રમણ-શ્રમણી રોહિણીની જેમ સંયમગુણોની વૃદ્ધિ કરે છે તે બંને ભવમાં સુખી બની મોક્ષ મેળવે છે.'

卐

## ❁ કાચબો ❁

વારાણસી એટલે કાશી.

કાશીનગરના ઈશાન ખૂણામાં ગંગાના નિર્મળ પાણી વહ્યાં જતાં હતાં.

બાજુમાં એક વિશાળ સરોવર. તેનું નામ 'મયંગતીર.' આ વિશાળ સરોવરમાં અનેક જલચર જંતુઓ ક્રીડા કરે. સરોવરતીરે બાજુમાં જ એક જંગલ. જંગલમાં ગીચ ઝાડી હતી. એ ઝાડીમાં બે શિયાળ રહે; માંસલોલુપી અને લુચ્ચાં ! અનેક વાર આ સરોવરનાં જલચર પ્રાણીઓનો શિકાર આ શિયાળોને મળી જતો...એટલે તેમણે સરોવર પાસે રહેઠાણ રાખ્યું હતું.

એક દિવસની વાત છે :

સૂર્યાસ્ત થઈ ગયો હતો. સરોવર-કિનારો જન-શૂન્ય થઇ ગયો હતો. તે વખતે સરોવરમાંથી બે કાચબા બહાર નીકળ્યા...તેઓ ભૂખ્યા હતા, ભોજનની શોધ કરવા સરોવરને કિનારે કિનારે ચાલવા લાગ્યા...તેમને ભોજન જોઇતું હતું !

પરંતુ એમને ખબર ન હતી કે બીજાં બે પ્રાણીઓ પણ ભૂખ્યાં થયાં હતાં અને ભોજન શોધી રહ્યાં હતાં! એ લુચ્ચાં શિયાળ સરોવરને કિનારે નજર માંડીને જ બેઠાં હતાં. તેમણે આ બે કાચબા જોયા!

શિયાળોના મુખમાં પાણી આવી ગયું...તેઓ ધીમે ધીમે ઝાડીમાંથી બહાર આવ્યાં. જરાય અવાજ ન થાય એ રીતે કાચબાઓ તરફ તે ચાલ્યાં...પરંતુ કાચબાઓએ શિયાળને જોઈ લીધાં.

બંને કાચબા ગભરાઈ ગયા...તૂર્ત જ બંનેએ પોતાનું શરીર પીઠ નીચે સંકોચી લીધું.

કાચબાની પીઠ એટલે વજ્ર! બંને શિયાળ કાચબાઓ પર તૂટી પડયાં. બચકાં ભરવા લાગ્યાં...પણ વ્યર્થ! પીઠ પર બચકાં ભરે કે માથાં પછાડે...કંઈ ન વળે! શિયાળ હતાશ થઈ ગયાં...થાકી ગયાં...એટલે બાજુની ઝાડીમાં જઈને છૂપાઈ ગયાં.

થોડો સમય પસાર થયો. કાચબાઓએ માન્યું કે 'શિયાળ ચાલ્યાં ગયાં હશે, માટે હવે શરીર બહાર કાઢવામાં વાંધો નહીં આવે...' એક કાચબાએ ના પાડી......પણ બીજા કાચબાએ ન માન્યું...તેણે એક પગ બહાર કાઢયો.

પેલાં શિયાળ તો તાકીને જ ઊભાં હતાં...વીજળીવેગે કાચબા પર ત્રાટકયાં, કાચબાનો પગ શિયાળના જડબામાં ચવાઈ ગયો. પાછાં શિયાળ છૂપાઈ ગયાં. થોડો સમય વીત્યો...પેલા ગમાર કાચબાએ બીજો પગ બહાર કાઢયો...

શિયાળ તૈયાર જ હતાં...ફરી કાચબા પર તૂટી પડયાં. બીજો પગ ખાઇ ગયાં.

આ રીતે પેલો કાચબો એક પછી એક અંગ પીઠની બહાર કાઢે છે અને પેલાં શિયાળ ખાઈ જાય છે. પરિણામે કાચબો મૃત્યુ પામ્યો.

પહેલો કાચબો સુરક્ષિત રહ્યો. તે તો વજ્ર જેવી પોતાની પીઠની ઢાલ નીચે લપાઇને જ રહ્યો. જરાય કુતૂહલ પણ ન કર્યું, 'બહાર શું થાય છે? શિયાળ શું કરે છે?' આવી જિજ્ઞાસાથી પણ એણે મોઢું બહાર ન કાઢયું. શિયાળ આ કાચબાને કંઈ ન કરી શકયાં.

શિયાળ ચાલ્યાં ગયાં. ઘણો સમય વીતી ગયો ત્યારે પેલો કાચબો સીધો જ સરોવરના પાણીમાં સરકી ગયો. સુખી થયો.

ગણધર ભગવંત સુધર્માસ્વામી જંબૂસ્વામી કહે છે :

'હે જંબૂ! સાધુ એ કાચબો છે. જો એ સંયમની ઢાલ નીચે પોતાની પાંચે ઇંદ્રિયો ગોપવી રાખે, અર્થાત્ જિતેન્દ્રિય બને તો સુરક્ષિત રહે અને પરમ સુખ પામે. પરંતુ જો સંયમની ઢાલ નીચેથી બહાર નીકળે તો કર્મો રૂપી શિયાળ એને ખાઈ જાય અર્થાત્ ઇન્દ્રિયોની સ્વચ્છંદતા એના આત્માનું અધ:પતન કરે, માટે હે જંબૂ! પેલા સુજ્ઞ કાચબાની જેમ ઇન્દ્રિયોના વિજેતા બનવું જોઇએ, તેથી પરમ સુખમય મોક્ષ મેળવી શકાય.'



# 卐 તુંબડું 卐

આ વાર્તા છે શ્રમણ ભગવંત મહાવીરસ્વામીની. પ્રસંગ બન્યો છે રાજગૃહીમાં, ગુણશીલ ચૈત્યમાં ! અંતિમ તીર્થંકરની દેશના પૂર્ણ થઈ અને પર્ષદા વિખરાઈ ગઈ. મગધ-સમ્રાટ શ્રેણિક પણ સપરિવાર પાછા ગયા. પછી રહ્યા પ્રભુજી અને તેઓશ્રીના શિષ્યો.

ભગવંતના પ્રથમ શિષ્ય હતા ઇન્દ્રભૂતિ ગૌતમ.

'ગૌતમસ્વામી'ના નામથી આપણે એમનું પુણ્ય સ્મરણ કરીએ છીએ. એ ગૌતમસ્વામીએ ભગવંતને વંદના કરી, વિનયપૂર્વક પ્રશ્ન કર્યો :

'હે ભગવંત, જીવો ભારે શાથી થાય છે અને જીવો હલકા શાથી થાય છે ?' ગૌતમસ્વામી પ્રશ્ન પૂછે એટલે આજુબાજુ જે કોઈ શ્રમણો હોય તે ઉપસ્થિત થઈ જાય ! જ્ઞાન-વૃદ્ધિ માટે.

આજુ-બાજુના શ્રમણો આવી ગયા હતા. ભગવંતે રસઝરતી વાણીમાં પ્રકાશ્યું :

'હે ગૌતમ ! એક માણસ છે. તેની પાસે એક સુકાયેલું તુંબડું છે. તે તુંબડાને ડાભના ઘાસથી વીંટે છે અને એના પર માટીનો લેપ કરી તેને તડકે સૂકવે છે.'

'એ તુંબડું સુકાઇ જાય છે ત્યારે ફરી એના પર ડાભનું ઘાસ વીંટીને માટીનો લેપ કરે છે...અને તડકે સૂકવે છે !' આ રીતે આઠ વખત કરે છે.

'ગૌતમ ! તું કહે, એ તુંબડાને એ સરોવરમાં મૂકે તો તરે કે ડૂબે ?'

'ભગવંત ! એ તુંબડું ડૂબી જાય, કારણ કે માટીના આઠ લેપથી ભારે થયેલું છે.'

'ગૌતમ! પાણીમાં એ તુંબડા પરથી માટી અને ઘાસ ભીંજાઈને નીકળી જાય પછી એ તુંબડું પાણી પર તરે; તેવી રીતે હે ગૌતમ! સંસારી જીવો પાપસ્થાનકોના સેવનથી આઠ પ્રકારનાં કર્મોને આત્મા પર લેપે છે, એના ભારથી આત્મા સંસારસમુદ્રમાં ડૂબે છે, અને ધર્મ—આરાધના કરીને જ્યારે આઠ કર્મોનો ભાર દૂર કરે છે ત્યારે તરે છે...ચૌદ રાજલોકના અંતે પહોંચી જાય છે, મોક્ષ પામે છે.' ભગવંતના ઉત્તરથી સૌના આત્મા તૃપ્ત થયા.

卐

# ❊ દ્રમક મુનિ ❊

અંતિમ તીર્થંકર મહાવીરસ્વામી રાજગૃહીના 'ગુણશીલ ચૈત્ય'ના ઉદ્યાનમાં બિરાજમાન હતા.

તીર્થંકર ભગવંતનો ઉપદેશ સાંભળી રાજકુમારો ત્યાગી મુનિ બનતા હતા.

શ્રેષ્ઠિઓ વૈભવ ત્યજી અણગાર બનતા હતા. આ જોઈને એક ભિખારીને પણ અણગાર બનાવાની અભિલાષા જાગી.

એક દિવસ એ 'ગુણશીલ' ચૈત્યના ઉદ્યાનમાં પહોંચી ગયો. ત્યાં તો બધાના માટે દ્વાર ખૂલ્લાં હતાં ! રાજાઓ આવે અને રંક આવે ! અમીર આવે અને ફકીર પણ આવે.

ભિખારી તો તીર્થંકર ભગવંતની પ્રશમરસથી નીતરતી આંખો જોઈ નાચી ઊઠયો. ભગવંતનાં ચરણોમાં વંદના કરી કહ્યું:

'મારે પણ આપના સંઘમાં દીક્ષા લેવી છે.'

'દીક્ષા લીધા પછી હિંસા નહીં કરાય, જૂઠું નહીં બોલાય, ચોરી નહીં કરાય, સ્ત્રીનો સંગ નહીં કરાય, પૈસા નહીં રખાય.'

'હું આપની આજ્ઞા માનવા તૈયાર છું.' ભિખારી બોલ્યો.

'ક્ષમા રાખવી પડશે. વિનમ્ર બનવું પડશે, તપ કરવો પડશે. મૃદુતા કેળવવી પડશે. સંતોષ રાખવો પડશે. સરળતા રાખવી પડશે.'

'મને આપની આજ્ઞા માન્ય છે.'

ભિખારીને દીક્ષા આપવામાં આવી. શ્રમણસંઘમાં તેમને સ્થાન મળ્યું, પ્રજામાં તે 'દ્રમક મુનિ' તરીકે ઓળખાવા લાગ્યા.

'ભગવંત! મને એવું જ્ઞાન આપો જેથી હું ચારિત્ર-માર્ગની આરાધના કરી શકું.'

'ભાગ્યવંત! તું સર્વત્ર મનને ધર્મધ્યાનમાં રાખ!'

'આપની આજ્ઞા શિરોધાર્ય કરું છું પ્રભો!'

હવે દ્રમક મુનિ ગમે તેવા પ્રસંગમાં પણ મનને વશ રાખે છે અને કોઈ ખરાબ વિચારને મનમાં પ્રવેશવા દેતા નથી લોકો દ્રમક મુનિની ભિખારી–અવસ્થા યાદ કરીને ક્યારેક હસે છે, મશ્કરી કરે છે

એક દિવસ મગધના મહામંત્રી અભયકુમાર રાજગૃહીના રાજમાર્ગેથી પસાર થતા હતા. દ્રમક મુનિ ગોચરી લેવા નીકળ્યા હતા. કેટલાક યુવાનોએ એમનો ઉપહાસ કરતાં કહ્યું:

'જુઓ પેલા પાખંડીને! કેવો મોટો ત્યાગ કર્યો છે એણે! જાણે મોટો સંયમી હોય તેવો ડોળ કરે છે!'

અભયકુમારે આ કારમો કટાક્ષ સાંભળ્યો. તેમનું સાધુસ્નેહી હૃદય ઘવાયું...ક્ષણવારમાં એક વિચાર કરી તેઓ એ યુવાનોના ટોળા પાસે આવ્યા. અભયકુમારને જોઈ યુવાનો ચૂપ થઈ ગયા.

મહામંત્રીએ કહ્યું : 'તમારામાંથી જે કોઇ સ્ત્રીનો ત્યાગ કરી દે તેને આ એક રત્ન આપીશ.' ખીસામાંથી ચમકતું રત્ન કાઢીને બતાવ્યું. પણ તે લેવા કોઈ આગળ ન આવ્યું.

'તમારામાંથી જે કોઈ પરનિન્દા કે સંગીત સાંભળવાનો ત્યાગ કરે તેને આ બીજું રત્ન આપીશ.' બીજું બતાવ્યું; કોઇ લેવા આવ્યું નહીં ! અભયકુમારે કહ્યું, 'તમારામાંથી જે કોઈ પાંચે ઇન્દ્રિયોના અશુભ વિષયોનો ત્યાગ કરે તેને હું પાંચ રત્ન આપીશ !'

કોઇ લેવા આગળ ન આવ્યું ! ત્યાં પેલા દ્રમક મુનિ ત્યાંથી પસાર થયા. અભયકુમારે દ્રમક મુનિને વંદના કરીને કહ્યું :

'હે મુનિરાજ, આપે પાંચે ઇન્દ્રિયોના અશુભ વિષયોનો ત્યાગ કરેલો છે, માટે આ પાંચ રત્ન હું આપને આપવા ચાહું છું.'

દ્રમક મુનિ સમતાથી છલકાતી વાણીમાં બોલ્યા : 'મહામંત્રી ! આ અર્થ જ બધા અનર્થોનું મૂળ છે ! તેથી મેં ભગવંત પાસે જિંદગી પર્યંત ધનનો ત્યાગ કર્યો છે. મન વચન કાયાથી ત્યાગ કર્યો છે !'

અભયકુમારે પેલા યુવાનો સામે જોઇને કહ્યું :

'જુઓ, આ મહામુનિનો ત્યાગ ! એમની નિઃસ્પૃહતા ! જુઓ એમનો આંતરવૈભવ ! તમે એમની પૂર્વાવસ્થા યાદ કરીને હસો નહીં. તેમની વર્તમાન સંયમી અવસ્થાને ભાવપૂર્વક વંદના કરો.'

ધર્મધ્યાનમાં મસ્ત બની ચાલ્યા જતા દ્રમક મુનિના ચરણસ્પર્શથી પાવન બનેલી ધૂળ મસ્તકે ચઢાવી એ યુવાનોએ દ્રમક મુનિની ક્ષમા માગી.

# શાળશ્રીળો ઉપાસક

એણે
એક અવાજ સાંભળ્યો
સ્પષ્ટ...
મધુર...
ધીર–ગંભીર !
અવાજ પકડાયો,
અર્થ ન સમજાયો.
અહંકાર ઓગળી ગયો !
ગયો, પૂછ્યું !
વિચાર્યું, સમજ્યો
અને શિવશંકરનો પુરોહિત
જિનેશ્વરનો
જીવનભર
પૂજારી બની ગયો !



**કા**ળના ક્રૂર હાથે ભલે એમનો નશ્વરદેહ નાશ પામ્યો. કાળના અનંત ભૂગર્ભમાં ભલે એમનું અસ્તિત્વ વિલીન થઈ ગયું, પરંતુ જે કંઈ શેષ રહી ગયું, તે આજે પણ શાસ્ત્રસંદર્ભની ભાષામાં ભૂતકાળની ભવ્યતા સંભળાવી રહ્યું છે!

અતીતનાં સંભારણાં મનુષ્ય માટે સ્વાભાવિક રીતે જ આકર્ષક હોય છે. એ હકીકત કેટલી બધી સુસંગત છે! પરંતુ ભૂતકાળની ભવ્યતા, અતીતનાં એ સુમધુર સંભારણાં, એ અનુભવવા મનુષ્યને સ્વપ્નપ્રદેશમાં વિચરવું પડે છે! કેમકે સ્વપ્નપ્રદેશ એ આ પાર્થિવ સંસારથી દૂરનું એવું રમણીય સ્થળ છે કે જ્યાં માનવી ભૂતકાલીન પ્રિય પાત્રો સાથે એકાંતમાં મળી શકે છે. એ મિલન થવું આ પાર્થિવ પૃથ્વી પર શક્ય નથી.

આપણે એવી એક અદ્વિતીય વ્યક્તિની ભાવનાપ્રેરિત પ્રતીતિ કરવી છે કે જે વ્યક્તિ આજે આપણી વચ્ચે નથી. હા, એ સ્થૂલ દેહે, નશ્વર દેહે મોજુદ નથી, પરંતુ આપણી ભાવનાસૃષ્ટિના ઉચ્ચ સિંહાસને તેનું સનાતન આત્મત્વ અદ્યાપિ બિરાજિત છે.

ઇતિહાસના શુષ્ક અને નિષ્પ્રાણ વિધાનોમાં એ ભાવના-પ્રેરિત પ્રતીતિની વ્યંજના ક્યાંથી સંભવે? ઇતિહાસની તવારિખોમાં મનુષ્યની સહૃદયતાને સજિવંત કરનારી મહા-પુરુષના એ તેજ, પ્રતાપ અને પ્રભુત્વની ઝાંખી શી રીતે થાય?

આપણે આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજનાં ભાવનાપ્રેરિત દર્શન કરવાં છે. તે માટે આપણે ઇતિહાસ કરતાં ભાવનાનો વધુ સથવારો લઈશું. પાર્થિવ જગત છોડી સ્વપ્ન-પ્રદેશમાં સ્વૈચ્છિક વિચરણ કરીશું અને અંતે એમનાં રહ્યાં-સહ્યાં અવશેષો-સ્મારકો કે જે શાસ્ત્રસંદર્ભરૂપે છે, તેમને ભાવભરી અર્ધ્યાંજલી આપીશું.

ભવો અને વર્ષોની ઘોર કઠોર તપશ્ચર્યા બાદ શ્રમણ ભદંત મહાવીરદેવના ચરણે કેવલશ્રીએ પ્રણામ કર્યા ત્યારે માત્ર ઋજુવાલિકા સરયુનો તટ જ નહિ, કિંતુ સારું યે ભારત-વર્ષ નવા રંગે અને નવી રોનકે દીપી ઉઠયું. પરમ ગુરુદેવે દૃષ્ટાદૃષ્ટ જગતનું અત્યંત કલાપૂર્ણ, આકર્ષક અને મર્મસ્પર્શી દર્શન કરાવ્યું. દેવો, દાનવો, મનુષ્યો ને પશુઓ, પરમાત્મની અનંત જ્ઞાનપ્રતિભા પર આફરીને બની ગયા. સર્વજ્ઞદેવે ભારતભૂમિ પર ધર્મશાસનની અવલ ઇમારત સર્જી. વર્ષો સુધી ધર્મદેશનાના ધોધ વરસાવ્યા. તેનાં અમૃતપાન કરી અનેક ભાવુક આત્માઓએ ધર્મયૌવન પ્રાપ્ત કર્યાં. અનેક સહૃદય જીવો કલ્યાણની પરાકાષ્ટાએ બિરાજિત થયા.

પરંતુ એ જ્ઞાનસૂર્ય ભારતીય ગગને ઉગ્યો... અને અચાનક જ સ્વપ્નવત્ અસ્ત થઇ ગયો. છતાં ય એનું કાયમી સંભારણું જગતમાં મૂકતોગયો. આજે પણ એસ્વપ્નની સ્મૃતિઓ

એટલી હૃદયગ્રાહી છેકે એ પુરાતનપ્રાચીન વૈભવપૂર્ણ પચીસસો પચીસસો વર્ષો પૂર્વેના જિનસોભાગી દિવસોની યાદ કરી હૃદય એ સ્મૃતિ–સંસારની સહેલગાહે નિકળી પડે છે.

એ સ્મૃતિઓનું સ્વરૂપ પણ આટલું આંતરસ્પર્શી છે, ત્યારે જ્ઞાતનંદનનો એ યુગ, એ સ્વપ્ન કેટલું અપ્રતીમ અને આત્મસંવેદનનુ ઉદ્ભાવક હશે ? માનવહૃદય માટે એની કલ્પના અશકય પ્રાયઃ છે. એ સ્વપ્નની વાસ્તવિકતા આજે આપણને વિશ્વમાં ય જડવી અસંભવિત છે.

શ્રી મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા. ધર્મશાસનના સિંહાસને તેમના અન્તેવાસી દીર્ઘાયુ સુધર્માસ્વામી બિરાજયા. આયુષ્ય કર્મની શૃંખલા તૂટી જતાં એ પ્રતિભા પણ સંસાર પાસેથી ખૂંચવાઈ ગઈ. જિનશાસનના સુકાની જંબૂસ્વામી બન્યા. સોળ વર્ષની ઉગતી વયમાં પાર્થિવ વૈભવ વિલાસોને ત્યજી સંયમલોકમાં વિચરતા એ મહામુનિએ ધર્મશાસનની ધુરાનું જે વહન કર્યું તેની અદ્ભુતતા અનુમેય થી, કલ્પ્ય નથી.

વર્ષો વીતતાં ગયાં. જિનશાસનના ધર્મસિંહાસને એક પછી એક તેજઃપૂંજ આવતા ગયા અને અદ્રશ્ય બનતા ગયા. અનંત જ્ઞાનપ્રકાશમાંથી એક પછી એક જ્ઞાન–મશાલો પ્રગટતી ગઈ. કાળક્રમે મશાલનાં તેજ ઘટતાં ચાલ્યાં. વિશિષ્ટ શાસ્ત્રસંદર્ભોનું જ્ઞાન નષ્ટપ્રાયઃ બનતું ગયું. પાંચ પાંચ શતાબ્દિઓ (મતાન્તરે સાત) વીતી ચૂકી હતી, ત્યાં એક વિશિષ્ટ બાળકનો ભારતભૂમિ પર જન્મ થયો.

માહણ કુળના ગગને પ્રગટેલો એ સૂર્ય–બાલસૂર્ય એનાં

તેજસ્વી છતાંય આહ્લાદક તેજઃકિરણો પૃથ્વીને અજવાળી રહ્યાં. એના પ્રતાપનો પ્રકાશ, ઉત્થાનની લાલિમા અને પ્રતિભાની તેજસ્વિતાએ એના શૈશવકાળ પર ચંદરવો બાંધ્યો અને એ ચંદરવા નીચે હરિભદ્રનો બાલ્ય-કાળ વીત્યો.

હરિભદ્રનું યૌવન પૂર્ણકળાએ ખીલી ઉઠયું. બાલ્યકાળથી એણે જ્ઞાનશ્રીની ઉપાસના આરંભી અને છલકાતા યૌવનમાં તો એણે ઠીકઠીક સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી. વિકાર, વિલાસ અને વૈભવની તોફાની આંધીઓમાં હરિભદ્ર અટવાયો નહિ. અને તો જ એ જ્ઞાનશ્રીની ઉપાસના અભંગ-અખંડ રાખી શકયો.

જગત જ્યારે સુરા, સુંદરી અને સંગીતના સ્વપ્નલોકમાં વિચરતું હતું ત્યારે હરિભદ્રનું વિચરણ પાર્થિવ જગતથી દૂરના એવા અંતરલોકમાં થતું હતું કે જ્યાં એ પ્રાણપ્રિયા જ્ઞાનશ્રી સાથે સ્વૈચ્છિક આનંદ માણતો હતો. વિનય, વિદ્યા અને વિજ્ઞાનના અનંતાકાશમાં હરિભદ્રનું આત્મપંખેરું જે અનુપમ આનંદ અનુભવતું હશે, તે આજનો યુગ શી રીતે સમજી શકે ? પણ હરિભદ્રે જ્ઞાનશ્રીના સુલાયમ હસ્તે ધરાઈ-ધરાઈને જ્ઞાનનું પાન કર્યું, જ્ઞાનશ્રીને સંતોષવા તેના હૃદયાકાશે અનેક તરંગો, વિકલ્પોના તારલા પ્રગટવા માંડયા અને અનંત યૌવના જ્ઞાનશ્રી પણ એના પરમ પ્રેમી હરિભદ્ર પર આફરીન બની ગઈ ! હરિભદ્રના પ્રેમી હૃદયની રંગભૂમિ પર નવી ભાવનાઓ નૃત્ય કરવા લાગી. હરિભદ્ર તો એની એ પ્રેયસીના નયનકટાક્ષે જ નાચી રહ્યો હતો. વિદ્વત્તા અને પ્રગલ્ભપાંડિત્ય સાથે તેને રાજ્યશ્રી પ્રાપ્ત થતાં તેનું ઉન્માદી હૃદય વધારે તોફાને ચઢ્યું, ચિતોડની રાજસભામાં હરિભદ્રનું પાંડિત્ય, બુદ્ધિની તેજસ્વિતા, પ્રતિભાનો પ્રકાશ ઝળકી ઉઠયાં.

તેણે સ્વમહત્તા અને વિદ્વત્તા–પ્રદર્શનની કામનાને ખોદી ખોદીને જગાડી. કીર્તિપ્યાસુ હૃદય કીર્તિવારિની પરિશોધમાં નીકળ્યું. અભિમાન, આત્મપ્રશંસા અને વિદ્વત્તા–વૈભવના સ્વપ્નને તે યથાર્થતામાં પરિણમાવવા મથવા લાગ્યો. સામ્રાજ્યની સહાય અને સફળતા! અનુકૂળ વાતાવરણમાં હરિભદ્રને ગાઢ નશો ચઢયો.

ચિતોડની શેરીએ શેરીએ હરિભદ્રની યશોગાથા ગવાવા લાગી. ભારતના ખૂણે ખૂણે હરિભદ્રની પ્રેયસી જ્ઞાનશ્રીની સૌંદર્યપ્રશંસા થવા લાગી. હવે હરિભદ્રનો રહ્યોસહ્યો સંયમ પણ વિસર્જન પામ્યો. આગની જ્વાલાઓની આસપાસ પતંગિયાએ આંટા મારવા શરૂ કરી દીધા.

ભ્રમણાથી ભ્રમિત હરિભદ્રે પેટમાં ઠાંસીઠાંસીને ભરેલી વિદ્વત્તાથી પેટ ફાટી ન જાય માટે પોતાના પેટે પાટા બાંધ્યા! પ્રતિસ્પર્ધીઓ જો આકાશમાં ચઢી જાય તો ત્યાંથી પકડી લાવવા તેણે હાથમાં નિસરણી રાખવા માંડી! પૃથ્વીના પેટાળમાં પેસી જાય તો પૃથ્વીનું પેટ ચીરીને પણ પકડી લાવવા તેણે કોદાળી ધારણ કરી! પ્રતિસ્પર્ધીઓ સરોવરના પાણીમાં જવાનો પ્રયત્ન કરે તો જાળ નાખીને પકડી લાવવા તેણે જાળ રાખવા માંડી! જંબૂદ્વીપમાં પોતાની અદ્વિતિયતા પ્રદર્શિત કરવા તેણે જાંબુડાની ડાળી હાથમાં રાખવા માંડી. પરંતુ આ બુઝાતા દીપકની ચરમ ચમક હતી! ના, ના. માનવીના સ્વાભાવિક ભોળપણનું એ એક સારું ઉદાહરણ હતું! અરે, એ પણ નહિ, જીવનની એક બાજુની પૂર્ણાહૂતિનો એ અંતિમ શણગાર હતો!

એ જમાનામાં સ્થલચર જંતુગણને ઉપરથી બોંબગોળા વરસવાનો ભય ન હતો, એ યુગમાં ખેચર પંખેરાઓને વિમાનોના ઘરઘરાટથી ગભરાવાનું ન હતું. એ કાળે મજૂર મંડળો, વિદ્યાર્થી મંડળો, ગુમાસ્તા મંડળોની હડતાળોથી પ્રજાને ત્રાસ ન હતો. પૃથ્વીતલ પર ગરીબ કે શ્રીમંત સહુ કોઇને એક માત્ર પાપ સિવાય બીજાનો ભય ન હતો. અને તેથી ચિતોડના રાજમાર્ગો પર પ્રજાજનો નિર્ભયતાથી વિહરી શકતા હતા, ઉદ્યાનોમાં પુષ્પો મુક્ત હાસ્ય વેરી શકતાં હતાં. પંખીઓને પશુઓ આનંદથી સ્વૈચ્છિક વિચરણ કરી શકતાંહતાં.

હરિભદ્ર પુરોહિત રાજવીપાલખીમાં આરુઢ હતા. રાજ પુરુષો પુરોહિતજીના ગુણ ગાતા શિબિકાનું વહન કરતા હતા. હરિભદ્રનું સ્વપ્ન-પ્રદેશમાં વિચરણ થતું હતું, ત્યાં મદમસ્ત રાજહસ્તીના તોફાને હરિભદ્રને જગાડયો. પાર્થિવ બળ આગળ એકવાર તો ચૈતન્યબળની હાર થઇ ગઇ. હરિભદ્ર શિબિકામાંથી કૂદી પડયો અને નજીકના જિનમંદિરમાં પેસી ગયો.

એણે જૈનોની જાહોજલાલીનું જીવંત ચિત્ર આ મંદિરમાં જોયું: અહીં શાંતિ હતી, શીતળતા હતી, સ્વચ્છતા હતી. પ્રસન્નતા હતી. ભાવુક હૃદયોને સભર કરી દે તેવી મનોહરતા હતી! પણ આ બધું અનાદિકાલીન આત્માનું ઉન્નતીકરણ કરતી, પ્રશમરસ ઝરતી જિનપ્રતિમાના પ્રતાપ પર નિર્ભર હતું!

હરિભદ્રની દૃષ્ટિ એ જિનમૂર્તિ પર પડી. હાસ્યની એ મહાસંહારક દૃષ્ટિ હતી! તેનું ચિત્ત ઉન્મત્ત હતું. કીર્તિ-કન્યાએ જામ પર જામ ભરી ભરીને પાયેલા મદથી તેનું હૃદય બેહોશ હતું. જિનમૂર્તિની પુષ્ટતા, પ્રસન્નતાનું મૂળ તેને

મૂર્તિમંતની રાગદશા જણાઈ! તે વિચારે છે-'મૂર્તિમાં પુષ્ટતા–પ્રસન્નતા છે. મૂળમાં મિષ્ટાન્નભોજિતારૂપે રાગાંધદશા હોય, વીતરાગતા નહિ. વૃક્ષ જો લીલુંછમ દેખાય છે, તો મૂળમાં અગ્નિ કેમ મનાય ?'

વિદ્યા, વૈભવ અને ઉન્માદથી પરિપૂર્ણ હૃદય યથાયોગ્ય મૌલિક વિચારણા શી રીતે કરી શકે ?

રાજપુરોહિત હરિભદ્ર ત્યાંથી નીકળી ગયો, પણ ત્યાં જ પાછો આવવા માટે! હરિભદ્ર પુરોહિત ચિતોડના માર્ગો પરથી પસાર થતો હતો. ત્યાં એના કાને એક અસ્પષ્ટ છતાં મધુર અવાજ અથડાયો, તેને સમજવા હરિભદ્ર ઊભો રહી ગયો. અવાજ સ્પષ્ટ હતો. રસ્તા પરના એક રમ્ય આવાસમાંથી એ પુણ્યધ્વનિ આવી રહ્યો હતો. અવાજમાં મધુરતા હતી. એથી ય અધિક સુસ્પષ્ટ શબ્દોચ્ચારણ હતું અને એને ય ટપી જાય એ છતાં સૌમ્ય ધ્વનિમાં ગંભીરતા તથા આંતરમયતા હતાં.

છતાં એ ધ્વનિનો અર્થ સમજવા હરિભદ્રની જ્ઞાનશ્રી સમર્થ ન બની. ઘણું ઘણું મંથન, અતિ પર્યાલોચન કરવા છતાં હરિભદ્ર નિરાશ બની ગયો. પોતાની વિવશતા પર એને રોષ ભરાયો. જ્ઞાનશ્રીનો સોદો કરી મેળવેલી કીર્તિકન્યા પરનો અનુરાગ ઓસરવા લાગ્યો, દિવ્યધ્વનિને સમજવા તેણે નિર્ણય કર્યો, અવિચળ નિર્ણય કર્યો. તે માટે જે કંઇ કરવું પડે તે કરવાનો આત્મ-વિનિશ્ચય કર્યો અને તેણે તે ધવલપ્રસાદ તરફ પગલાં માંડયાં.

તેના પરાસ્ત હૃદયમાં કોઈ ઊંડું આત્મસંવેદન આવિર્ભૂત થયું હતું.

ગૃહદ્વારમાં તે પ્રવેશ્યો. અજાણી આંખોએ અનુપમ દૃશ્ય નિહાળ્યું. સંસારથી વિરક્ત વિભૂતિઓ ત્યાં બિરાજેલી હતી. શ્વેત વસ્ત્રોમાં સુશોભિત સાધ્વીગણ પ્રભાતનો મંજુલ સ્વાધ્યાય કરી રહ્યો હતો. તેમાંથી ઉઠતા ધ્વનિએ હરિભદ્રનાં નયનો ક્ષણભર બંધ કરાવી દીધાં, અને એનાં હૃદયસિંહાસને પલવાર પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું. પાર્થિવ સંસારમાંથી પવિત્રતાના પ્રદેશમાં પ્રવેશ થયેલો ભાસ્યો. સ્વર્ગ કરતાં ય અધિક નિર્મળતા તેણે નિહાળી. તેની આંખ સમક્ષ એક સુરમ્ય સ્વપ્નલોક ખડો થતો લાગ્યો. ક્ષણભર માટે પોતે પોતાની પરાજિત સ્થિતિનો વિષાદ ભૂલી ગયો.

ત્યાં તેણે મધ્યભાગમાં એક ઉચ્ચાસને બિરાજેલાં પ્રૌઢ સાધ્વીજીને જોયાં. ગંભીરતા, પ્રૌઢતા અને તપશ્ચર્યા ત્યાં મૂર્તિમંત બનેલાં હતાં.

હરિભદ્રે નજીક જઇ નમન કર્યું.

'ધર્મલાભ!' સાધ્વીજીએ ધર્માશિષ આપી.

એ એક અનુપમ દૃશ્ય હતું. જે હરિભદ્ર હજારો પંડિતોને નતમસ્તક બનાવી શકે તે હરિભદ્ર આજે એક સાધ્વીજીના ચરણોમાં નમી રહ્યો હતો.

'માતાજી! આપ જેનો સ્વાધ્યાય કરી રહ્યા છો તે "ચક્કી દુગ" શ્લોકનો અર્થ મને સમજાવવા કૃપા કરશો?'

યાકિની મહત્તરા સાધ્વીજીએ પુરોહિતના શબ્દોમાં નમ્રતા અને ઉત્કટ જિજ્ઞાસા જોઈ. ચિતોડની રાજસભાના લાડોલા અને વિદ્વત્તાથી સંપન્ન હરિભદ્રમાં, એ દીર્ઘદૃષ્ટા

સાધ્વીજીએ કોઇ અનાગતનાં ઉજ્જવલ એંધાણ પારખ્યાં. તેની જાગેલી જ્ઞાનવારિની તૃષા જિનભાષિત તત્ત્વોના જલધોધથી છીપાવવા નિશ્ચય કરી, મધુર ધ્વનિથી સાધ્વીજીએ કહ્યું :

'મહાનુભાવ ! તારી જિજ્ઞાસા અને તારા આત્માની મૃદુતાથી મારું હૃદય ઘણું આનંદિત થયું. પરંતુ તારી તે પ્રબળ તૃષાને તૃપ્ત કરવા મારી નાનકડી પરબડી શું સમર્થ બને ? કદાચ તું કહે કે–'બને' પણ તેથી ય આગળ વધીને હું તને કહું છું કે અમારી ભૂમિકા અમને અર્થજ્ઞાન આપતાં રોકે છે. અર્થજ્ઞાન આપવાની ભૂમિકાએ અમારા આચાર્ય ભગવંત બિરાજિત છે. એમનો શ્રુતસાગર અગાધ છે. તેમની વિશદ પ્રજ્ઞા જિનશાસનની સરાણે ચઢી સુતીક્ષ્ણ બનેલી છે. તારી તૃપ્તિ ત્યાંથી જ થશે, ભલા, તે હું શું કરી શકું ?'

પૂણ્યમૂર્તિ સાધ્વીજીનો એક એક શબ્દ હરિભદ્રના હૃદયસાગરનું મંથન કરતો હતો. સાધ્વીજીના હૈયામાં વહી રહેલો મહાકારુણ્યનો પ્રવાહ હરિભદ્રને સ્પર્શ્યો. હરિભદ્રના અતુલ ઊંડાણમાં તે પ્રવેશ્યો. તેના આત્મત્વને ચૈતન્ય પ્રદાન કર્યું. જન્મદાત્રી જનેતા કરતાં ય કંઈ અધિકતા હતી આ પતિતપાવની સાધ્વીજીની મમતામાં ! અને તે અધિકતાને પુરોહિતે પિછાની. ત્રૈકાલિક હિતના અમૃતથી નિતરતાં નયનો આગળ હરિભદ્રનું હૃદય ગળગળું થઈ નમી પડયું.

સાધ્વીજી માતાની અનુજ્ઞા લઇ, તેમણે ચિંધેલા સ્થળે જવા નિર્ણય કરી ત્યાંથી તે નીકળી ગયો. સ્વગૃહે આવ્યો. પણ હવે તેનું આંતરવિચરણ એવા સ્વપ્નપ્રદેશે શરૂ થઈ

ચૂકયું હતું કે જેમાં અનંત મધુરતા હતી ! સાથે જ અજાણી ભૂમિના પ્રવેશનો રોમાંચ, હર્ષ, વિષાદ, આંતર વિગ્રહ ચાલી રહ્યો હતો, કે જેમાં અખૂટ સાહસિકતા હતી. રેશમમઢેલી ગાદીઓ પર તે તરફડી રહ્યો છે. નિદ્રાદેવીથી પરિત્યકત દશામાં તેની કલ્પનાસૃષ્ટિ સર્જાય છે.

ઘડીકમાં એ યાકિનીમહત્તરા સાધ્વીજીના મમતાળુ માતૃત્વને માપવા મથે છે, તો ઘડીકમાં તેમણે ચિંધેલા મહાપુરુષનું કલ્પનાચિત્ર દોરવા પ્રેરાય છે.

'આવી માતાએ જેમને પોતાનાં શિરચ્છત્ર ધર્યાં છે, તે કેવી મહાન વિભૂતિ હશે? જૈનધર્મના એક શ્લોકનો અર્થ સમજવા હું સમર્થ ન બન્યો, તો જિનપ્રણિત શ્રુતના સાગરમાં તો મારો ચંચુપાત પણ શી રીતે થઈ શકે? ને...એ આચાર્ય શ્રુતસાગરના પારાગામી છે! અહો ! કયાં મારી પામર દશા અને કેવી એમની ઉન્નત સ્થિતિ!'

તેનો મદ ઓગળી જવા લાગ્યો. જેમ જેમ તેની જ્ઞાનશ્રીએ ભરી ભરીને પાયેલો મદ ઓસરતો ગયો તેમ તેમ તેના સ્થાને ઉજ્જવલ પ્રૌઢતા આવતી ગઇ.

વહેલી સવારે તે ઘર બહાર નીકળ્યો ત્યારે મુખ પર ગંભીરતા હતી, છલકતી પ્રતિભા હતી.

યુવાન પુરોહિત અલ્પ સમયમાં જ મંદિરદ્વારે આવી પહોંચ્યો, પ્રવેશ્યો. આજે એ મનોમન આવી પહોંચ્યો છે. આજે એની દૃષ્ટિ વાસ્તવિક દર્શન કરી રહી. જિનપ્રતિમાની પુષ્ટતા અને પ્રસન્નતાને એના હૃદયે વધાવી. એની અતિ નિપુણ પ્રજ્ઞાએ નિર્ણય કર્યો. બે હાથ જોડી, નતમસ્તક બની

તે જિનેશ્વરદેવના ચરણોમાં ઢળી પડયો, અને ભક્તિભર્યા હૃદયે સ્તવના કરી.

બાજુના જ ઉપાશ્રયના દ્વારે તે આવી ઊભો.

આચાર્યશ્રી જિનભટ્ટસૂરિજી મહારાજે, પંડિત પુરોહિતે કરેલી વીતરાગસ્તુતિ સાંભળી હતી, તેઓશ્રીએ તેમાં પંડિતના હૃદયનું, મનોલાગણીઓનું દર્શન કર્યું હતું, પુરોહિતને તેઓશ્રીએ મધુર વાણીથી ધર્માશિષ આપી.

સંયમના ચરણે પુરોહિતે નમન કર્યાં. જ્ઞાનશ્રીના લાડીલા હરિભદ્રે એક શ્લોકના અર્થની સૂરિદેવ પાસે ભીખ માગી !

'કોઈ પણ શાસ્ત્રને ન સમજી શકું તે બને નહિ. કદાચ ન સમજી શકું, તો તે સમજાવનારની કોઈ પણ શરતોનો સ્વીકાર કરીને પણ તે સમજું.' હરિભદ્રની એ હૃદયપ્રતિજ્ઞાએ તેને આચાર્યદેવની પાસે આણ્યો. એ પ્રતિજ્ઞાએ તેના સાંસારિક જીવનનો ત્યાગ કરાવ્યો, પાર્થિવ સુખો, માનવીય કામનાઓ અને ઐશ્વર્ય–વિલાસનું બલિદાન દેવરાવ્યું.

જ્ઞાનશ્રીની ઉપાસના ખાતર, જ્ઞાનશ્રીની ઉત્કટ અભિલાષાને પૂરવા માટે એણે શું ન કર્યું ! જે કંઇ કરવું પડયું તે બધું જ તે કરી છૂટયો !

આચાર્યશ્રી જિનભટ્ટસૂરિજી યુવાન હરિભદ્રની ચૌદ વિદ્યાની પારગામિતાથી જ્ઞાત હતા. રાજમાન્યતા અને લોકપ્રિયતાથી તેઓશ્રી સુપરિચિત હતા. એથીય અધિક તેની સત્ત્વશીલતા અને પ્રતિભામાં સૂરિદેવે જિનશાસનની પ્રભાવકતા જોઈ. તેઓશ્રીએ તેની શ્લોકના અર્થજ્ઞાનની યાચના પૂરી

કરવા કબૂલ્યું, પરંતુ તે માટે ત્યાગ અને આત્મસમર્પણની એ કડક શરતો સામે મૂકી! હરિભદ્રે કબૂલ રાખી. ક્ષણવારમાં એ બની ગયું કે હરિભદ્ર સંસારી મટી સંયમી બની ગયો!

એ સ્વપ્ન ન હતું, એ માનવીને માટે સહજ એવો જિંદગીનો ખેલ ન હતો! એ સત્ય અને નક્કર હકીકત બની ગઈ કે જ્ઞાનશ્રીના લાડીલા હરિભદ્રે જ્ઞાનશ્રીને સંતોષવા સંસારત્યાગ કર્યો.

પાર્થિવ સંસાર માટે માનવજીવન ભલે એક ખેલ હોય, મનોરંજનની ભલે એક સુંદર સામગ્રી હોય, પણ અધ્યાત્મીઓના સ્વપ્નલોકમાં માનવજીવન એ સંગેમરમરનો ચમકદાર પાષાણ છે. રાત–દિ' તેઓ તે પાષાણમાં આત્માભિવ્યક્તિ કરવા પસાર કરે છે.

સાધુતાને સ્વીકારી હવે તે 'મુનિશ્રી હરિભદ્ર' તરીકે જીવનપંથના પથિક બન્યા. જ્ઞાનશ્રીનું યૌવન દિનપ્રતિદિન વિકસવા માંડ્યું. જ્ઞાનશ્રીના તીવ્ર અભિલાષોને હરિભદ્ર મુનિવરે કમર કસીને પુરવા માંડયાં. અનંત યૌવના જ્ઞાનશ્રી રાત–દિ' પોતાના પરમ પ્રિયતમની સાથે અપૂર્વ આનંદમાં વિલસવા લાગી.

સુવર્ણપાત્રમાં સિંહણનું દૂધ ટકે, તેમ પંચમહાવ્રતમય સાધુ જીવનમાં જ અદ્‌ભુત જ્ઞાન ટકે! એટલે કે પચે! મુનિવર હરિભદ્ર ગુરુદેવની પાસે પરમ વિનયપૂર્વક જ્ઞાનોપાર્જના કરવા લાગ્યા. ટૂંક સમયમાં જ તેઓ જિનશાસનનો તત્ત્વનિધિ પ્રાપ્ત કરી શકયા. જિનેશ્વરદેવની તત્ત્વશૈલીથી જેમ જેમ તેઓ સુપરિચિત બનતા ગયા તેમ

તેમ તેમની પૂર્વજીવનની વિદ્વતા નિઃસાર અને નિષ્પ્રાણ લાગી. ચૌદ પૂર્વોનાં જ્ઞાનસાગર આગળ ચૌદ વિદ્યાઓ તો એક બિન્દુ પણ નહિ ! ભલે એ પૂર્વોનું જ્ઞાન વિલુપ્ત થઈ ગયું હતું, છતાંય જે કંઇ શેષ હતું તે પણ એટલું અદ્ભુત, અખૂટ અને અવનવું હતું કે તેની સહેલગાહે નીકળેલા હરિભદ્ર મુનિવર જે અવર્ણનીય આંતર આનંદને અનુભવતા હતા. તેનું વર્ણન પાર્થિવ સંસારના મનુષ્ય માટે કરવું અશકયપ્રાયઃ છે ! હા, એનું હૃદયગ્રાહી વર્ણન એમનાં રહ્યાં સહ્યાં શાસ્ત્રસ્મારકોને જ કરવા દો !





રાજગૃહી નગરીની ત્યારે ખૂબ જાહોજલાલી હતી. મગધદેશની એ રાજધાની હતી.

મગધસમ્રાટ શ્રેણિકના મહામંત્રી હતા અભયકુમાર. અભયકુમારની બુદ્ધિ એટલે અભયકુમારની જ બુદ્ધિ! દેવલોકનો બૃહસ્પતિ પણ અભયકુમારની પ્રશંસા કરે.

અભયકુમારને તીર્થંકર પરમાત્મા મહાવીરસ્વામી ઉપર દૃઢ શ્રદ્ધા હતી. મગધ સામ્રાજ્યના મહામંત્રી હોવા છતાં પોતાના આત્મકલ્યાણને એ ભૂલતા ન હતા. અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી પણ સમય કાઢીને, નિવૃત્ત થઈને, ધર્મધ્યાન કરતા હતા.

અભયકુમારને સંસારના ત્યાગી અને સુખોમાં વિરાગી એવા મુનિ ખૂબ ગમે, તેઓ ઘણીવાર આખી રાત એ મુનિવૃન્દની વચ્ચે રહેતા અને પવિત્ર વાતાવરણનો આનંદ અનુભવતા. તેમને મુનિજીવન ગમતું હતું. એમણે પોતાના જીવનનું ધ્યેય પણ મુનિજીવન બનાવ્યું હતું.

જેને જેવા બનવું હોય તેને તેના ભેગા બેસવાનું-રહેવાનું ગમે

એક દિવસની વાત છે.

અભયકુમારને 'પૌષધવ્રત' લેવાની ઇચ્છા જાગી. પૌષધ એટલે સંસારના કામોથી નિવૃત્તિ અને ધર્મમાં પ્રવૃત્તિ. પૌષધ વ્રતમાં ભોજનનો ત્યાગ, વેપારનો ત્યાગ, શરીરની સફાઈનો ત્યાગ અને બ્રહ્મચર્યનું પાલન કરવાનું હોય છે. પૌષધવ્રત દિવસ–રાતનું કરી શકાય અને માત્ર દિવસનું કે માત્ર રાતનું કરવું હોય તો પણ કરી શકાય.

અભયકુમારે રાતનું પૌષધવ્રત ધારણ કર્યું.

પૌષધશાળામાં શ્રી સુસ્થિતસૂરીશ્વરજી અનેક મુનિવરો સાથે બિરાજમાન હતા. અભયકુમારે પૌષધવ્રત અંગીકાર કરી મુનિવરોની છત્રછાયામાં ધર્મઆરાધના શરૂ કરી. રાત્રિનો એક પ્રહર વ્યતીત થયા પછી, સર્વ મુનિવરો નિદ્રાધીન થયા ત્યારે અભયકુમારે ધર્મધ્યાન આરંભ્યું.

બીજી બાજુ ઉપાશ્રયમાં 'ભય' એવો અવાજ થયો ! અભયકુમારે આ શબ્દ સાંભળ્યો, ઉપાશ્રયમાં પ્રવેશ કરતા એક મુનિના મુખમાંથી શબ્દ સરી પડયો હતો.

અભયકુમાર ઊભા થયા, એ મુનિવર પાસે ગયા, અને વિનયથી વિનમ્ર ભાષામાં પૂછ્યું.

'હે પૂજ્ય ! ઉપાશ્રયમાં પ્રવેશતાં તો 'નિસિહિ' બોલવાનું હોય છે, એના બદલે આપ 'ભય' કેમ બોલ્યા ? અહીં શો ભય છે ભગવંત ?'

મુનિવરે સહેજ સંકોચ અનુભવતાં કહ્યું :

'મંત્રીશ્વર, અચાનક જ 'ભય' શબ્દ મારા મુખમાંથી નીકળી પડયો ! અહીં ભય શાનો ? પરંતુ મારા પૂર્વાવસ્થાના જીવનની એક ઘટના મારા મનમાં આવી ગઈ અને મુખમાંથી 'ભય'...' નીકળી ગયું !'

હે મુનીશ્વર, એ પૂર્વ જીવનની સત્ય ઘટના આપ મને ન કહો ?'

'સાંભળો મંત્રીશ્વર.' શિવ મુનીશ્વરે પૌષધશાળાના એક બાહ્ય-વિભાગમાં જઈને આસન જમાવ્યું. પાછળ-પાછળ અભયકુમાર પણ પહોંચ્યા અને શિવ-મુનિની સામે બેસી ગયા.

નીરવ શાંતિ હતી. સાધનાની પવિત્રતા હતી, આત્માની પ્રસન્નતા હતી. સ્વચ્છ આકાશમાંથી ચંદ્ર પૃથ્વી પર ચાંદની વરસાવતો હસી રહ્યો હતો.

મંત્રીશ્વર, મારો જન્મ ઉજ્જયિની નગરીમાં થયેલો. અમે બે ભાઈ હતા : શિવ અને દત્ત. અમે નિર્ધન પરિવારમાં જન્મ્યા હતા. નિર્ધનતામાં મોટા થયા હતા. જ્યારે અમે બંને ભાઈઓ દરિદ્રતાનું દુઃખ સહી ન શક્યા ત્યારે પરદેશ કમાવા માટે જવાનો નિર્ણય કર્યો.

હું અને દત્ત ઘેરથી નીકળ્યા.

સૌરાષ્ટ્ર દેશમાં પહોંચ્યા.

ભાગ્ય અમારાં પાધરાં ! અમે ખૂબ ધન કમાયા. ઘેર પાછા જવા તૈયાર થયા. અમે ધનમાંથી રત્નો ખરીદ્યાં અને એક પોલા વાંસના પોલાણમાં એ ઝવેરાત ભર્યું.

ઝવેરાતથી ભરેલો વાંસ ઉપાડીને અમે સ્વદેશ તરફ પ્રયાણ કર્યું, વાંસ વજનદાર હોવાથી વારાફરતી અમે બંને ભાઈઓ વાંસ ઉપાડતા હતા. પરંતુ જ્યારે એ વાંસ હું ઉપાડતો હતો ત્યારે મારા મનમાં એક અધમ... પાપ વિચાર આવતો હતો : 'આ દત્તને મારી નાખું તો સંપૂર્ણ ધન મને મળી જાય !'

રસ્તામાં એક મોટો પાણીનો ઝરો આવ્યો. અમે એ ઝરાના શીતળ પાણીમાં સ્નાન કર્યું અને પાણી પીધું. ત્યાં મને પેલો ખરાબ વિચાર આવ્યો: 'આ ઊંડા પાણીમાં દત્તને ફેંકી દઉં અને સંપત્તિનો માલિક બની જાઉં!' હું વિહ્વળ બની ગયો. મારું મન ચંચળ બની ગયું. મેં મારા ભ્રાતા દત્ત તરફ જોયું. એનું નિર્દોષમુખ જોતાં જ મને મારા દુષ્ટ વિચાર ઉપર ઘૃણા ઉપજી. 'અરેરે! આ તુચ્છ ધનના લોભથી મારા ભાઈને મારી નાખું? ના....ના...મને આ ધન જ આવા અધમ વિચારો કરાવે છે. એ ધન જ ન જોઈએ.'

મેં ઝવેરાતથી ભરેલો વાંસ પાણીના ઝરામાં ફેંકી દીધો. મારો ભાઈ દત્ત એકદમ ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો, 'અરે ભાઈ...તેં આ શું કર્યું? બધું ઝવેરાત પાણીમાં નાખી દીધું?'

મેં એને મારું હૃદય ખોલીને વાત કરી. એણે મને કહ્યું: જ્યારે હું પણ એ વાંસ ઉપાડીને ચાલતો હતો ત્યારે મને પણ આવો જ ખરાબ વિચાર આવતો હતો. તેં સારું કર્યું. એ અર્થ જ અનર્થનું મૂળ હતું.'

અમે પુનઃ નિર્ધન બની ગયા. પરંતુ હવે નિર્ધનતાનું દુઃખ ન હતું સ્વેચ્છાપૂર્વક સંપત્તિનો ત્યાગ કર્યો પછી દુઃખ શાનું થાય?

હે અભયકુમાર, અમે બંને ભાઈ ઘેર આવ્યા.

હવે એક અજબ ઘટના બની. અમે પાણીમાં જે વાંસની ભૂંગળી ફેંકી દીધી હતી, તે ભૂંગળી એક મત્સ્ય ગળી ગયેલો. માછીમારની જાળમાં એ મત્સ્ય પકડાઈ ગયો. માછીમાર એને પોતાને ઘેર લઈ આવ્યા.

એ અરસામાં અમારા ઘેર મહેમાનો આવેલ. અમે માંસાહારી હતા. મારી બહેન મહેમાનોના ભોજન માટે માછીમારને ત્યાંથી પેલો મત્સ્ય ખરીદી લાવી. મત્સ્યને ચીર્યો તો એના પેટમાંથી પેલી વાંસની ભૂંગળી બહાર નિકળી. મારી બહેનને કુતૂહલ થયું. તેણે ભૂંગળી ખોલી તો અંદર ઝગમગાટ કરતાં રત્નો જોયાં! એ તો રાજીની રેડ થઈ ગઇ.

પરંતુ એ જ્યારે ભૂંગળી ખોલીને જોતી હતી ત્યાં મારી માતાએ જોયું. તેણે પૂછ્યું : 'બેટી, એ શું છે?' બહેને તૂર્ત પોતાના ખોળામાં એ ભૂંગળી છુપાવી દીધી અને કહ્યું :

'કંઈ નથી...'

છતાં મારી માતા એની પાસે જવા લાગી, ત્યારે ધનના લોભથી પ્રેરાઈને મારી બહેને પાસે પડેલું સાંબેલું મારી માને માર્યું. માને મર્મસ્થાનમાં પ્રહાર થયો, તે જમીન પર ઢળી પડી. તેનું મૃત્યુ થયું.

એ જ વખતે અમે બંને ભાઈઓ ઘરમાં પ્રવેશ્યા. એટલે બહેન ગભરાણી! એ એકદમ ઊભી થવા લાગી. ખોળામાંથી રત્નોની ભૂંગળી નીકળી પડી.

'ઓહો! આ તો એ જ આપણી બુદ્ધિ બગાડનારી રત્નોની ભૂંગળી છે! અહીં ક્યાંથી આવી?'

એક બાજુ મૃત્યુ પામેલી માતાનું શબ પડ્યું હતું. બીજી બાજુ હત્યારી બહેન હાથમાં રત્નોની ભૂંગળી લઇને ઊભી હતી.

અમને ખરેખર સંસાર પ્રત્યે વૈરાગ્ય થયો. 'આ અર્થ જ સર્વ અનર્થોનું મૂળ છે.' એમ સમજી, માતાનો અગ્નિસંસ્કાર કરી, બહેનને ઘર સોંપી દઇ અમે આચાર્ય ભગવંત પાસે જઈ ચારિત્રજીવન સ્વીકાર્યું.

મંત્રીશ્વર! અત્યારે ઉપાશ્રયમાં પ્રવેશતાં પેલું દૃશ્ય—બહેન માતાને સાંભેલું મારે છે—તે સામે આવી ગયું અને મુખમાંથી 'ભયમ્' નિકળી ગયું!

મુનિવરની આત્મકથા સાંભળી અભયકુમાર વ્યથિત થઈ ગયા. સંસારની ભયંકરતા, ધનલાલસાની ભયાનકતા વિચારી રહ્યા.

મુનિવર પોતાના સ્થાને બેસી પરમેષ્ઠિધ્યાનમાં લીન બન્યા અને અભયકુમાર નિદ્રાધીન થવા પ્રયત્ન કરવા લાગ્યા, ત્યાં બીજી ઘટના બની!

[ ૨ ]

'મહાભયમ્'

રાત્રિની નીરવ શાંતિમાં શબ્દના પડઘા પડયા. અભયકુમાર શબ્દના પડઘે ઊભા થઈ ગયા. 'અત્યારે 'મહાભયમ્' શબ્દ ક્યાંથી?' તેમણે દ્વાર તરફ જોયું. એક મહામુનિને દ્વારમાં પ્રવેશ કરતા જોયા. અભયકુમાર મુનિરાજ પાસે આવ્યા. ધીમે સ્વરે અભયકુમારે પૂછ્યું :

'હે મુનીશ્વર, 'નિસિહિ' બોલવાના સ્થાને 'મહાભયમ્' કેમ બોલ્યા?'

'મંત્રીશ્વર, પૂર્વજીવનની મહાભયંકર ઘટના યાદ આવી ગઈ. સહસા મુખમાંથી 'મહાભયમ્' શબ્દ નિકળી ગયો...'

'કૃપાવંત, એવી કઈ ઘટના બની આપના જીવનમાં? જો આપના સ્વાધ્યાયમાં વિઘ્ન ન થતું હોય તો જણાવવા કૃપા કરો.'

મુનીશ્વર અને મંત્રીશ્વર ઉપાશ્રયના એક એકાંત સ્થળે

જઈ બેઠા. મંત્રીશ્વરનું મન જિજ્ઞાસુ હતું, મુનીશ્વરનું મન ભૂતકાળની કાળી કથામાં ખોવાયેલું હતું. સ્વસ્થ બનીને મુનિરાજે પોતાના જીવનની એ કથા આરંભી.

'ચંપાનગરીમાં હું વસતો હતો. સુવ્રત મારું નામ હતું. કરોડોની સંપત્તિ મારી પાસે હતી. સુખ–સમૃદ્ધિમાં મારું જીવન વ્યતીત થતું હતું. પરંતુ એક રાતમાં ભાગ્યનું ચક્ર બદલાયું. સુખનાં સાધનો દુઃખરૂપ બની ગયાં.

ડાકૂઓએ ગામમાં ધાડ પાડી. ગામમાં હું ધનવાન તરીકે પ્રસિદ્ધ હતો. એટલે ડાકૂઓ મારી હવેલીમાં જ ધસી આવ્યા. હું હવેલીમાં છૂપાઈ ગયો.

મારી પત્નીએ નિર્ભયતાથી ડાકૂઓને કહ્યું : 'તમારે શું જોઈએ છે ? કંચન કે કામિની ? જો તમારે સ્ત્રી જોઈતી હોય તો હું તમારી સાથે આવવા તૈયાર છું !' મેં મારી પત્નીના આ શબ્દો સાંભળ્યા. મને સાચું ન લાગ્યું. પરંતુ સાચોસાચ મારી પત્ની તો ડાકૂઓની સાથે ચાલતી થઈ !

ડાકૂઓએ સ્ત્રીને એમના પલ્લીપતિને સોંપી દીધી. પલ્લીપતિએ એને પોતાની પત્ની બનાવીને રાખી.

ડાકૂઓના ગયા પછી કેટલાક મિત્રો ઘેર આવ્યા, તેમને ખબર પડી કે ડાકૂઓ મારી સ્ત્રીને ઉઠાવી ગયા છે; તેમણે મને ખૂબ જ આગ્રહ કર્યો કે હું મારી પત્નીને છોડાવી લાવું ! જો કે મારૂં મન તો માનતું જ ન હતું છતાં હું એને લેવા માટે ડાકૂઓના અડ્ડા તરફ ગયો.

ડાકૂઓના અડ્ડા પાસે એક ડોશીમા રહે. હું તેમનો મહેમાન બન્યો. ડોશીમાને ખૂબ ધન આપીને સંતુષ્ટ કર્યાં

અને કહ્યું કે 'પલ્લીપતિને ઘેર મારી સ્ત્રી રહે છે તેને જઈને મારા આગમનના સમાચાર આપો.'

ડોશી સમાચાર આપવા ગઈ, હું અદ્ધર શ્વાસે એની રાહ જોતો બેઠો. ડોશીને ઝડપથી આવતી જોઇ, મને આનંદ થયો. ડોશીમાએ આવતાં જ મને કહ્યું કે : 'એમને કહેજો કે આ જ રાત્રિએ જ તમારે અહીં આવવું, કારણ કે આજે રાત્રે પલ્લિપતિ બહાર જવાનો છે.'

મેં પૂછયું : એ કયાં રહે છે ?'

'સામે જે દેખાય છેને દૂર...પેલું તાલવૃક્ષ ? એ તાલવૃક્ષની નીચે એનું ઘર છે...'

મારું મન આશ્વસ્ત થયું. પત્ની પ્રત્યે કંઈક વિશ્વાસ પણ જન્મ્યો. સૂર્યાસ્ત થયો, પૃથ્વી પર અંધારું ઉતરી આવ્યું. હું ડોશીના ઘેરથી નીકળ્યો. તાલવૃક્ષની દિશામાં ચાલતો ગયો. તાલવૃક્ષની નીચેના ઘરનો દીપક મારું લક્ષ હતું. હું પહોંચી ગયો. માટી અને ઘાસના એ મકાનના દ્વારે જ મારી પત્ની ઊભી હતી, એણે ઈશારો કરીને મારું સ્વાગત કર્યું. હું ઝૂંપડીમાં પ્રવેશ્યો.

કયાં મારી ભવ્ય હવેલી અને કયાં આ કંગાલ ઝૂંપડી ! મને આશ્ચર્ય થયું કે હવેલી છોડીને આ સ્ત્રીને આ ઝૂંપડી કેમ ગમી હશે ! હું વિચાર કરું ત્યાં તો મારી પત્નીએ મારો હાથ પકડી મને ખાટલા પર બેસાડયો. તેણે પાણીથી મારા પગ ધોવા માંડયા અને એની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી, મને લાગ્યું કે એને એના પાપનો પશ્ચાત્તાપ થાય છે !

એટલામાં ઝૂંપડીના દ્વારે પલ્લીપતિ આવીને ઊભો રહ્યો ! હું ગભરાયો... મારી સ્ત્રીએ મને એ જ ખાટલા નીચે છૂપાવી દીધી.

પલ્લીપતિનું ખૂબ સ્નેહથી સ્વાગત કરી એ સ્ત્રીએ એને એ જ ખાટલા ઉપર બેસાડયો અને ગરમ પાણીથી એના પગ ધોવા લાગી... પગ ધોતાં ધોતાં... હીંવકા મોઢે આંખો પટપટાવતી તે બોલી : "હે સ્વામી, જો મારો પતિ અહીં આવે તો તમે શું કરો ?"

'તેને ધન આપું, વસ્ત્ર આપું અને એની પત્ની પાછી આપી વિદાય કરું !'

પલ્લિપતિનાં આ વચન સાંભળી મારી પત્નીએ ભારે રોષ કર્યો...! જાણે એને પલ્લિપતિની વાત ગમી નહીં ! એટલે પલ્લિપતિ એની ઇચ્છા જાણીને બોલ્યો :

'પ્રિયે, એ તો મેં મજાકમાં કહ્યું હતું. પરંતુ જો તારો પતિ અહીં આવે તો તેને બાંધીને ખૂબ મારું.'

સ્ત્રી હર્ષ પામી, અને પલ્લીપતિને કહ્યું :

'મારો પતિ તમારા ખાટલા નીચે જ છે !'

તુર્ત જ પલ્લીપતિએ મને પકડયો... એક વૃક્ષ સાથે બાંધ્યો અને ખૂબ માર્યો.

વૃક્ષ ઝૂંપડીના દ્વારે જ હતું. દ્વાર ખૂલ્લું મૂકીને એ બંને શય્યામાં સૂઈ ગયાં. બંધનમાં જકડાયેલો હું પલ્લીપતિના મારથી બેબાકળો બની ગયો. પરંતુ થોડો સમય વીત્યો અને ત્યાં એક કૂતરો આવ્યો. તેણે મારા પગનાં બંધન કરડીને કાપી નાંખ્યા.... હું મુક્ત થઈ ગયો. ધીમે

પગલે, હું ઝૂંપડીમાં પ્રવેશ્યો. દીપકના ઝાંખા પ્રકાશમાં મેં પલ્લીપતિની પાસે પડેલી તલવાર ઉપાડી લીધી અને મારી પત્નીને જગાડી! તલવાર બતાવીને ઈશારાથી ઝૂંપડીની બહાર નીકળી જવા એને કહ્યું.

તે આગળ અને હું પાછળ. રાત્રિ પૂરી થઈ ગઇ. હજુ નગર દૂર હતું. મને પલ્લીપતિનો ભય હતો તેથી હું પત્ની સહિત વાંસની જાળમાં છૂપાઈ ગયો.

થોડી જ વારમાં પલ્લીપતિ એનાં સાથીદારો સાથે અમારાં પગલે પગલે આવી પહોંચ્યો. તેણે અમને વાંસની જાળમાં જોઈ લીધાં હું ભયથી ધ્રૂજી ઉઠયો. મારી પત્ની તો સીધી જ પલ્લીપતિની પાછળ જઈને ઊભી રહી ગઈ.

મારી પાસેથી તલવાર છીનવી લઈને પલ્લીપતિએ મારા પર પ્રહારો કર્યા. હું બેહોશ થઈને ભૂમિ પર ઢળી પડયો.

જ્યારે હું જાગ્યો.... મારા શરીર પર તલવારના અનેક ઘા થયેલા હતા. હું જરાય હાલી ચાલી શકવા પણ સમર્થ ન હતો. મારી દુર્દશા પર હું રડી પડયો. મારી આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં.

સૂર્યના તાપથી ધરતી તપી હતી. છાયાને શોધતો એક મોટો વાંદરો મારી પાસે આવ્યો! તે મને ટગર ટગર જોઈ રહ્યો અને ભૂમિ પર ઢળી પડયો.

થોડી ક્ષણો વીતી, વાંદરાની મૂર્છા દૂર થઈ. તે ઊભો થયો અને જંગલમાં ચાલ્યો ગયો. થોડા સમયમાં તે બે પ્રકારની વનસ્પતિ લઈને આવ્યો અને મારા શરીર પર

એ વનસ્પતિ લગાવી મારા ઘા રૂઝવી દીધા. ત્યાર બાદ ભૂમિ પર એ કાંઇક લખવા લાગ્યો.

'હું તારા જ ગામના સિદ્ધકર્મા નામના વૈદ્યનો પુત્ર હતો. પરંતુ આર્ત્તધ્યાનમાં મરીને વાનર થયો છું. તને જોઇને મને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. પૂર્વજન્મના ઔષધિજ્ઞાનથી આ વનસ્પતિ લઈ આવ્યો અને તને નિરોગી કર્યો છે. હવે તું મારું એક કામ કર...'

'કહે, હું તારું કામ કરવા તૈયાર છું!' મેં કહ્યું.

'તો મારી વાત સાંભળ.' વાનરે કહ્યું.

'એક બલવાન વાનરે મને વાનરોના ટોળામાંથી કાઢી મૂકયો છે. તેને મારીને મને વાનરોના ટોળાનો નાયક બનાવ. મેં કરેલા ઉપકારનો બદલો તારે આ રીતે વાળવાનો છે!'

'મેં વાનરની વાત સ્વીકારી. વાનરની સાથે હું તે સ્થાને ગયો કે જ્યાં એ બલવાન વાનર રહેતો હતો ત્યાં જઇ એ વાનરને હરાવીને મારા ઉપકારી વાનરને યૂથપતિ બનાવ્યો.

ત્યાંથી હું વૈરનો બદલો લેવા પુનઃ પલ્લીપતિના નિવાસે ગયો. રાત્રિના સમયે, જ્યારે તે સૂતેલો હતો, એની જ તલવારથી એનો વધ કરી, મારી કુલટા પત્નીને લઈ ઘેર આવ્યો.

પરંતુ હવે મારું મન સંસાર પ્રત્યે વિરક્ત બની ગયું હતું. સંસારના ભોગસુખો પ્રત્યે ઉદાસીનતા આવી ગઈ હતી. તેથી ગુરુદેવના ચરણોમાં જઈ મેં ચારિત્ર સ્વીકારી લીધું.

હે મંત્રીશ્વર! 'મહાભયમ્' શબ્દ મારા મુખમાંથી આ માટે સરી પડયો...'

અભયકુમાર એકાગ્રતાથી સુવ્રત મુનીશ્વરની આત્મકથા

સાંભળી રહ્યા હતા. સંસારની બિહામણી સ્થિતિના વિચારમાં ગરકાવ થઈ ગયા હતા.

'પ્રભો ! આપે સાચે જ ચારિત્રનો માર્ગ લઈ, આપના આત્માને બચાવી લીધો. જીવનને પાવન બનાવી દીધું. પરલોકને સુખમય બનાવી દીધો.'

અભયકુમારે મુનિરાજને વંદના કરી અને તેઓ પોતાને સ્થાને ગયા. રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા. ત્રીજા પ્રહરનો પ્રારંભ થયો હતો. અભયકુમાર તો સુવ્રત મુનિની આત્મકથામાં જ ખોવાયા હતા પોતાના સંસારમાં બેઠા બેઠા તેઓ ધર્મધ્યાનમાં પરોવાયા હતા. ત્યાં વળી એક નવો શબ્દ તેમના કાને અથડાયો ! '**अति भयम्**'

'અતિભય ? કોને ? કોનો ? અભયકુમારનું મન વિચલિત થઈ ગયું. તેમણે દરવાજા તરફ જોયું... તો એક મુનિરાજને જોયા... મહામંત્રી મુનિરાજ પાસે ગયા અને પૂછ્યું :

'હે પૂજ્ય, શું 'અતિભય' શબ્દ આપના મુખમાંથી નિકળ્યો ?'

'હા મંત્રીશ્વર, મારા મુખમાંથી એ શબ્દ નીકળી ગયો...

'શાથી પ્રભો ? શ્રી જિનધર્મના શરણે રહેલા આત્માને અતિભય કોનો ? મુનિરાજ તો નિર્ભય હોય !'

'મંત્રીશ્વર, જિનધર્મના શરણે આવ્યા પછી તો આત્મા નિર્ભય જ છે... આ તો મારા પૂર્વજીવનની ઘટના સ્મૃતિમાં આવી જતાં 'અતિભય' શબ્દ મુખમાંથી નિકળી ગયો...'

'એવી કઈ ઘટના આપના જીવનમાં બની ? તે જો આપ કહેવાની કૃપા કરો તો મારી જિજ્ઞાસા સંતોષાશે...'

એ મુનિવરોની વ્યથાપૂર્ણ જીવનકથા સાંભળીને અભયકુમારનો વૈરાગ્યભાવ વધી રહ્યો હતો. આજની રાત જાણે જીવનકથાના શ્રવણની રાત હતી !

અભયકુમારની તત્ત્વદૃષ્ટિ એ જીવનકથાઓમાં સંસારની વાસ્તવિકતાનું દર્શન કરતી હતી, મોક્ષમાર્ગની યથાર્થતાનું દર્શન કરતી હતી.

ધનદ મુનીશ્વરનાં ચરણોમાં વિનયપૂર્વક અભયકુમાર બેસી ગયા. ધનદ મુનીશ્વરે સ્વજીવનની એ અતીતની સ્મૃતિઓ ઢંઢોળી...

'ઉજ્જયિની નગરીની પાસેના એક ગામના પ્રિયશ્રેષ્ઠિનો હું પુત્ર. મારું નામ ધનદ. માતા ગુણસુંદરીએ મને સારા સંસ્કારો આપ્યા. પિતાએ મને સારું શિક્ષણ આપ્યું. જ્યારે હું યૌવનમાં આવ્યો ત્યારે મારા પિતાજીએ ઉજ્જયિની નગરીની એક કન્યા સાથે મારાં લગ્ન કર્યાં.

લગ્ન થયા પછી થોડા દિવસ પછીની વાત છે. મારી પત્ની એના પિયર ગઈ હતી તેને લેવા માટે હું પગપાળા ઉજ્જયિની તરફ ચાલ્યો. સંધ્યાનો સમય હતો. મારી પાસે તલવાર હતી.

ઉજ્જયિનીમાં પ્રવેશવાનો માર્ગ સ્મશાન પાસેથી હતો. હું જ્યારે સ્મશાન પાસે પહોંચ્યો... મેં ત્યાં એક ભયાનક દૃશ્ય જોયું !

'શું જોયું ?' મંત્રીશ્વર બોલી ઊઠ્યા.

ત્યાં એક શૂળી ઉપર એક માણસને ચઢાવેલો હતો. તે વીંધાઈ ગયેલો હતો... તેની પાસે એક સ્ત્રી બેસીને કરુણ-

રૂદન કરતી હતી. હું ત્યાં થોભી ગયો. મને એ સ્ત્રી પર દયા આવી. મેં એને પૂછ્યું :

'બાઈ, તું શા માટે રડે છે ?'

'હું દુઃખી છું'

'તને શાનું દુઃખ છે ?'

'તને કહીને શું કરવાનું ? જે પુરુષ મારું દુઃખ દૂર કરી શકે એને કહેવું યોગ્ય છે.'

'હું તારું દુઃખ દૂર કરીશ, મને કહે.'

તે સ્ત્રીએ કહ્યું : 'આ શૂળી પર જે પુરુષ છે તે મારો પતિ છે. રાજાએ એના અપરાધની શિક્ષા કરી છે. હજુ તે જીવે છે. મારે એને મારાં હાથે ભોજન કરાવવું છે...પરંતુ આટલી ઊંચાઈ પર મને ચઢાવી દે તો હું એને ભોજન કરાવી શકું....'

'ભલે તું મારા ખભા પર ચઢી જા...' મેં કહ્યું,

'પરંતુ જ્યાં સુધી હું ભોજન કરાવી ન લઉં, તારે ઉપર જોવાનું નહીં...હું લાજવાળી છું...'

'ભલે, હું ઉપર નહીં જોઉં...'

તે સ્ત્રી મારા ખભા પર ચઢી ગઈ... થોડીવારમાં તો મારા શરીર પર ટીપાં પડવા લાગ્યાં...અંધારું હતું એટલે મને ખ્યાલ ટીપાં શાનાં હતાં...ન આવ્યો કે એ પાણીનાં ટીપાં સમજીને મેં ઉપર જોયું નહીં...પરંતુ જ્યાં ખૂબ ટીપાં પડવા લાગ્યાં... મને લોહીની વાસ આવી...મેં ઉપર જોયું...તો ધ્રૂજી ગયો ...એ સ્ત્રી પેલા પુરુષના માંસના ટુકડા ખાતી હતી...

હું ત્યાં જ એ સ્ત્રીને પછાડીને ત્યાંથી ભાગ્યો...પરંતુ

મારી તલવાર લેવી ભૂલી ગયો...પેલી સ્ત્રી મારી તલવાર લઈને મારી પાછળ દોડી હું ત્વરાથી દોડતો નગરના દરવાજામાં પ્રવેશ કરવા જાઉં છું...મારો એક પગ દરવાજાની બહાર હતો, ત્યાં પેલી દુષ્ટ સ્ત્રીએ તલવારનો પ્રહાર કરી દીધો...મારો પગ કાપી નાંખ્યો અને પગ લઈ તે નાસી ગઈ.

મને અપરંપાર પીડા થઈ...હું દરવાજાની અંદર આવી ગયો હતો....ત્યાં જ બેસી પડયો. દરવાજાની અંદર દુર્ગરક્ષિકા દેવીનું મંદિર હતું હું ધીરે ધીરે મંદિરમાં ગયો અને કરુણસ્વરે દેવી સમક્ષ વિલાપ કરવા લાગ્યો.

દેવી પ્રત્યક્ષ થઈ અને વાત્સલ્યથી મને કહ્યું :

'વત્સ, જે મનુષ્ય નગરની અંદર હોય એનું હું રક્ષણ કરી શકું છું, તારો એક પગ કિલ્લાની બહાર રહી ગયો એટલે કપાઈ ગયો, પરંતુ તું ચિંતા ન કર, હું તારો પગ સારો કરી દઉં છું.' દેવીએ મારો પગ સારો કરી દીધો અને અદૃશ્ય થઈ ગઈ.

દેવીને વંદના કરી હું મારા સાસરે પહોંચ્યો.

સાસરાનું ઘર બંધ હતું પરંતુ અંદર થતો વાર્તાલાપ સંભળાતો હતો. મેં દરવાજાની તીરાડમાંથી જોયું તો મારી સાસુ અને મારી પત્ની પરસ્પર વાતો કરતાં હતાં. સાસુએ પૂછયું :

'બેટી, આજે આ માંસ ખૂબ સ્વાદિષ્ટ લાગે છે, તેનું શું કારણ ?'

'મા, આ માંસ તારા જમાઈની જંઘાનું છે !' એમ

કહીને તેણે સ્મશાનમાં બનેલી ઘટનાથી માંડી મારો પગ કાપી નાંખ્યો, ત્યાં સુધીની વાત કહી સંભળાવી.

હું તો સ્તબ્ધ જ થઈ ગયો ! આવી ભયંકર સ્ત્રી ! આટલી ક્રૂરતા ? હું ત્યાંથી એ જ સમયે પાછો વળ્યો ને મારા ઘેર આવ્યો. મારું મન સંસારથી ઉદ્વિગ્ન થઈ ગયું. વૈરાગ્ય ભાવનાથી હું ગુરૂદેવનાં ચરણે આવ્યો અને ચારિત્ર ધર્મ સ્વીકાર્યો...

'હે મંત્રીશ્વર ! આ મારા પૂર્વજીવનની ઘટના સ્મૃતિમાં આવવાથી '**अतिभय**' શબ્દ મારા મુખમાંથી નીકળી ગયો.' અભયકુમાર મુનિરાજની આત્મકથા સાંભળીને સ્તબ્ધ થઈ ગયા. 'આવી ભયંકર ઘટના પણ સંસારમાં બને છે...' આ વિચારે એમના મનને વૈરાગ્ય ભરી દીધું. તેમણે મુનિરાજને કહ્યું :

'હે પૂજ્ય, ખરેખર પરમાત્મા મહાવીરસ્વામીએ સંસારની અસારતા બતાવી છે તે યથાર્થ છે. જિનવચન સાવ સત્ય છે. આપે સંસાર ત્યજી સંયમ ગ્રહણ કર્યું તે ઉત્તમ કર્યું છે. મોક્ષમાર્ગની આરાધના કરી લેવી એ જ સંસારમાં સારભૂત તત્ત્વ છે.'

અભયકુમાર, મુનિવરને વંદના કરી અને સ્વ-સ્થાને આવી ધનદ મુનિવરની જીવનકથા પર વિચાર કરવા લાગ્યા. રાત્રિની નીરવશાંતિ, પૌષધશાળાનું પવિત્ર વાતાવરણ અને વૈરાગ્યભરી જીવન કથાઓ....અભયકુમાર પર આની ઘેરી અસર થઈ. કર્મોના દારુણ વિપાકોને તેઓ વિચારવા લાગ્યા. હિંસા, જૂઠ, ચોરી, દુરાચારના વિપાકોનું ચિંતન કરવા લાગ્યા.

ચોથા પ્રહરનો પ્રારંભ થયો અને પુનઃ એક ભય-ભરેલો શબ્દ પૌષધશાળામાં પડઘા પાડી રહ્યો.

ભયનો પણ ભય! ભયંકર ભય! હાજાં ગગડાવી નાખે તેવો ભય...

અભયકુમારે શબ્દ સાંભળ્યો...ને તેમને દ્વાર તરફ જોયું....એક મુનિરાજને દ્વારે ઊભેલા જોયા...મહામંત્રી ઊભા થયા ને મુનિરાજ પાસે પહોંચ્યા. 'હે મુનિવર, શું भयाद्‌भयं શબ્દ આપના મુખમાંથી નિકળ્યો ?'

'હા મહામંત્રી, મારા મુખમાંથી નિકળી ગયો...'

'શાથી? આપને શાનો ભય? આપ તો ઇન્દ્ર જેવા નિર્ભય છો. સંસારના સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવને ધારણ કરનારા આપને ભય શાનો?'

'મંત્રીશ્વર, મને મારા ગૃહસ્થ જીવનની એક અતિ ભયાનક ઘટના યાદ આવી ગઈ...ને મારા મુખમાંથી 'ભયાદ્‌ભયં' નિકળી ગયું...'

'એવી કંઈ ઘટના બની હતી આપના જીવનમાં? જો આપને સમય હોય તો મને સંભળાવવા કૃપા કરો. જેથી મારો ભવવૈરાગ્ય તીવ્ર બને...'

મુનીશ્વર અને મંત્રીશ્વર ઉપાશ્રયના બાહ્ય ભાગમાં આવીને બેઠા. મુનીશ્વરે આત્મકથાનો પ્રારંભ કર્યો:

'ઉજ્જયિની નગરીના ધનવાન ધનદત્ત શ્રેષ્ઠિનો હું પુત્ર. મારું નામ, ચૌનક. માત-પિતાએ બાલ્યકાળથી જ મને સુસંસ્કારો આપ્યા. જ્યારે હું યુવાનીમાં આવ્યો ત્યારે પિતાજીએ મને ધામધૂમથી પરણાવ્યો. શ્રીમતિ મારી પત્નીનું નામ. શ્રીમતિ સાથે મારો સંસાર સુખમય વ્યતીત થતો હતો.

ક્રમશઃ શ્રીમતિ ગર્ભવતી થઈ. તેણે મને કહ્યું : 'હે પ્રાણનાથ, મારે બીજું કંઈ જોઈતું નથી પરંતુ મને હરણનું માંસ ખાવાની ઇચ્છા થઈ છે. જો મને તે નહીં લાવી આપો તો મારું અકાળે મૃત્યુ થશે.'

'તે હરણ મને ક્યાં મળશે ?'

'રાજગૃહીનગરીમાં રાજા શ્રેણિકને ત્યાં !'

હું મારી પત્નીનો મનોરથ પૂર્ણ કરવા હાથમાં તલવાર લઈ રાજગૃહી તરફ નીકળી પડયો. પત્ની તરફના અતિરાગથી મને ખૂબ ઉલ્લાસ હતો. હું થોડા દિવસોમાં રાજગૃહી પહોંચી ગયો.

રાજગૃહીની બહાર ઉદ્યાનમાં નગરીની વેશ્યાઓ ક્રીડા કરવા આવી હતી. હું એ ક્રીડા જોવા માટે ઉદ્યાનના એક ભૂમિભાગમાં ઊભો રહ્યો... મુસાફરીનો થાક હતો, ઉદ્યાનની શીતળ હવા અને વેશ્યાઓની ક્રીડાએ મારો થાક ઉતારી નાંખ્યો... એટલામાં તો હાહાકાર થઈ ગયો... નગરીની પ્રસિદ્ધ વેશ્યા મગધસેના સરોવરમાં પડી ગઈ... હું ત્યાં જ મારી તલવાર મૂકીને સરોવર તરફ દોડયો અને સરોવરમાં કૂદી પડયો. મને તરતાં આવડતું હતું, હું મગધસેનાને લઈ સરોવર કિનારે આવ્યો.

મગધસેના મારા પર પ્રસન્ન થઈ ગઈ. મને તેણે કહ્યું : હે પરાક્રમી, તમે મને ઉગારી છે માટે તમે મારા ઉપકારી છો... આજનો દિવસ તમે આ ઉદ્યાનમાં મારી સાથે રહો ને મારી સાથે ક્રીડા કરો.'

હું મગધસેનાની વાત ટાળી ન શકયો. એક દિવસ

એની સાથે ઉદ્યાનમાં રહી ગયો એણે મને રાજગૃહી આવવાનું પ્રયોજન પૂછ્યું, મેં એને મારી પત્નીની વાત બતાવી. તેણે તૂર્ત જ મને કહ્યું :

'તમે સરળ સ્વભાવના છો, તમે ન સમજી શકો, પરંતુ તમારી પત્ની દુરાચારિણી છે ! માટે જ તમને હરણ–માંસના બહાને દૂર પ્રદેશમાં મોકલી દીધા છે !'

હું મારી પત્ની પ્રત્યે એટલો રાગી અને વિશ્વાસી હતો કે હું મગધસેનાની વાત માનવા તૈયાર જ ન હતો. મગધસેનાને મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે મારી સ્ત્રી સંપૂર્ણ પતિવ્રતા છે...પરંતુ તે માનવા તૈયાર ન હતી. મને મગધસેનાએ એના મહેલમાં જ રાખ્યો. એક દિવસ એની સાથે રથમાં બેસીને હું નગર તરફ જતો હતો ત્યાં સમ્રાટ શ્રેણિકનો હાથી આલાનસ્તંભ તોડી તોફાન કરતો રથની નજીક આવ્યો...હું રથમાંથી ઉતરી ગયો. હું હાથીની વશીકરણ વિદ્યા જાણતો હોવાથી તૂર્ત જ મેં હાથીને વશ કરી લીધો. નગરજનોએ મારી ખૂબ પ્રશંસા કરી.

અમે ઘેર પહોંચ્યાં, મગધસેનાએ મને સત્કારપૂર્વક ભોજન કરાવ્યું, અને કહ્યું :

'આજે સમ્રાટ શ્રેણિકના દરબારમાં હું નૃત્ય કરવા જવાની છું... માટે ત્યાં આવશો ને ? ઘણા માણસો ત્યાં જોવા આવશે'

'હે પ્રિયે, આજે મને ખૂબ જ નિદ્રા આવે છે માટે હું નહીં આવું.'

મગધસેના રાજસભામાં ચાલી ગઈ, પરંતુ એના ગયા

પછી મને હરણ–માંસ યાદ આવ્યું ! મારી પત્ની યાદ આવી ! મારું મન વિહ્‌વલ બની ગયું... પત્નીની ઈચ્છા પૂર્ણ કરવાની ઈચ્છા પ્રબલ બની ગઇ... હું પલંગમાંથી ઉઠયો અને રાજમહેલ તરફ ઉપડયો.

રાજસભામાં મગધસેનાનું નૃત્ય ચાલી રહ્યું હતું; લોકો નૃત્ય જોવામાં લીન બની ગયા હતા. હું ગુપ્ત રીતે રાજ-મહેલમાં ઘૂસી ગયો અને હરણ–માંસ લઈ લીધું. માંસ છૂપાવીને હું ગુપ્તમાર્ગેથી નીકળવા લાગ્યો ત્યાંજ દ્વારરક્ષકોએ મને પકડી લીધો.

દ્વારરક્ષકો મને લઇને રાજસભામાં આવ્યા. તેમણે જઇને રાજાને ફરિયાદ કરી. પરંતુ રાજા નૃત્ય જોવામાં લીન હતા. તેમણે કંઈ જવાબ આપ્યો નહીં.

'હું એવી રીતે ઊભો રહ્યો કે મગધસેનાની દૃષ્ટિ મારા પર પડી જાય ! નૃત્ય પૂર્ણ થયું એટલે રાજાએ મગધસેનાને ત્રણ વરદાન માંગવા માટે કહ્યું. મગધસેનાએ મારા સામે દૃષ્ટિ કરીને કહ્યું :

'અરે, હરણ–માંસનો અભિલાષી અને મારા પ્રાણની રક્ષા કરનાર મારો પ્રાણનાથ કયાં છે ?'

હે પ્રિયે ! હું અહીં જ ઊભો છું !' હું બોલી ઉઠયો.

ત્યારપછી મગધસેનાએ રાજાને નમન કરીને કહ્યું :

'હે નરનાથ, આપે મને ત્રણ વરદાન માગવા કહ્યું, તો હું પહેલા વરદાનમાં એ માગું છું કે આ હરણ–માંસની ચોરી કરનાર અપરાધીને છોડી દો અને બીજા વરદાનમાં એ માગું છું કે તે જ પુરુષ મારો પતિ થાય.'

રાજાએ મગધસેનાને બંને વરદાન આપ્યાં. મગધસેના પ્રસન્ન થઈ, હું તો ખૂબ જ રાજી થયો.

અમે બંને મગધસેનાના ઘેર આવ્યાં. ખૂબ આનંદ પ્રમોદથી અમારા દિવસો વીતવા લાગ્યા. એક દિવસ મને મારું ઘર ને મારી પત્ની યાદ આવ્યાં. મેં મગધસેનાને કહ્યું:

'જો તું રજા આપે તો હું મારા ઘેર જાઉં, અહીં આવે ઘણા દિવસ થઈ ગયા, મારી પતિવ્રતા સ્ત્રી મારી રાહ જોતી હશે... મારા વિના એનું...' મારો કંઠ ભરાઈ ગયો. મગધસેનાએ મને કહ્યું:

'તમે ભલે માનો કે તમારી સ્ત્રી પતિવ્રતા છે, પરંતુ તમે સ્ત્રીનું હૃદય ન સમજી શકો. તે છતાં જો તમારે જવું જ છે, તો ભલે જાઓ. પરંતુ મને સાથે લઈ જાઓ. મારે તમને એનું દુરાચરણ બતાવવું છે.'

મેં એને સાથે લઇ જવાની સંમતિ આપી એટલે એ પ્રસન્ન થઇ અને રાજા પાસે જઈ ત્રીજું વરદાન માગ્યું! હું મારા પતિ સાથે ઉજ્જયિની જવા ઇચ્છું છું, રાજાએ હા પાડી.

અમે ખૂબ ધન સાથે લીધું અને ઉજ્જયિની તરફ પ્રયાણ કરી દીધું.

ઉજ્જયિની આવ્યા પછી અમે નગરની બહાર ઉદ્યાનમાં રોકાયાં. રાત્રિના સમયે મગધસેનાને ઉદ્યાનમાં રાખીને હું તલવાર લઈ મારા ઘેર પહોંચ્યો!

ભાગ્યયોગે ઘરનું દ્વાર ખુલ્લું હતું. મેં ધીમેથી દ્વાર ખોલ્યું...ધીમે પગલે ઘરમાં પ્રવેશ્યો...ત્યાં મેં કેવું ભયંકર દશ્ય જોયું ? મારી સ્ત્રીને મેં એક પુરુષ સાથે સુતેલી જોઈ...

મારા ક્રોધની સીમા ન રહી, મેં તલવાર ચલાવી દીધી... પેલા પુરુષને યમલોક પહોંચાડી દીધો...ને હું ઘરમાં જ છૂપાઈને બેઠો.

મારી પત્ની જાગી... એણે પોતાના યારને મરેલો જોયો. શોકાકુલ બની ગઈ...પરંતુ તૂર્ત જ એણે મકાનની પાછળના વાડામાં ખાડો ખોદી યારના શરીરને દાટયું અને એના પર વેદિકા બનાવી, છાણથી લીંપી, પુનઃ સૂઈ ગઈ.

હું ઘરમાંથી ચૂપચાપ નિકળીને નગરની બહાર ઉદ્યાનમાં આવી ગયો. મગધસેનાને મેં મારી પત્નીની વાત કરી. મેં કહ્યું:

'તેં કહેલી વાત હું માનતો ન હતો; પરંતુ આજે તારી વાત મને સત્ય સમજાણી.'

રાત્રિ ઉદ્યાનમાં વીતાવી અમે પ્રભાતે રાજગૃહી તરફ પ્રયાણ કરી દીધું.

અમે રાજગૃહી આવ્યાં. કેટલાંક વર્ષ વીતી ગયાં. મગધ સેનાની સાથે સંસારસુખ ભોગવતાં ઘણો સમય પસાર થઇ ગયો. ત્યાં એક દિવસ ઉજ્જયિનીથી મારા માતા–પિતાની માંદગીના સમાચાર મળ્યા. મગધસેનાને પૂછીને હું તૂર્ત જ ઉજ્જયિની તરફ ચાલી નીકળ્યો.

ઉજ્જયિની આવીને હું સીધો માતાપિતા પાસે ગયો, તેમને નમન કરી હું મારી પત્ની જે ઘરમાં રહેતી હતી ત્યાં ગયો. મારી પત્નીએ મારું હર્ષઘેલી બનીને સ્વાગત કર્યું. મને પલંગ પર બેસાડીને પૂછયું:

'હે નાથ, આપને પાછા આવતાં આટલો બધો સમય કેમ વીતી ગયો?'

મેં કહ્યું: તારા માટે હરણમાંસ લાવવા હું ખૂબ ભટકયો, પરંતુ તે મળ્યું નહીં...શું કરું? છેવટે તારા અપૂર્વ સ્નેહથી ખેંચાઇને પાછો આવ્યો છું!'

તે બોલી: 'આપ ક્ષેમકુશળ પાછા આવી ગયા, એ જ મારે મન ઉલ્લાસનો વિષય છે.'

માતા-પિતાની માંદગીના લીધે મારે ત્યાં રહેવાનું આવશ્યક હતું...મેં જોયું કે મારી પત્ની હજુ એના યારને ભૂલી ન હતી! એની સમાધિ પર રોજ સર્વપ્રથમ નૈવેદ્ય ચઢાવીને પછી જ એ મને ભોજન પીરસતી હતી.

એક દિવસ મેં એને કહ્યું:

'હે પ્રિયે, આજે તો મને ઘેબર ખાવાની ઇચ્છા થઇ છે માટે ઘેબર બનાવ. પરંતુ હું ભોજન ન કરી લઉં ત્યાં સુધી તારે એમાંથી કોઇને ઘેબર આપવું નહીં.' મારી વાત સાંભળીને તે બોલી:

'હે પ્રાણનાથ, આપ આવું કેમ બોલો છો? આપનાથી અધિક મને કોણ પ્રિય છે?'

ઘેબરનું ભોજન તૈયાર થયું, હું ભોજન કરવા બેઠો. મારી પત્નીએ પ્રથમ જ ઘેબર 'આ તો દાઝી ગયો છે.' એમ કહી સંતાડી રાખેલા ઘડામાં નાંખી દીધો. હું એ જોઇ ગયો. મારાથી રહેવાયું નહીં. મેં એને કહ્યું:

'અરે પાપિણી, હજુ તું તારા મરી ગયેલા યારનો સ્નેહ છોડતી નથી?'

એ રોષથી લાલપીળી થઈ ગઈ. હું ત્યાંથી ભાગ્યો. એ મારી પાછળ પડી...ગરમ ગરમ ઘીની કઢાઇ ઉપાડીને તે

પાછળ પડી...મારી પીઠ પર એણે ઘી રેડી દીધું. હું ચીસ પાડી ઉઠયો...મારું શરીર ખૂબ બળ્યું હતું. હું ત્યાંથી મારા પિતાજી પાસે ગયો. શરીરે ઉપચારો કરવાથી મને આરામ થયો.

મારું મન વિરક્ત બની ગયું. અલબત્ મગધસેના મને ચાહતી હતી પરંતુ મને સંસારના તમામ ભોગસુખો પ્રત્યે જ નફરત થઇ ગઇ. મેં ચારિત્રમાર્ગ લેવાનો નિર્ણય કર્યો.

હે મંત્રીશ્વર, હું પૂજનીય સુસ્થિતાચાર્યજી પાસે પહોંચ્યો. અને તે કૃપાળુએ મને ચારિત્ર આપ્યું, મારા પૂર્વજીવનની વ્યથા ભરેલી વાત યાદ આવી જતાં મારા મુખેથી 'ભયાદ્ભય' શબ્દ નિકળી ગયો.'

અભયકુમારને ખરેખર ચૌનકમુનિના પૂર્વ જીવનની વાર્તા દુઃખદર્દ ભરેલી લાગી. આવી વાત યાદ આવી જતાં મનુષ્ય કંપી જ ઉઠે! અભયકુમારે મુનિરાજને કહ્યું:

'હે મહામુનિવર, આપે ચારિત્રમાર્ગ ગ્રહણ કરીને ખરેખર માનવજીવન સફળ બનાવી દીધું છે. ભીષણ ભવસાગરને તરી જવા ચારિત્ર–જહાજ જ સાચો ઉપાય છે.'

રાત્રિનો ચોથો પ્રહર પૂર્ણ થવા આવ્યો હતો. મુનિરાજને વંદના કરી અભયકુમાર પોતાની આવશ્યક ધર્મક્રિયામાં પ્રવૃત્ત થયા.

એક રાતમાં ચાર–ચાર મુનિવરોની રોમાંચક આત્મ-કથાઓ સાંભળી અભયકુમારનું મન સંસારના વૈષયિક સુખોથી વિરક્ત બની ગયું હતું.

પૌષધવ્રત પૂર્ણ કરી, વૈરાગ્યની મસ્તી સાથે લઈ અભયકુમાર રાજમહેલ પહોંચ્યા.

# જ્ઞાનની અભિરુચિ

બ્રિટનના વિદ્વાન ડૉ. ટૉમસ કૂપર અંગ્રેજી શબ્દકોશ તૈયાર કરી રહ્યા હતા. રાતદિવસ શબ્દકોશના કામમાં તેઓ એટલા બધા લીન રહેતા હતા કે એમની પોતાની પત્ની પણ યાદ નહોતી આવતી.

આઠ વર્ષ વીતી ગયાં. પત્ની ખૂબ અકળાણી. એને ચિંતા થઈ: 'આમ કરતાં ડૉકટર પાગલ તો નહીં થઈ જાય?' એણે એક દિવસ શબ્દકોશના બધા જ કાગળ અગ્નિમાં પધરાવી દીધા!

ડૉકટર કૂપર બહારથી આવ્યા. તેમણે શબ્દકોશની હોળી સળગતી જોઈ! પત્નીએ કહ્યું: 'તમે હવે થોડો સમય આરામ લઈ શકો, માટે મેં તમારા એ કાગળોની હોળી સળગાવી છે!'

ડૉકટર કૂપરના માથે જાણે આભ તૂટી પડ્યું. છતાં ય ધીરજ ધરીને તેમણે સૌમ્યતાથી કહ્યું: 'કદાચ તું એવું ધારતી હોઈશ કે આ કાગળો બાળી નાંખીને તેં મારી વિદ્યાને બાળી નાંખી છે...ના તું ભૂલ કરી ગઈ છે. મેળવેલી વિદ્યાને કોઈ નષ્ટ કરનારો આ દુનિયામાં જન્મ્યો નથી! અને જન્મશે પણ નહીં!'

ડૉકટર કૂપર ફરીથી શબ્દકોશ બનાવવા મચી પડયા, અને શબ્દકોશ તૈયાર કરી દીધો.'

એક
સમયના
રાજપુત્ર
*
# નરવીર

# નરવીર
*
એક
સમયનો
ડાકૂ

ડાકૂનું
હૃદય પરિવર્તન
અને
આદર શેઠનો
પ્રિય નોકર
*
# નરવીર

ગઈ કાલનો
પ્રામાણિક
અને
તપસ્વી
નોકર
# નરવીર

...અને આજનો.... ?




જૂના સમયની વાત છે.

મેવાડમાં જયકેશી રાજા રાજ્ય કરતા હતા. રાજા તો રાજા જ હતા. ન્યાય અને નીતિ તેના પ્રાણ હતાં. પ્રજા માટે દેવરાજ અને શત્રુઓ માટે યમરાજ.

રાજકુમારનું નામ હતું નરવીર. નરવીર પરાક્રમી હતો, પરંતુ દુર્ભાગ્યે તે ઊંધે રસ્તે ચઢી ગયો. માંસભક્ષી અને શરાબી બની ગયો. જુગાર રમતો અને શિકાર ખેલતો બની ગયો. છોકરીઓની છેડતી કરતો અને નિરપરાધીને મારી નાંખતો. ચોર, ડાકૂ હતા તેના મિત્ર. પ્રજા બધી વાતે સુખી હતી, પરંતુ રાજકુમારથી હેરાન હતી. મહાજનને ચિંતા થઈ. પોતાની બહેનદીકરીઓની ઈજ્જત લૂંટાતી જોઈને મહાજન રાજા પાસે પહોંચ્યું. રાજાને પ્રણામ કરીને વિનયસહિત કહ્યું :

'મહારાજા ! આપના રાજ્યમાં અમે સુખી છીએ, પરંતુ રાજકુમારને લીધે સમગ્ર પ્રજા દુઃખી છે. આપ કાંઈ ઉપાય કરવાની કૃપા કરો.'

રાજા પણ રાજકુમારના ખરાબ વર્તાવથી દુઃખી હતો.

પ્રજાની ફરિયાદ સાંભળીને તેને રાજકુમાર ઉપર ગુસ્સો આવ્યો અને તેને કડક શિક્ષા દેવાનો નિશ્ચય કર્યો.

મહાજનને કહ્યું : 'મારા રાજ્યના મહાજનો ! આપ નિર્ભય રહો, કુમારને હું શિક્ષા કરીશ.'

મહાજનને વિદાય કરીને રાજકુમારને બોલાવ્યો. કુમાર દારૂના નશામાં ચકચૂર હતો, તે પિતાની પાસે ગયો નહીં, રાજાનો ગુસ્સો આસમાને પહોંચી ગયો. તેણે સેનાપતિને આજ્ઞા કરી :

'રાજકુમારને હું દેશનિકાલ કરું છું, તેને મારા રાજ્યમાંથી ચાલ્યા જવાનો હુકમ આપી દો.'

સેનાપતિએ જઈને નરવીરને રાજાનો હુકમ સંભળાવ્યો. નરવીર પોતાના ખરાબ મિત્રોની સાથે મેવાડ છોડીને મારવાડ તરફ ચાલ્યો ગયો.

મારવાડ પર્વતોનો દેશ. એક પર્વતની ખાઈમાં નરવીર તેમ જ તેના મિત્રોએ પોતાનો અડ્ડો જમાવ્યો. બીજા ડાકૂઓને પણ પોતાની સાથે ભેળવ્યા અને નરવીર ડાકૂઓની ટોળીનો સરદાર બની ગયો, બસ ! હવે ચોરી કરવી લૂંટફાટ કરવી, યાત્રીઓને લૂંટવા, આ જ ધંધો થઈ પડયો. ચારેબાજુ ડાકુ નરવીરનું નામ ફેલાઈ ગયું. પ્રજા તે રસ્તે જતી આવતી બંધ થઈ ગઈ.

એક દિવસ માલવ દેશનો ધનાઢ્ય ધન સાર્થવાહ આ રસ્તેથી મારવાડ જઈ રહ્યો હતો. ધન સાર્થવાહની પાસે સેંકડો ગાડાં ભરેલી ધનસંપત્તિ હતી. પર્વતની ખાઈમાં સાર્થવાહે જેવો પ્રવેશ કર્યો કે નરવીરના ગુપ્તચરોએ

નરવીરને ખબર આપી દીધી....નરવીર પોતાના સાથીઓ સાથે શસ્ત્રસજ્જ થઈને, સાર્થવાહના માર્ગમાં છૂપાઈને બેસી ગયો. જેવો સાર્થવાહ ખાઈના મધ્યભાગમાં આવ્યો કે ડાકૂઓએ હુમલો કર્યો અને બધી ધનસંપત્તિ લૂંટી લીધી.

ધન સાર્થવાહ પોતાનો પ્રાણ બચાવવા પાછો નાસી ગયો.

તે પહોંચ્યો માલવના રાજાની પાસે. રાજાને પોતાની વાત સંભળાવી અને ડાકૂઓ પાસેથી પોતાની સંપત્તિ પાછી અપાવવા વિનંતી કરી. રાજાએ સાર્થવાહને લશ્કરી મદદ કરી. સાર્થવાહ ખુશ થઈ ગયો અને લશ્કર લઈને મારવાડના પેલા પર્વતોમાં આવી પહોંચ્યો. માલવના લશ્કરે ડાકૂના અડ્ડાને ઘેરી લીધો. નરવીરને ખાઈની બહાર આવવું પડ્યું. માલવ–લશ્કર તથા નરવીરની વચ્ચે ઘમસાણ યુદ્ધ જામ્યું. નરવીરના સાથીઓ મરાવા લાગ્યા. નરવીરે ત્યાંથી નાસી જવાનું યોગ્ય માન્યું, પરંતુ તેની પત્ની ગર્ભવંતી હતી, તેને એકલી છોડીને તે કેવી રીતે નાસી જાય ? તે ચિંતામાં પડી ગયો, પરંતુ હિંમત હાર્યો નહીં તે ચૂપચાપ પોતાની પત્ની પાસે પહોંચ્યો અને પોતાની પાછળ નાસવાનો ઇશારો કરીને તે પર્વતના રસ્તે અદૃશ્ય થઇ ગયો. તેની પત્ની તો પતિ પાછળ દોડવા લાગી, પરંતુ ધન સાર્થવાહ નરવીરને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો, તેણે નરવીરની પત્નીને દેખતાંની સાથે જ તલવાર ચલાવી અને સ્ત્રીની હત્યા કરી નાંખી. સ્ત્રીનું પેટ ફાટી ગયું અને બાળક તરફડી તરફડીને મરી ગયું.

સાર્થવાહ લોહીનીતરતી તલવાર લઇને ઊભો ઊભો આ કરુણ દૃશ્ય જોઈને પોતાની બહાદુરી ઉપર ફૂલાય છે.

'મેં એક ઘાથી બેને માર્યાં! વેરનો બદલો કેવો લીધો!'

ધન સાર્થવાહ સૈન્યની સાથે પોતાની તથા ડાકૂઓની સંપત્તિ લઈને માલવ દેશના રાજા પાસે ગયો. રાજાને પ્રણામ કરી તેણે કહ્યું : 'હે નરનાથ! આપની કૃપાથી અમારી જીત થઈ, સંપત્તિ પાછી મળી ગઇ અને વેરનો બદલો પણ સરસ લીધો.'

સાર્થવાહે કહ્યું : 'રાજન્! નીચ ડાકૂ તો નાસી ગયો, પરંતુ તેની પત્ની જે ગર્ભવંતી હતી તેને મેં તલવારના એક ઘાથી મારી નાખી અને તેના પેટમાંથી બાળક બહાર નીકળી પડ્યું, તે તરફડીને મરી ગયું!'

માલવપતિ આ સાંભળીને કંપી ઉઠયો.

સાર્થવાહ તરફ આંખોમાંથી આગ વરસાવતો તે બોલી ઉઠયો :

'અરે દુષ્ટ, અધમ, પાપી! મેં તને લશ્કર સ્ત્રીહત્યા તથા બાલહત્યા કરવા માટે આપ્યું હતું? બેશરમ, સ્ત્રીહત્યા અને બાલહત્યા કરવાનો તને હર્ષ થાય છે? અભિમાન લે છે? તારી વાત સાંભળીને મારાં તો રોમ રોમ સળગી ઊઠયાં છે. ચાલ્યો જા મારા રાજ્યમાંથી.'

રાજાએ સેનાપતિને આજ્ઞા કરી : 'આ દુષ્ટની બધી સંપત્તિ લઈ લો અને એને દેશનિકાલ કરો.'

સાર્થવાહ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયો. પ્રજામાં તેની ઘોર નિંદા થવા લાગી. તે માલવ દેશ છોડીને એકલો ચાલ્યો ગયો. તેને પોતાના પાપનું ભાન થયું. તે મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેનું મન હવે સંસાર પરથી ઊઠી ગયું. વનમાં જઇને તે તાપસ બનીને ઘોર તપ કરવા લાગ્યો.

નરવીર જંગલોમાં દોડતો જઈ રહ્યો હતો. સાર્થવાહે કરેલી પોતાની સગર્ભા પત્નીની હત્યાથી નરવીર શોકાતુર બન્યો હતો. તેને ખાવાપીવાનું ભાન નથી. 'ક્યાં જાઉં ? શું કરું ?' તેનું મન બેહોશ બની ગયું.

તે એક ઝાડની છાયામાં બેસી ગયો. થાક્યો તો હતો જ, વનની મંદ મંદ હવાથી તે સૂઈ ગયો. ઊંઘ આવી ગઈ. બરાબર ત્રણ કલાક સૂતો રહ્યો. જ્યારે જંગલમાં કંઈ અવાજ થવા લાગ્યો, ત્યારે તેની ઊંઘ ઊડી ગઈ.

નરવીરે જોયું તો સામેથી સાધુપુરુષોનો એક વિશાળ સમુદાય આવી રહ્યો હતો. સૌથી આગળ સુંદર મુખવાળા પ્રતિભાશાળી સાધુપુરુષ ચાલ્યા આવતા હતા. જેમ જેમ તેઓ પાસે આવતા ગયા તેમ તેમ નરવીર તેમની સામે જોતો જ રહ્યો. તે મહાપુરુષની આંખમાંથી કરુણાની ધારા વરસી રહી હતી; મુખ પર ચંદ્રની સૌમ્યતા છવાઈ હતી. તેમની પાછળ પાંચસો સાધુઓ ચાલતા હતા.

તે હતા એક મોટા પ્રભાવશાળી આચાર્ય યશોભદ્રસૂરિ. પોતાના ૫૦૦ શિષ્યોની સાથે મરુભૂમિ તરફ જઈ રહ્યા હતા. આચાર્યદેવની નજર નરવીર પર પડી. નરવીર ઊભો થઈ ગયો અને મસ્તક નમાવીને તેણે નમસ્કાર કર્યા.

આચાર્યદેવે આશીર્વાદ આપ્યા : 'ધર્મલાભ !'

કેવા સરસ આશીર્વાદ આપ્યા ! ધર્મનો લાભ થાઓ !' કારણકે ધર્મ જ સદાકાળ ટકે છે. ધર્મ જ જીવની સાથે પરલોક જાય છે. ધન, પુત્ર, પરિવાર, કીર્તિ વગેરે બધું

અહીં રહી જાય છે. એટલા માટે આચાર્યદેવે 'ધર્મનો લાભ હો' એવા આશીર્વાદ આપ્યા.

આચાર્યદેવનો અવાજ કેવો ગંભીર અને મધુર હતો! નરવીરે જિંદગીમાં કદીયે આવો અવાજ સાંભળ્યો ન હતો. તે આચાર્યદેવનાં ચરણોમાં પડયો તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. આચાર્યદેવ ઊભા રહી ગયા. તેમણે નરવીરના માથા ઉપર પોતાનો હાથ મૂકયો અને કહ્યું:

'વત્સ! તું શા માટે રડે છે?'

'પ્રભુ, હું ઘોર પાપી છું. મેં ઘણાં પાપ કર્યાં છે,' આચાર્યદેવ મૌન રહ્યા. તેઓ નરવીરનું મુખ જોઈ રહ્યા. નરવીરે પૂછ્યું:

'ગુરુદેવ, મારું શું થશે? હું કયાં જઈશ? મેં હજારો માણસોને લૂંટયાં છે. કેટલાયની કતલ કરી નાંખી છે.'

'તારું નામ?'

'નરવીર!'

'વત્સ નરવીર, અમે જાણીએ છીએ કે નરવીરનું નામ સાંભળતાંની સાથે લોકો ઘરમાં છૂપાઈ જાય છે; પરંતુ આજે તારો ભાગ્યોદય છે કે તને તારાં પાપનો પશ્ચાત્તાપ થઈ રહ્યો છે. હવે તું સન્માર્ગે ચાલતો રહે, જીવન સુખી તથા સફળ બનાવવા માટે પાપોનો ત્યાગ કર.'

'બતાવો ભગવાન, હું કયાં કયાં પાપનો ત્યાગ કરું?'

'માંસ ખાવું નહિ, દારૂ પીવો નહિ, પરસ્ત્રી સાથે વિષયભોગ ભોગવવા નહિ, જુગાર રમવો નહિ, કદી ચોરી કરવી નહિ.'

'આપની આજ્ઞા સહર્ષ સ્વીકાર કરું છું, હવે આ પાપો કદાપિ કરીશ નહિ.'

'વત્સ, તું સુખી થઇશ, તારું ભવિષ્ય ઊજળું છે.'

સમય થઇ ગયો હતો. બધા સાધુઓ ત્યાં ઊભા હતા. એક ભયંકર ડાકૂનું જીવન પરિવર્તન થતું જોઇને બધાનાં હૃદય ગદ્‌ગદ્ થઇ રહ્યાં હતાં.બધા સાધુઓ પોતાના હાર્દિક આશીર્વાદ નરવીરને આપી રહ્યા હતા. આચાર્યદેવે નરવીરને કહ્યું :

'નરવીર,હવે તું મેવાડ, મારવાડ તથા માલવ દેશ છોડી દે અને તૈલંગ દેશમાં ચાલ્યો જા, ત્યાં તારું કલ્યાણ થશે.'

નરવીરે આચાર્યદેવની આજ્ઞા માની લીધી અને તેમનાં ચરણોમાં વારંવાર નમસ્કાર કરવા લાગ્યો.

આચાર્યદેવે 'ધર્મલાભ'ના આશીર્વાદ આપ્યા અને આગળ વધ્યા. નરવીર હાથ જોડીને ક્રમશઃ એક-એક સાધુને વંદના કરવા લાગ્યો.

એક ભયંકર ડાકૂનું હૃદય સાધુ બની ગયું. તેને દિવ્ય-પ્રકાશ પ્રાપ્ત થઇ ગયો. નરવીરનું મન આનન્દથી ભરાઈ ગયું. એ ભૂખ તેમ જ તરસનું દુઃખ ભૂલી ગયો.

સંધ્યાનો સમય થઇ ગયો હતો. રાત ત્યાં પસાર કરીને બીજે દિવસે પ્રભાતે નરવીરે તૈલંગદેશ તરફ પ્રયાણ કર્યું.

બપોરને સમયે તે એક નાના ગામની પાસે પહોંચ્યો. ગામની બહાર તેણે બે જણને જોયા. પરિચિત જેવા લાગ્યા. પાસે પહોંચીને જુએ છે, તો તેના જ સાથી ડાકૂ હતા. નરવીરને જોતાં જ બન્ને કૂદીને નરવીરને ગળે વળગી પડયા.

કોઈ કાંઈ બોલી શકતા નથી. આંખોમાં આંસુ વહી

રહ્યાં હતાં. 'સરદાર, આપણું બધું બરબાદ થઈ ગયું.' એક સાથીએ રડતાં રડતાં કહ્યું.

'ભાઈ, આપણે હાથે કેટલા બરબાદ થયા એ તો વિચાર? જેવું બીજ વાવીએ, તેવું ફળ મળે છે.'

બન્ને સાથીઓ ડાકૂ નરવીરની વાત સાંભળી રહ્યા છે. નરવીર બોલ્યે જાય છે :

'આપણી પાસે શું હતું? બીજાનું ધન તો હતું. તે જતું રહ્યું, ચિંતા ન કરો.'

એક ડાકૂ બોલ્યો :

'ઠીક છે, બધી સંપત્તિ જતી રહી, તેની ચિંતા નથી, પણ તે અધમ સાર્થવાહે રાણીની હત્યા કરી નાખી તે જોયું ન જવાયું. અમે તેનો બદલો લઈશું.' નરવીરની પત્નીને બધા ડાકૂઓ 'રાણી' કહેતા હતા. બોલતાં બોલતાં ડાકૂનું લોહી ઊકળી આવ્યું.

'ભાઈ, એની હત્યાએ તો મારી આંખો ખોલી દીધી. તે બિચારી નિર્દોષ હતી. તેને શા માટે મૃત્યુનું દુઃખ જોવું પડ્યું? મારાં પાપોને કારણે જ! મારાં પાપોનું ફળ તેને ભોગવવું પડ્યું. એટલા માટે હવે આપણે બધાએ આ ખરાબ રસ્તો જ છોડી દેવો જોઈએ.'

'તો શું કરવું છે સરદાર?'

'તમે લોકો પોતપોતાના ઘેર જાઓ. પોતાના કુટુંબ સાથે રહો. ખેતી કરો, નીતિથી પોતાની આજીવિકા મેળવો. જીવનમાંથી પાપોનો ત્યાગ કરો.'

'કયા કયા પાપ છોડી દઈએ?' બન્ને બોલી ઊઠ્યા.

નરવીરે તેમને વૃદ્ધઆચાર્યના મિલનની બધી વાત સંભળાવી.

બન્ને ડાકૂઓનાં હૃદય પીગળી ગયાં અને તેમણે પાપોનો ત્યાગ કર્યો.

બન્ને નરવીરને સારી રીતે ભેટ્યા અને પોતપોતાના ગામની તરફ ચાલવા માંડ્યું.

નરવીરે તૈલંગ દેશ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં કોઈ કોઈ જગ્યાએ તેને ભોજન મળી જતું હતું.

તે એક મોટા નગરની પાસે પહોંચ્યો. તે નગરનું નામ હતું 'એકશિલાનગર.' નગરની બહાર એક જિનમંદિર હતું. નરવીરે મંદિર જોયું. તે મંદિરમાં ગયો. ભગવાનનાં દર્શન કર્યાં અને બહાર આવીને મંદિરના બગીચામાં ઝાડ નીચે બેઠો. તે થાકી ગયો હતો. આરામની જરૂર હતી. પાસેની પરબમાંથી પાણી પીને તે સૂઈ ગયો, પરંતુ ભૂખ સતાવી રહી હતી તેથી તેને ઊંઘ ન આવી.

એટલામાં ત્યાં ફૂલ ચૂંટવા એક પૂજારી આવ્યો, પૂજારીએ આ અજાણ્યા મુસાફરને જોઈને પૂછ્યું :

'ભાઈ, તું કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? ક્યાં જવું છે ?' નરવીરે કહ્યું :

'હું એક મુસાફર છું. પરલોકથી આવ્યો છું. પરલોક જવું છે.'

પૂજારી આ જવાબ સાંભળીને ત્યાં ઊભો રહી ગયો.

,પહેલી વાત તો એ છે કે મને ભૂખ હેરાન કરી રહી છે, એનો કોઈ ઉપાય ?'

'ઓહ ! આઢરશેઠને ત્યાં ચાલ્યો જા. ત્યાં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી ગરીબોને દાન આપવામાં આવે છે. ત્યાં તારા જેવા અનેક જમે છે.'

વાત પણ સાચી હતી. એકશિલાનગરમાં આઢરશેઠની હવેલી હજારો ગરીબોનું આશ્રયસ્થાન હતી. શેઠે અનુકંપા-દાનની ગંગા વહાવી હતી. આઢરશેઠની ઉદારતાએ એક-શિલાનગરનું નામ ભારતભરમાં પ્રસિદ્ધ કર્યું હતું. શેઠમાં ગરીબો તરફ અપાર કરુણા હતી.

આઢરશેઠ બધા જીવોનો આદર કરતા, સત્કાર કરતા. કોઈનો તિરસ્કાર નહિ. અરે ! આઢરશેઠની ધર્મપત્ની, ચાર પુત્રો, ચાર પુત્રવધૂઓ અને એકેએક નોકર–બધાએ આ ગુણ પ્રાપ્ત કર્યો હતો. તે શેઠ જૈનધર્મનું પાલન કરતા હતા. જૈન શ્રમણમુનિઓ પ્રતિ ખૂબ આદરભાવ રાખતા હતા. પ્રતિદિન પરમાત્મા જિનેશ્વરની પૂજા કરતા હતા. રાત્રિભોજન કદી કરતા નહિ. કંદમૂળ કદી ખાતા નહિ. અનેક વ્રત નિયમ ધારણ કર્યાં હતાં.

નરવીર આઢરશેઠની હવેલી તરફ ચાલી નીકળ્યો.

[ ૩ ]

એકશિલાનગરીની મધ્યમાં આકાશ સાથે વાતો કરતી આઢરશેઠની હવેલી ઊભી છે. નરવીર હવેલીની સામે ઊભો ઊભો હવેલીને જોઇ રહ્યો છે. એકવારનો એ રાજકુમાર હોવાથી હવેલીનું આકર્ષણ તેને નથી, તેણે મોટા મોટા મહેલો જોયા હતા અને મહેલોમાં જ તે જન્મ્યો હતો. તેને

કામ શરૂ કરી દેતો. શેઠે નરવીરને બે કામ સોંપ્યાં: ૧. ગરીબોને દાન દેવાનું અને ૨. પોતાની સાથે મંદિરે પૂજાની બધી સામગ્રી લઈને આવવાનું. નરવીર બધા કુટુંબીજનો સાથે નમ્રતાપૂર્વક વર્તતો, મૃદુભાષા બોલતો. કોઈ કંઈ કહી દે તોપણ રીસ કરતો નહિ. પ્રમાદ તથા આળસ તો તેના મનમાં પણ ન હતાં, તેથી આઢરશેઠના ઘરમાં નરવીર પ્રીતિપાત્ર બની ગયો.

વરસાદના દિવસો હતા. આઢરશેઠ વરસાદના દિવસોમાં ખાસ કરીને ધર્મમાં લીન રહેતા હતા. ભાદરવો આવ્યો અને પર્યુષણ મહાપર્વ આવ્યું.

આખા શહેરમાં ધામધૂમ મચી રહી. આઢરશેઠના ઘરમાં પણ પર્યુષણ મહાપર્વ ઉજવવાની તૈયારીઓ થવા લાગી. પર્યુષણ મહાપર્વમાં જૈનો વેપાર કરતા નથી, કપડાં ધોતા નથી, અનાજ દળતા નથી, જેમાં હિંસા થાય એવું કોઈ કામ કરતા નથી.

કેટલાક તો આઠ–આઠ દિવસના ઉપવાસ કરે છે. દિવસરાત ઉપાશ્રયમાં રહીને ધર્મધ્યાન કરે છે. જે સ્ત્રી પુરુષો આઠ દિવસ ઉપવાસ કરી શકતાં નથી તેવા લોકો શક્તિ અનુસાર તપ કરે છે.

આઠ દિવસ ગુરૂમહારાજ વ્યાખ્યાન આપે છે. તેમાં પાંચ દિવસ તો હંમેશ બબ્બે વખત વ્યાખ્યાન દે છે. ભગવાન મહાવીર સ્વામીનું જીવનચરિત્ર સંભળાવે છે. ભગવાન ઋષભદેવનું જીવનવૃત્તાંત સંભળાવે છે. નેમનાથ તથા રાજિમતિનો ઇતિહાસ કહે છે. ભગવાન પાર્શ્વનાથનું ચરિત્ર સંભળાવે છે.

ભગવાન મહાવીર સ્વામીથી માંડીને આજ દિન સુધી થઈ ગયેલા અનેક પ્રભાવક આચાર્ય, સાધુ તેમજ મહાપુરૂષોનો સાચો ઇતિહાસ કહે છે. આ પવિત્ર દિવસોમાં હરેક જૈન સ્ત્રી–પુરૂષ વ્યાખ્યાન સાંભળે છે.

જિનેશ્વર પરમાત્માનાં મંદિરોમાં હંમેશ લોકો ભક્તિ કરે છે. ભગવાનની નવીનવી આંગીઓ રચે છે.

ભાદરવા સુદ ૪ ને દિવસે સંવત્સરી પ્રતિક્રમણ કરે છે તેમજ વર્ષ દરમ્યાન અજ્ઞાનથી કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરે છે. બીજા જીવોની ક્ષમા માગે છે તેમ જ બધા જીવોને ક્ષમા આપે છે.

એકશિલાનગરી જૈનધર્મથી રંગાઇ હતી. હજારો જૈન કુટુંબો આ નગરીમાં વસતાં હતાં. બધાના હૃદયમાં ઉલ્લાસ ઉછળતો હતો.

ભાગ્યનો યોગ એવો હતો કે પર્યુષણને આગલે દિવસે આઢરશેઠને એક અગત્યનું કામ આવી પડ્યું. શેઠે નરવીરને બોલાવ્યો અને ગામ બહાર કામ માટે રવાના કર્યો.

નરવીર ચાલ્યો ગયો. કામ પૂર્ણ કરીને બીજે દિવસે પાછો એકશિલામાં આવી ગયો. પરંતુ ઘરે તો કોઈ ન હતું. બધા ઉપાશ્રયમાં ગુરૂદેવનું વ્યાખ્યાન સાંભળવા ગયા હતા. આજ પર્યુષણ મહાપર્વનો પહેલો દિવસ હતો.

નરવીર ઉપાશ્રયે ગયો. ઉપાશ્રયમાં એક ઊંચી પાટ પર બિરાજેલ ગુરૂદેવ વ્યાખ્યાન આપી રહ્યા હતા. હજારો સ્ત્રીપુરૂષો ધ્યાનમગ્ન બનીને વ્યાખ્યાન સાંભળી રહ્યાં હતાં.

નરવીર એવી જગ્યાએ જઈને બેસી ગયો કે આઢરશેઠ

નરવીરને જોઈ શકે; પરંતુ આઢરશેઠ તો વ્યાખ્યાન સાંભળવામાં તલ્લીન હતા. નરવીર ઊંચોનીચો થતો હતો! તે શેઠને સૂચના દેવા ઇચ્છતો હતો કે 'હું કામ કરીને આવી ગયો છું.'

આખરે શેઠની નજર નરવીર પર પડી. નરવીરને જોતાંની સાથે જ શેઠ સમજી ગયા. પરંતુ તરત જ શેઠને વિચાર આવ્યો: 'નરવીરે હજી ભોજન કર્યું નહિ હોય, કારણકે આજે ઘેર કોઈ નથી, બધા ઉપાશ્રયે આવ્યા છે અને બધાને ઉપવાસ છે.'

જ્યાં સ્ત્રીઓનો સમૂહ બેઠો હતો, તે તરફ તેમણે જોયું. સૌથી મોટી પુત્રવધૂ બધાની આગળ બેઠી હતી. શેઠની તરફ તેણે જોયું. શેઠે ઈશારાથી કહી દીધું કે 'ઘેર જાઓ અને નરવીરને જમાડી આવો.'

શેઠની આજ્ઞાનો કોણ ઇન્કાર કરી શકે? પુત્રવધૂને ઊઠવું પડ્યું પરંતુ તેનું મન તો વ્યાખ્યાન સાંભળમાં હતું.

નરવીરને પણ શેઠે ઈશારો કરી દીધો. તે પણ ઉઠીને ઘેર ગયો. ઘરે પહોંચતાંની સાથે જ પુત્રવધૂએ નરવીરને ગુસ્સામાં કહ્યું: 'જલ્દી બેસી જાઓ ને જમી લો, મને વ્યાખ્યાનમાંથી ઉઠાડી!'

પુત્રવધૂને ગુસ્સામાં જોઇને નરવીરને આશ્ચર્ય થયું. કદી નરવીર તરફ ગુસ્સો ન કરનારી પુત્રવધૂ આજ ગુસ્સો કરી રહી હતી, તેથી નરવીરે કહ્યું: 'આપ આટલાં બધાં નારાજ શા માટે છો?'

'નારાજ ન થાઉં તો શું કરું ? આજ પર્યુષણ મહાપર્વનો દિવસ છે, બધાને ઉપવાસ છે. આજે વ્યાખ્યાન સાંભળવામાં કેટલો આનંદ આવી રહ્યો હતો ! તારે ખાતર મારે ઉઠવું પડ્યું.'

નરવીર સમજી ગયો. આજથી પર્યુષણ મહાપર્વનો આરંભ થવાનો હતો, તે વાત તે ભૂલી ગયો હતો. તેણે પણ મનમાં વિચાર તો કર્યો હતો કે 'હું પણ પર્યુષણ મહાપર્વમાં ઉપવાસ કરીશ.'

મોટી વહુની વાત સાંભળીને નરવીરને ગુસ્સો ન આવ્યો. મોટી વહુએ થાળીમાં ભોજન પીરસ્યું હતું. નરવીરે કહ્યું: 'મોટાં વહુજી ! મારે ભોજન કરવું નથી, તમે ઉપાશ્રયે જાઓ.'

'નહીં, નહીં, તું ભોજન કરી લે.'

'વહુજી, હું પણ ઉપવાસ કરીશ. ચાલો, હું પણ ઉપાશ્રયે આવું છું.'

'નહીં નરવીર, આજ ઉપવાસ કરીશ નહિ, શેઠજી મારા પર નારાજ થશે.'

મોટી વહુ ગભરાઈ ગઈ.

નરવીરે કહ્યું: 'શેઠજી નારાજ નહીં થાય, હું મારી ઇચ્છાથી ઉપવાસ કરવા ઇચ્છું છું. હું તમારી વિરૂદ્ધ કોઇ ફરિયાદ શેઠને કરીશ નહિ.'

મોટી વહુને બીક હતી. 'ગુસ્સે થઈને મોટી વહુએ નરવીરને ભોજન નથી આપ્યું.' જો શેઠ આમ જાણે તો તો જરૂર નારાજ થઇ જાય.

નરવીરે ભોજન કર્યું નહિ અને ઉપાશ્રયે ચાલ્યો ગયો.

મોટી વહુ પણ ઉપાશ્રયમાં આવી એવી જગ્યાએ બેસી ગઈ કે શેઠજીની નજર ન પડે.

શેઠે નરવીરને જોયો. શેઠે વિચાર્યું : 'આટલી ઝડપથી તે કેવી રીતે આવી ગયો ? તેનું મોઢું બતાવી આપે છે કે તેણે ભોજન કર્યું નથી.'

શેઠે ઇશારાથી નરવીરને પોતાની પાસે બોલાવ્યો અને ખૂબ જ ધીમે સ્વરે પૂછયું :

'કેમ, ભોજન ન કર્યું ?'

'નહિ જી, આજ ઉપવાસ કરવો છે. આજ મહાપર્વ છે ને ? મને પચ્ચક્ખાણ આપો.'

નરવીરના મોઢા પર છવાયેલી પ્રસન્નતા જોઈ શેઠ ખૂશ ખૂશ થઈ ગયા. ગુરૂમહારાજને શેઠે વિનંતી કરી :

'ગુરૂદેવ, નરવીર આજ ઉપવાસ કરવા ઇચ્છે છે, કૃપા કરી તેને ઉપવાસનું પચ્ચક્ખાણ આપો.'

ગુરૂમહારાજે નરવીરને પચ્ચક્ખાણ આપ્યું. નરવીરના જીવનમાં આ સર્વપહેલી તપશ્ચર્યા હતી, તેના મનમાં કેટલો આનંદ હશે !

## [૪]

આજે એકશિલાનગરીમાં નરવીરના ઉપવાસનાં વખાણ થઈ રહ્યાં છે. આઢરશેઠને પોતાના ઉપવાસ માટે જેટલો આનંદ નથી, તેટલો નરવીરના ઉપવાસથી છે. બધાની આગળ શેઠ નરવીરના ગુણોનાં વખાણ કરે છે.

નરવીરના જીવનમાં આજે જ આટલી પ્રશંસા સાંભળવાનું

સૌભાગ્ય પ્રાપ્ત થયું. સ્ત્રી તથા પુરૂષ, શેઠ અને શાહુકાર, બધા નરવીરને ધન્યવાદ આપે છે

ઉપવાસનો દિવસ શાંતિથી પસાર થઈ ગયો, રાત પણ સમતાપૂર્વક પસાર થઈ ગઈ. બીજે દિવસે ઉપવાસનાં પારણાં માટે શેઠે અનેક પ્રકારની ખાવાની વસ્તુઓ તૈયાર કરાવી. શેઠે પોતાના કુટુંબને બોલાવીને કહ્યું :

'સાંભળો, હવે નરવીર આપણો સાધર્મિક–બંધુ છે. તેને કોઈ નોકર ન માને. તેની સાથે હવે સાધર્મિકના સંબંધથી વ્યવહાર કરવાનો છે.'

શેઠની વાત બધાંએ સહર્ષ માની લીધી. શેઠે નરવીરને બોલાવીને કહ્યું :

નરવીર ! તું હવે અમારો સાધર્મિક છે. આજ ઉપવાસનું પારણું છે.'

સૂર્યોદય પછી બે ઘડી (૪૮ મિનિટ) થઈ ગઈ છે, પારણાંનો સમય થઈ ગયો છે, તું પારણું કરી લે.'

'હે પિતાતુલ્ય શેઠજી ! આપે પારણું કર્યું ન હોય તો હું કેવી રીતે કરૂં ? ગુરૂદેવને ભોજન કરાવ્યા સિવાય શિષ્ય ભોજન કરતો નથી, પતિને જમાડયા વિના પત્ની જમતી નથી, તો શેઠને જમાડયા વિના નોકર કેવી રીતે જમી શકે ?'

'નરવીર, હવે તું મારો નોકર નથી, સાધર્મિક છે.'

'આપ મારા ઉપકારી છો, આપની કૃપાથી જ હું ઉપવાસ કરી શકયો છું.'

'પરંતુ પારણું કરવામાં મને મોડું થશે. તું જાણે છે હું પરમાત્મા જિનેશ્વરદેવની પૂજા કર્યા વિના ભોજન નથી કરતો.'

'ઘણું સરસ! શેઠજી, આજ હું પણ ભગવાનની પૂજા કરું જો આપની આજ્ઞા હોય તો...'

'જરૂર નરવીર, તું પણ મારી સાથે પૂજા કરી શકે છે; પૂજાની તૈયારી કરો.'

આઢરશેઠ નરવીરની સ્વામિભક્તિ, જિનભક્તિ તથા યોગ્ય આચાર જોઇને ખૂબ પ્રસન્ન થઈ ગયા. શેઠની આંખોમાં હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં; એટલામાં શેઠાણી ત્યાં આવી પહોંચ્યાં. શેઠની આંખો ભીની જોઇને એકદમ તે ચોંકી ઊઠયાં.

'અરે, આજ શું થઈ ગયું આપને? આંખમાં...'

શેઠે શેઠાણી તરફ જોયું અને પ્રસન્નતાપૂર્વક કહ્યું: 'શું કહું? મેં તો આવો નોકર કદી જોયો નથી!'

'કોણ નરવીર?'

'હા, કેવો સરસ છોકરો છે? કહે છેઃ આપ પારણું કરો, પછી જ હું પારણું કરીશ.' અરે, મારી સાથે પૂજા કરવા આવી રહ્યો છે!'

'આપ માનો કે ન માનો, પણ મને લાગે છે કે નરવીર કોઇ ઉચ્ચ ખાનદાનનો દીપક છે.'

'અરે! મેં તો કદી તેને પૂછયું પણ નથી!'

શેઠ-શેઠાણીની વાત ચાલી રહી હતી એટલામાં તો નરવીર પૂજાનો થાળ લઇને આવી પહોંચ્યો. 'પધારો શેઠજી!'

શેઠે તેમ જ શેઠાણીએ નરવીર તરફ સ્નેહદૃષ્ટિથી જોયું. શેઠ નરવીરને સાથે લઇને જિનમંદિર તરફ ચાલતા થયા...પાછળથી શેઠાણીનો અવાજ આવ્યો.

'આજ મોડું ન કરતાં; જલ્દી આવજો, નરવીરને ઉપવાસનું પારણું છે.'

નરવીરને પોતાની માતા–રાણીનો જાણે અવાજ સંભળાયો. તેટલો જ માતૃ–સ્નેહ, તેટલો જ પ્યાર! નરવીરે પાછળ જોયું. શેઠાણી બન્ને તરફ એકીનજરે જોઈ રહી હતી.

ભગવાન અજિતનાથના ભવ્ય મંદિરે બંને પહોંચ્યા. આજ નરવીરને અજિતનાથ ભગવાનની મૂર્તિમાં પ્રત્યક્ષ ભગવાનનાં દર્શન થઈ રહ્યાં છે. તેનો મનમોરલો નાચી ઉઠયો છે. શેઠની સાથે નરવીરે અષ્ટપ્રકારી પૂજા કરી.

શેઠે ભગવાન પર જળઅભિષેક કર્યો, નરવીરે પણ કર્યો. શેઠે ભગવાનને સુખડથી વિલેપન કર્યું, તો નરવીરે પણ તેમ કર્યું. શેઠે સુગંધિત ફૂલો ભગવાનને ચઢાવ્યાં, પરન્તુ નરવીરે ન ચઢાવ્યાં.

નરવીરે વિચાર્યું: 'આ ફૂલ વગેરે સામગ્રી શેઠની છે. હું મારા પૈસાથી ફૂલ ખરીદીને ભગવાનને ચઢાવું.'

તેની પાસે પાંચ કોડી (તે જમાનાના પૈસા) હતી, તે મંદિરની બહાર માલણની પાસે ગયો, માલણે પાંચ કોડીનાં ૧૮ ફૂલ નરવીરને આપ્યાં. તે આવ્યો મંદિરમાં, ૧૮ ફૂલો ભગવાન પર ખૂબ ભક્તિભાવપૂર્વક ચઢાવ્યાં. તે વખતે નરવીરના મનમાં અપૂર્વ ભક્તિભાવ પેદા થયો.

તેણે અપૂર્વ પુણ્ય–કર્મ બાંધી લીધું.

ભગવાનની આગળ ધૂપપૂજા કરી, દીપક પ્રગટાવ્યો, ફળપૂજા કરી, નૈવેદ્ય ધરાવ્યું, જોરથી ઘંટ વગાડયો. શેઠની સાથે ચૈત્યવંદન કર્યું અને બંને પાછા ઘેર આવી ગયા.

શેઠાણીએ પારણાં માટે સારી તૈયારી કરી રાખી હતી. શેઠ તથા નરવીર પારણું કરવા બેસી ગયા. શેઠ પોતે નરવીરને પીરસતા હતા. શેઠાણી, તેમની ચારે પુત્રવધૂઓ બધાએ નરવીરને આગ્રહ કરી કરીને મીઠાઈ ખવડાવી. ભક્તિ કરવાના ભાવમાં કોઈને એ ખ્યાલ ન રહ્યો કે જિંદગીમાં પહેલી વખત ઉપવાસ કરનારને પારણું કેવી રીતે કરાવવું જોઈએ. અરે, ખાવાનું તો દૂર રહ્યું, પીવાની વસ્તુ પણ ઓછી દેવી જોઈએ.

નરવીર પારણું કર્યા પછી પોતાના ઓરડામાં જઈ સૂઈ ગયો. તેનો જીવ ગભરાવા લાગ્યો. પેટ ભારે જણાવા લાગ્યું. પરંતુ તે સૂઈ રહ્યો....તેણે કોઈને પોતાનું દર્દ બતાવ્યું નહીં. શેઠ પોતાના કામમાં મશગુલ બની ગયા. શેઠાણી વગેરે ઉપાશ્રયે ચાલ્યાં ગયાં.

સાંજે જમવાના સમયે શેઠે નરવીરને યાદ કર્યો. નરવીર ત્યાં ન હતો. શેઠ તેના ઓરડામાં ગયા...નરવીરનું દર્દ વધી ગયું હતું. તે ખૂબ પીડાતો હતો...તેને એક ક્ષણ ચેન પડતું ન હતું.

શેઠે નરવીરની ગંભીર હાલત જોઈને તરત જ વૈદ્યને બોલાવવા માણસ મોકલ્યો. શેઠ નરવીરની પાસે બેસી ગયા. શેઠાણી, દીકરાઓ, વહુઓ આખુંય કુટુંબ ત્યાં એકઠું થઈ ગયું.

શેઠ નરવીરના માથા પર હાથ ફેરવવા લાગ્યા. શેઠાણી પંખો લઈ હવા નાખવા લાગી.

વૈદ્યરાજ આવ્યા. નરવીરની ગંભીર હાલત જોઈ. તુરત

જ તેમણે ઉપચાર ચાલુ કરી દીધા. આઢરશેઠની હવેલીમાં નરવીરની માંદગીની વાત ફેલાઈ ગઈ. બધાં ભેગાં થઈ ગયાં. શેઠ નરવીરના આત્માને શાંતિ આપવા લાગ્યા.

'નરવીર, ચિંતા ન રાખીશ. હું તારી પાસે છું. વૈદ્યરાજ ઉપચાર કરી રહ્યા છે.'

વૈદ્યરાજે નરવીરને પેટ પર દવા ચોપડી, મોઢેથી પિવડાવી પરંતુ કોઈ સુધારો થયો નહીં. વૈદ્યરાજે શેઠને ઈશારો કર્યો. શેઠ સમજી ગયા. નરવીરનો જીવન-દીપ બુઝાવાનો હતો. શેઠે નરવીરને 'નમસ્કાર મહામંત્ર' સંભળાવવો શરૂ કર્યો, ચાર શરણાં અંગીકાર કરાવ્યાં.

**अरिहंते सरणं पवज्जामि**
**सिद्धे सरणं पवज्जामि**
**साहू सरणं पवज्जामि**
**केवलीपन्नत धम्मं सरणं पवज्जामि**

નરવીર બધું જોઈ રહ્યો હતો ને સાંભળી રહ્યો હતો. તે મનમાં વિચારવા લાગ્યો :

'અહો...! ધર્મનો કેવો પ્રભાવ છે! જૈનધર્મ કેવો સારો છે! આઢર તથા આખુંય કુટુંબ કેવું ધાર્મિક છે! અને...તે...મને ધર્મ બતાવનાર આચાર્ય! જેમને હું કદાપિ ભૂલીશ નહીં, તેમણે મારું જીવન સુધાર્યું, મને નર્કમાંથી બચાવ્યો, આવો જૈનધર્મ મને ભવોભવ મળે! હું અરિહંતનું શરણ લઉં છું, હું સિદ્ધનું શરણ લઉં છું. હું સાધુ પુરૂષોનું શરણ લઉં છું, હું જનધર્મનું શરણ લઉં છું.'

નરવીરના મુખમાંથી અસ્પષ્ટ અવાજ આવતો હતો, 'નમો અરિહંતાણં.'

આઢર શેઠે નરવીરનું માથું પોતાના ખોળામાં લીધું હતું. વૈદ્યરાજ નરવીરને બચાવવા માટે તનતોડ મહેનત કરી રહ્યા હતા, પરંતુ તૂટેલા આયુષ્યની દોરી કોણ સાંધી શકે ? નરવીરનો જીવનદીપ બૂઝાઈ ગયો. આઢરશેઠના મોઢામાંથી ચીસ નીકળી ગઈ...તેઓ રડી પડયા.

આખું કુટુંબ શોકમગ્ન થઈ ગયું.

આખી નગરીમાં નરવીરના મૃત્યુનો શોક ફેલાઇ ગયો.

શેઠ તથા શેઠાણીના શોકનો અંત આવતો જ ન હતો. નરવીરને યાદ કરી કરીને રડતાં હતાં.

એક દિવસ એકશિલાનગરમાં એક અવધિજ્ઞાની મહાત્મા પધાર્યા. શેઠ–શેઠાણી પોતાના કુટુંબ સાથે મહાત્માને વંદન કરવા ગયાં. ગુરૂ મહારાજે ઉપદેશ આપ્યો અને શેઠનો શોક પોતાના જ્ઞાનથી જાણીને કહ્યું :

'આઢર શેઠ ! તમે નરવીરના મરણથી આકુળવ્યાકુળ છો. પરંતુ નરવીર પાછળ શોક કરવો ન જોઇએ. નરવીર ગુજરાતના રાજા ત્રિભુવનપાલને ત્યાં જન્મ લેશે. તે કુમારપાળના નામથી પ્રખ્યાત થશે. મહાન રાજા બનીને જૈનધર્મનો પ્રભાવ વધારશે. આપ મરીને કુમારપાળના મહામંત્રી 'ઉદયન' બનશો અને નરવીરને જૈન ધર્મ દેનાર યશોભદ્રસૂરિ મરીને, મહાન આચાર્ય હેમચંદ્રસૂરિ બનશે.'

આઢરશેઠના મનમાં શાંતિ થઈ. તેમણે પોતાનું બાકીનું જીવન ધર્મમાં પસાર કર્યું.

# જ્ઞાન દૃષ્ટિ

સન્ત યુસુફ જ્ઞાની અને વૈરાગી આત્મા હતા. તેઓ હમેશાં પોતાની પાસે એક બોટલ અને એક પ્યાલો રાખતા હતા. ગામના લોકોની એવી ધારણા બંધાયેલી હતી કે 'યુસુફ દારુ પીએ છે.' લોકો એમની નિંદા પણ કરતા. એ ગામમાં એક સજ્જન વેપારી વસે. એના પરિવારમાં માત્ર એક યુવાન પુત્રી જ હતી. વેપારીને બહારગામ જવાનું થયું. પુત્રીને કોની પાસે રાખવી એ ચિંતા થઈ! તે યુસુફની પાસે ગયો. યુસુફના જ્ઞાનની અને વૈરાગ્યની પ્રશંસા કરીને પૂછી લીધું. "આપ આવા જ્ઞાની છો...તો પછી શરાબ કેમ પીઓ છો?"

યુસુફ હસ્યા. તેમણે કહ્યું : 'મારી પાસે પાણી પીવા બીજું કોઈ વાસણ નથી, માટે આ બોટલ અને પ્યાલો રાખ્યો છે. લોકો મને શરાબી માને છે......તેથી મને લાભ જ છે! મને એકાંત મળે છે...અને ખૂદાની બંદગી કરવાનો ભરપૂર સમય મળે છે! જો હું બહુ લોકપ્રિય હોત તો મારી પાસે લોકોનાં ટોળેટોળાં ઉમટત...અને પરમાત્માથી ઘણો દૂર રહેત...!'

પેલો વેપારી યુસુફની જ્ઞાન દૃષ્ટિ પર આફરીન થઈ ગયો...પોતાની પુત્રીને યુસુફ પાસે મૂકીને તે બહારગામ ગયો.

---

દે

વી

અંબિકાએ
મુનિરાજને ભિક્ષા આપી.
શ્રાદ્ધના દિવસે
તપસ્વીને ભિક્ષા આપી.



પતિનો પીત્તો ફાટયો.
અંબિકાને
ઘરમાંથી કાઢી મૂકી
છોકરા સાથે ગઈ
અને
ચમત્કાર થયો.

અં

બિ

કા



ગિરનાર પર્વતની છાયા એ ગામ પર પડે.

નાનકડું એ ગામ હતું.

એ ગામમાં એક બ્રાહ્મણ–પરિવાર વસે. દેવભટ્ટ દેવલોકે સિધાવ્યા હતા; તેમની વિધવા પત્ની દેવીલા પોતાના એકના એક પુત્ર સોમભટ્ટ સાથે જીવન જીવતી હતી.

સોમભટ્ટનું લગ્ન 'અંબિકા' નામની સુશીલ કન્યા સાથે થયું. અંબિકાને જન્મથી જ જૈનધર્મ મળ્યો હતો. એણે જૈનધર્મનું જ્ઞાન મેળવ્યું હતું, જૈનધર્મના ઉચ્ચ સંસ્કારો મેળવ્યા હતા. કુંવારી અવસ્થામાં એણે સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું અને પરણ્યા પછી સોમભટ્ટ સિવાય કોઈ પુરુષને રાગદૃષ્ટિથી જોયો પણ ન હતો. અંબિકાને જેમ શીલધર્મ પ્યારો હતો તેમ દાનધર્મ પણ વહાલો હતો. કોઈ ભિખારી પણ અંબિકાના દ્વારેથી ખાલી હાથે પાછો ન જાય પછી ત્યાગી સાધુપુરુષોના આદરનું તો પૂછવું જ શું!

સોમભટ્ટ ક્યારેય દાન દેતી અંબિકાને રોકતા નહીં સાસુ દેવીલા પણ ટોકતી નહીં. આમ અંબિકાનું જીવન સુખે સુખે પસાર થતું હતું. ભાગ્યે એને બે સોહામણાં

રતન આપ્યાં ! બે પુત્રોની એ માતા બની. એક પુત્રનું નામ સિદ્ધ અને બીજાનું નામ બુદ્ધ !

અંબિકાનું જીવન સુખ–સમૃદ્ધિ અને આનંદથી છલકાઇ ગયું; પરંતુ આ સંસારમાં કોઈનુંય જીવન એકસરખું પસાર થાય છે ખરૂં ? અંબિકાના જીવનમાં પણ એક એવી ઘટના બની ગઇ અને જીવનનું સોનેરી પ્રભાત છિન્નભિન્ન થઇ ગયું.

સોમભટ્ટને શ્રાદ્ધના દિવસો પર શ્રદ્ધા હતી. શ્રાદ્ધના દિવસો હતા અને એક પ્રભાતે એમના દ્વારે એક મહાન તપસ્વી મુનિરાજ આવીને ઊભા. એક મહિનાના ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યાને પારણે એ તપસ્વી ભિક્ષા માટે આવ્યા હતા.

અંબિકાએ ખૂબ હર્ષથી આદરપૂર્વક ભિક્ષા આપી. મુનિરાજ 'ધર્મલાભ' કહી ચાલ્યા ગયા. દૂર પોતાના ઘરને બારણે ઉભેલી એક પાડોશણનો કર્કશ અવાજ આવ્યો :

'અરે અંબિકા ! આ તેં શું કર્યું ? શ્રાદ્ધને દિવસે તેં પહેલું દાન મલિન કપડાંવાળા સાધુને આપ્યું ? શ્રાદ્ધનું અન્ન અને ઘર બંને અપવિત્ર બન્યાં.' અંબિકાએ તો એ પાડોશણની વાત સાંભળી ન સાંભળી ને ઘરમાં ચાલી ગઈ પણ પેલી પાડોશણ એમ પોતાની વાત છોડે ખરી ? એણે તો અંબિકાની સાસુ દેવીલાને વાત કરી !

જ્યારે મુનિરાજ પધાર્યા હતા ત્યારે દેવીલા બહાર ગઈ હતી. પાડોશણે મરચું–મીઠું ભભરાવીને વાત કરી. દેવીલા ક્રોધથી ધમધમી ગઇ. એણે સોમભટ્ટને વાત કરી. સોમભટ્ટ રોષથી ભભૂકી ઊઠયા. ને અંબિકા તરફ ધસી જઈ બૂમો પાડવા લાગ્યા :

'અરે પાપિણી, તેં આ શું કર્યું ? હજુ કુળદેવતાની પૂજા નથી કરી, પિતૃઓને પિંડ નથી આપ્યા ને તેં મેલા-ઘેલા સાધુને દાન કેમ આપ્યું ? નીકળી જા મારા ઘરમાંથી... ચાલી જા અહીંથી.'

ક્રોધ ચંડાળ છે ! એ ક્રોધ જેને ચઢે તે ચંડાળ જેવો ક્રૂર બની જાય. સોમભટ્ટે સતી સ્ત્રી પર ક્રોધ કર્યો ને ઘર બહાર કાઢી મૂકી.

અંબિકા પોતાના પુત્રો સિદ્ધ અને બુદ્ધને લઇ મકાનને પાછલે બારણેથી નીકળી ગઈ ને નગરની બહાર પહોંચી. પોતાના દુર્ભાગ્યનો વિચાર કરતી અને મનમાં શ્રી નવકાર-મંત્રનું સ્મરણ કરતી તે જંગલને માર્ગે ચાલી નીકળી.

સિદ્ધ અને બુદ્ધને તરસ લાગી.

'મા, અમને પાણી આપ.' સિદ્ધ બોલ્યો.

'ખૂબ તરસ લાગી છે, મા!' બુદ્ધે અંબિકાનો હાથ ખેંચ્યો. અંબિકા ચારે તરફ જુએ છે. પાણી દેખાતું નથી.

ત્યાં એક સુકાયેલું સરોવર આવ્યું. અંબિકાએ સરોવર જોયું. બાળકોની વ્યાકુળતા વધતી જતી હતી. અંબિકાએ વિચાર્યું: 'આ સરોવર પાણીથી ભરેલું હોત તો !'

ને ચમત્કાર થયો. સરોવર પાણીથી છલોછલ ભરાઈ ગયું ! કિનારે ઉભેલા આંબા પર કેરીઓ પાકી ગઈ !

અંબિકાના સતીત્વનો આ અચિન્ત્ય પ્રભાવ હતો. અંબિકાની ધર્મદૃઢતાનો આ ચમત્કાર હતો.

અંબિકાએ બંને બાળકોને પાણી પાયું અને આંબાના વૃક્ષ પરથી પાકેલી કેરીઓ તોડીને આપી. સિદ્ધ અને બુદ્ધ ખુશ-ખુશ થઇ ગયા. સરોવરને કિનારે આમ્રવૃક્ષની છાયામાં રમવા લાગ્યા.

અંબિકાના ઘેર પણ આવો એક દિવ્ય ચમત્કાર થયો !

સાસુ દેવીલા જ્યારે રસોડામાં ગઇ, તેની આંખો આશ્ચર્યથી પહોળી થઇ ગઈ. જે વાસણોથી અંબિકાએ મુનિરાજને દાન આપ્યું હતું, તે વાસણો સોનાનાં થઈ ગયાં હતાં ! રાંધેલા ભાતના દાણા મોતીના દાણા બની ગયા હતા. અને રસોઇનાં વાસણો રસોઈથી ભરચક થઇ ગયાં હતાં.

દેવીલા હર્ષથી નાચી ઊઠી. તેણે સોમભટ્ટને બોલાવી કહ્યું : 'બેટા, તું જલદી જા... અંબિકા તો સતી છે સતી, જો એનો પ્રભાવ !' દેવીલાએ સોનાનાં બની ગયેલાં વાસણો બતાવ્યાં ને મોતીથી ભરેલું તપેલું બતાવ્યું ! સોમભટ્ટ અંબિકા તરફ સદ્ભાવવાળા બન્યા. રોષ ઊતરી ગયો ! ને જલદી જલદી અંબિકાને શોધવા નીકળી પડયા.

અંબિકાનાં પગલાં જોતાં જોતાં સોમભટ્ટ જંગલમાં આવી પહોંચ્યા. ત્યાં સરોવરને કિનારે આમ્રવૃક્ષ નીચે બેઠેલી અંબિકાને જોઈ અને બે બાળકોને રમતાં જોયાં. સોમભટ્ટે બૂમ પાડી :

'અંબિકા ...ઓ અંબિકા...'

પતિનો અવાજ સાંભળી અંબિકા ભયથી ધ્રૂજી ઊઠી. તેને લાગ્યું કે જરૂર મને એ મારશે ! અંબિકા સિદ્ધ અને બુદ્ધને લઈ ત્યાંથી દોડી.

બાજુમાં જ એક કૂવો હતો. તે બંને બાળકો સાથે કૂવામાં કૂદી પડી. ત્રણેનાં પ્રાણપંખેરાં ઊડી ગયાં. સોમભટ્ટ દોડતા આવ્યા, પણ મોડા પડયા. કૂવામાં એમણે પોતાની પત્ની અને બે બાળકોના મૃતદેહ જોયાં.

તે રડી પડયા. પોતાની જાત પર ખૂબ ગુસ્સો આવ્યો.

પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેમને હવે અંબિકા વિના જીવવું મુશ્કેલ લાગ્યું !

સોમભટ્ટ પણ એ જ કૂવામાં કૂદી પડયા.

તેમનું મૃત્યુ થયું.

અંબિકા મરીને દેવલોકમાં દેવી થઇ છે.

સોમભટ્ટ મરીને દેવલોકમાં દેવ થયા છે.

મરતી વખતે તેમના મનના ભાવ શુદ્ધ હતા માટે તેઓ દેવ ને દેવી થયાં.

અંબિકાને ભગવાન નેમનાથ પર અથાગ પ્રીતિ હતી, એટલે તે દેવી થઈ અને ભગવાન નેમનાથની અધિષ્ઠાયિકા દેવી બની. જે કોઈ ભગવાન નેમનાથની સેવા, ભક્તિ શ્રદ્ધાભર્યે હૈયે કરે છે, અંબિકાદેવી એ મનુષ્યના મનોરથ પૂર્ણ કરે છે.

સોમભટ્ટ દેવ થયા. પણ એમને ત્યાં સિંહનું રૂપ ધારણ કરવું પડે છે ને અંબિકાદેવીના વાહન બનવું પડે છે.

આ છે અંબિકાદેવીની સાચી વાર્તા !

('ઉપદેશપ્રાસાદ' ગ્રંથને આધારે)



કલિકાલ સર્વજ્ઞશ્રીએ
દેવી અંબિકાને પૂછ્યું :
'તો સિદ્ધરાજ પછી
ગુજરાતનો નાથ કોણ
થશે ?'

# કુ મા ર પા ળ



દેવીએ કહ્યું :
"ત્રિભુવનપાળનો પુત્ર"



[ ૧ ]

સંસારમાં દરેક પ્રકારનાં સુખો કોઈ પણ જીવને મળતાં નથી તો પછી રાજા સિદ્ધરાજને કેવી રીતે મળે ?

સિદ્ધરાજ મહા ગુજરાતનો રાજા હતો. તેને બધા પ્રકારનું સુખ હતું, એક પણ પુત્ર ન હતો. પુત્ર વિના વિશાળ મહેલ તેમજ વિશાળ રાજ્ય રાજાને સૂનાં સૂનાં લાગતાં હતાં. હજારો દીવાઓ સળગતા હતા, છતાં પણ રાજાને તો અંધકાર જ લાગતો હતો. પુત્રને ખાતર રાજા વલખાં મારી રહ્યો હતો. અરે ! રાણી તો પુત્રનું મોઢું જોવા એટલી બધી ઉતાવળી બની ગઈ હતી કે રે કોઈ સાધુ–જોગી આવે તેમને એક જ પ્રશ્ન પૂછતી : 'સાધુજી, મને પુત્ર થશે ?'

એક દિવસ રાજા સિદ્ધરાજ આચાર્ય હેમચંદ્રસૂરિજીની પાસે ગયો. આચાર્ય 'કલિકાલસર્વજ્ઞ' હતા, તેઓ ભૂતકાળ તેમજ ભવિષ્યકાળની બધી વાતો સાચેસાચી બતાવી આપતા હતા.

સિદ્ધરાજે આચાર્યશ્રીને વંદના કરી અને વિનયપૂર્વક પૂછ્યું : 'ગુરુદેવ ! મને પુત્ર થશે કે નહિ ? જો મારા ભાગ્યમાં પુત્ર ન હોય તો મારા પછી મારા રાજ્યનો માલિક કોણ થશે ?'

રાજાનો પ્રશ્ન સાંભળીને આચાર્યશ્રીએ કહ્યું : 'રાજન્ હું અંબિકાદેવીને પૂછીને જવાબ આપીશ.'

બીજે દિવસે આવવાનું કહીને રાજા ચાલ્યા ગયા.

આચાર્યશ્રીએ રાત્રે ધ્યાન ધર્યું, અને અંબિકાદેવી આચાર્યશ્રીની સમક્ષ પ્રત્યક્ષ આવ્યા. આચાર્યશ્રીએ કહ્યું : 'હે દેવી! ગુજરાતના રાજાને પુત્રપ્રાપ્તિ થશે કે નહિ?'

દેવીએ કહ્યું : 'ગુરુદેવ! આ જીવનમાં તો રાજાને પુત્ર મળશે નહિ.'

ગુરુદેવે પૂછ્યું : 'તો સિદ્ધરાજની પછી ગુજરાતનો નાથ કોણ થશે?'

દેવીએ કહ્યું : 'ત્રિભુવનપાળનો પુત્રરત્ન કુમારપાળ.'

દેવી અદૃશ્ય થઇ ગયાં.

ગુરુદેવને ચિંતા થવા લાગી!

બીજે દિવસે પ્રભાત સમયે સિદ્ધરાજ રાજા પોતાના પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે ઉપાશ્રયે પહોંચી ગયા. ગુરુદેવને વંદના કરીને તે ગુરુદેવના ચરણોમાં બેસી ગયા. આચાર્યશ્રીએ કહ્યું :

'રાજન્, આપના ભાગ્યમાં પુત્ર નથી, માટે આપ પુત્રની ઈચ્છા છોડી દો. જે વાત આપણા ભાગ્યમાં ન હોય તેની ઈચ્છા કરવામાં મનમાં અશાંતિ થાય છે અને શરીર નબળું પડે છે.'

ગુરુદેવની વાત સાંભળીને રાજા નિરાશ થઈ ગયો. તેણે પૂછ્યું :

'તો મારા રાજ્યનો માલિક કોણ થશે?'

'કુમારપાળ !' ગુરુદેવે કહ્યું.

'કુમારપાઝ ? મારા રાજ્યનો ઉત્તરાધિકારી કુમારપાળ બનશે ?' કુમારપાળનું નામ સાંભળીને સિદ્ધરાજ ચોંકી ઉઠયો. તેના મુખ પર રોષ આવી ગયો.

'સિદ્ધરાજ, જે થવાનું છે તેને માટે ચિંતા કરવાનો શો અર્થ ? અંબિકાદેવીનું વચન છે કે કુમારપાળ ગુજરાતનો નાથ થશે, તેનો સ્વીકાર કરી લેવો જોઇએ.'

સિદ્ધરાજ આચાર્યશ્રીને વંદના કરીને રાજમહેલે ગયો. હેમચંદ્રસૂરિજી પ્રત્યે સિદ્ધરાજને અપાર સ્નેહ હતો. તેમના જ ઉપદેશથી સિદ્ધરાજે શિકાર છોડી દીધો હતો અને પ્રજાને કરમુક્ત કરી હતી. તેને આચાર્યશ્રીની દરેક વાત પર વિશ્વાસ હતો. 'કુમારપાળ મારા રાજ્યનો માલિક બનશે' આ વાત તેને કાંટાની માફક ખૂંચવા લાગી.

દિવસરાત તેણે આ બાબત પર વિચાર કર્યો. એકવખત રાત્રે રાજાના ભેજામાં એક ભયંકર તોફાન ઉત્પન્ન થયું : 'કુમારપાળના ભાગ્યમાં ગુજરાતના રાજા બનવાનો યોગ છે; તો આ પ્રમાણે જ થશે : 'હું તેને મરાવી નાંખું, મરીને તે મારો પુત્ર બને અને પછી રાજા બને.' તે આનંદથી નાચી ઊઠયો.

સિદ્ધરાજે પોતાનો વિચાર કોઈને કહ્યો નહિ. બીજે દિવસે પોતાના મુખ્ય સેનાપતિને બોલાવીને કહ્યું :

'તમે ચૂપચાપ અહીંથી 'દહીંસ્થળ' નગર જાઓ, ત્યાં કુમારપાળ અને તેના કુટુંબનો નાશ કરી નાંખો.'

રાજાની આજ્ઞા માનીને સૈનિકોને લઇને સેનાપતિ ‘દહીંસ્થળ’ આવ્યો. ગામને ઘેરી લીધું. કુમારપાળના પિતા ત્રિભુવનપાળ રણવીર હતા. અચાનક આવી પડેલ આફતથી તેઓ ડર્યા નહિ, પોતાના સૈનિકો સાથે તેમણે સિદ્ધરાજના સૈનિકોનો સામનો કર્યો.

ત્રિભુવનપાળે પોતાના પુત્રો સાથે વીરતાપૂર્વક યુદ્ધ કર્યું, પરંતુ શત્રુએ ત્રિભુવનપાળનો વધ કર્યો. કુમારપાળ ત્યાંથી છાનામાના નાસી ગયા અને પાટણમાં આવીને છૂપાઈ ગયા. ત્યાં સિદ્ધરાજના સૈનિકોએ કુમારપાળને ખૂબ શોધ્યો પણ મળે કયાંથી ?

સૈનિકોએ આવીને સિદ્ધરાજને સમાચાર આપ્યા. કુમારપાળ નાસી છૂટવાના સમાચારથી સિદ્ધરાજ લાલપીળો થઈ ગયો.

ત્રિભુવનપાળની હત્યાથી સારાયે ગુજરાતમાં સનસનાટી ફેલાઈ ગઈ. એ વાત પણ લોકોમાં ફેલાઈ ગઇ કે ‘કુમારપાળ ગુજરાતનો રાજા બનનાર છે, એવી ભવિષ્યવાણી હેમચંદ્રસૂરિજીએ ભાખી છે.’

પ્રજામાં કુમારપાળ તરફ સહાનુભૂતિ હતી. ત્રિભુવન-પાળની ક્રૂર હત્યાથી પ્રજાના દિલમાં કુમારપાળ તરફ ખૂબ સ્નેહ ઊભરાઇ આવ્યો અને સિદ્ધરાજ તરફ તિરસ્કાર થવા લાગ્યો.

ગુપ્ત જગ્યાએ રહેલ કુમારપાળ વિચારે છે કે ‘હવે કયાં જવું અને શું કરવું ?’ તેણે પોતાની બહેન પ્રેમલદેવીને ત્યાં જવા વિચાર્યું. પ્રેમલદેવીનાં લગ્ન સિદ્ધરાજના સેનાપતિ કૃષ્ણદેવ સાથે થયાં હતાં.

કુમારપાળ કૃષ્ણદેવને ત્યાં પહોંચ્યો. કુમારપાળને આવેલો જાણીને પ્રેમલદેવી કુમારપાળને ભેટી પડી અને ખૂબ ખૂબ રડવા લાગી.

કુમારપાળે કહ્યું : પ્રેમલ, હું અહીં આવ્યો છું એ વાત ખૂબ જ ગુપ્ત રાખવાની છે. સિદ્ધરાજને મારા અહીં આવવાની વાત ખબર પડી ગઈ તો વળી આફત.'

કુમારપાળે કૃષ્ણદેવને પોતાની બધી વાત કહી સંભળાવી. કૃષ્ણદેવે કુમારપાળને ખૂબ આશ્વાસન આપ્યું અને પોતાના ઘરમાં છૂપાવી રાખ્યો.

[ ૨ ]

સિદ્ધરાજ કુમારપાળને શોધવા આકાશપાતાળ એક કરી રહ્યો છે. તેણે ચારે બાજુ ગુપ્ત સૈનિકોની જાળ ફેલાવી દીધી.

કુમારપાળના જે કોઈ સ્નેહસંબંધી તથા ઓળખાણ-પિછાનવાળા હતા, તેમને ત્યાં ખાસ ખાસ ગુપ્તચરોની નજર રહેવા લાગી. કૃષ્ણદેવને ઘેર પણ ગુપ્તચર ચક્કર લગાવવા માંડ્યા.

એક દિવસ ભાંડો ફૂટી ગયો. પ્રેમલદેવીને મોઢેથી કુમારપાળનું નામ નીકળી ગયું અને કોઈ ગુપ્ત રાજપુરુષે તે સાંભળી લીધું. તે પહોંચ્યો સિદ્ધરાજની પાસે. સિદ્ધરાજને તેણે કહ્યું :

'મહારાજા, મને લાગે છે કે કુમારપાળ કૃષ્ણદેવના ઘરમાં જ છે !'

'કેવી રીતે ?'

'મેં કુમારપાળની બહેન પ્રેમલદેવીના મોઢેથી સાંભળ્યું છે.'

આ વાતચીત રાજસભામાં ચાલતી હતી, ત્યાં કૃષ્ણદેવનો એક વિશ્વાસપાત્ર માણસ પણ હતો, તે તુરત જ ત્યાંથી ઊઠયો અને કૃષ્ણદેવને બધી વાત સંભળાવી. તો પ્રેમલદેવી એ ચિંતાથી આકુળવ્યાકુળ થઇ ગઈ. એણે કુમારપાળને સૂચના આપી દીધી.

કુમારપાળે કહ્યું, 'પ્રેમલ, તું ચિંતા ન કર. મને સિદ્ધરાજ કયાંય અને કદાપિ પકડી નહિ શકે. મારા પરમાત્મા મારું રક્ષણ કરશે. હું અહીંથી જઉં છું.'

કુમારપાળે ઝડપથી પોતાનો વેશ બદલી નાખ્યો. આખાય શરીર પર ભસ્મ લગાવી, ભગવાં કપડાં પહેરી લીધાં; હાથમાં ત્રિદંડ તથા કમંડળ લઈને નીકળી પડયો. આમેય દાઢીમૂછ તો વધી ગયાં હતાં. કોઈ ઓળખી ન શકે કે આ કુમારપાળ છે. અરે, પ્રેમલદેવી પણ ઓળખી ન શકી.

બાવો કુમારપાળ તે ગામના શિવમંદિરમાં ગયો. ત્યાં એવા ઘણા બાવાઓ રહેતા હતા. કુમાર તે બાવાઓ ભેગો ભળી ગયો.

આ બાજુ સિદ્ધરાજના સૈનિકો કૃષ્ણદેવના ઘેર ગયા અને કુમારપાળની બાબતમાં પૂછપરછ કરી.

કૃષ્ણદેવે કહ્યું: 'તમે મારું ઘર તપાસી શકો છો. કુમારપાળ મારે ત્યાં નથી. તમારા જેવાએ મને પૂછયા વગર મારે ઘેર આવતાં શરમાવું જોઇએ.'

સૈનિકોનાં મોઢાં કાળાં થઈ ગયાં. સિદ્ધરાજને જ્યારે જણાયું કે કુમારપાળ તો તે ઘરેથી પણ નાસી છૂટયો છે, ત્યારે તેનો ગુસ્સો વધી ગયો, પરંતુ કરે શું?

ભાગ્ય જેના પક્ષમાં હોય તેનું કોઈ કાંઈ બગાડી શકતું નથી. છતાંય વચમાં વચમાં કમનસીબ આવીને માર્ગમાં કાંટા જરૂર નાખ્યા કરે છે.

એક ગુપ્તચરને ખબર પડી કે કુમારપાળ સાધુ બની ગયો છે. તેણે સિદ્ધરાજને સમાચાર આપ્યા, સિદ્ધરાજે સૈનિકોને આજ્ઞા કરી :

'કોઈ પણ બાવા, સંન્યાસી, જોગી, ભિખારીને નગરીની બહાર જવા દેશો નહિ, પરંતુ તેમને ભોજન માટે રાજમહેલમાં આમંત્રણ આપો.'

સૈનિકો નગરના એકેએક દરવાજા પર બેસી ગયા. કોઈ પણ બાવા–જોગીને બહાર જવાની મનાઈ ફરમાવી અને નગરમાં ઢંઢેરો પીટાવ્યો.

'નગરમાં જેટલા બાવા–જોગી–સંન્યાસી હોય તે બધા આવતી કાલે રાજમહેલમાં ભોજન કરવા પધારે.'

નગરમાં હજારો બાવા–જોગી–સંન્યાસી હતા. આ ઢંઢેરો સાંભળીને બધા ખુશ ખુશ થઇ ગયા અને રાજાને આશીર્વાદ આપવા લાગ્યા.

બાવા કુમારપાળને પણ ત્રણ દિવસથી ભોજન મળ્યું ન હતું. પેટમાં ઉંદરબિલાડાં બોલતાં હતાં. તેણે પણ વિચાર્યું : 'હું પણ કાલે બધા બાવાઓની સાથે ભોજન લેવા મહેલે જઇશ. હું એવો બાવો બની ગયો છું કે સિદ્ધરાજ તો શું, સિદ્ધરાજના પીર પણ મને ઓળખી નહીં શકે.'

ભૂખ્યો જીવ કયું સાહસ નથી કરતો ? તેણે એ પણ ન વિચાર્યું કે કોઈ દિવસ નહીં અને આજે રાજાને

બાવા-સંન્યાસી ઉપર આટલી બધી ભક્તિ ક્યાંથી ઉભરાઇ આવી? જરૂર કોઇ દગો છે.' કેવી રીતે વિચારે? ભૂખ ખૂબ જ હેરાન કરી રહી હતી.

આ બાજુ સિદ્ધરાજે પોતાના વિશ્વાસુ રાજપુરૂષોને બોલાવીને કહ્યું : જુઓ, કાલે જેટલા બાવા, યોગી, સંન્યાસી ભોજન લેવા માટે આવે, તે બધાના પગ ધોવાના છે. હા, એક વાતનો બરાબર ખ્યાલ રાખવાનો કે જેના પગમાં ધ્વજ, તોરણ, ધનુષ્ય, શંખ, ચક્ર તથા છત્ર જેવાં ચિહ્નો હોય તેને જવા ન દેવો, મને તરત જ ખબર આપવી.'

સિદ્ધરાજ જાણતો હતો કે 'કુમારપાળ રાજા થવાનો હશે, તો એના પગમાં આવાં ચિહ્નો હશે જ અને આવાં ચિહ્નોને લીધે તેને પકડી લેવાશે.' રાજાએ કેવી યુક્તિ કરી! બુદ્ધિ તે આનું નામ!

બીજે દિવસે સવારથી જ રાજમહેલ તરફ હજારો બાવા-જોગી-સંન્યાસી જવા લાગ્યા! કોઇના હાથમાં ત્રિદંડ હતો. કોઇના હાથમાં ચીપિયા હતા, કોઈ દૂબળાપાતળા હતા તો કોઈ તાજા-માજા અલમસ્ત હતા.

રાજાએ ભોજનાલયના દરવાજે પગ ધોવાવાળા ચતુર માણસોને બેસાડ્યા હતા. જેમ જેમ બાવાજી આવતા જાય તેમ તેમ તેમના પગ ધોવાતા જાય. સાથે સાથે તેમના પગમાંનાં ચિહ્નો પણ જોવાતાં હતાં. સિદ્ધરાજ પોતાના રાજપુરુષો સાથે દૂર બેઠો હતો.

ક્રમશઃ બાવા કુમારપાળનો નંબર પણ લાગ્યો. તેના પગ ધોવાવા લાગ્યા. સાથે સાથે પગ ધોવાવાળા તેના પગ

ઊંચા કરીને ચિહ્નો જોતા હતાં. કુમારપાળને શંકા ગઇ. તે તરત જ આ વાતનું રહસ્ય સમજી ગયો, તેનું દિલ ગભરાવા લાગ્યું, પણ હવે કરે શું ? તે પોતાની જગ્યાએ જઈને બેસી ગયો. પગ ધોનારામાંથી એક જણ દોડયો અને સિદ્ધરાજના કાનમાં કંઇક વાત કહી પાછો આવ્યો. કુમારપાળ સાવચેત થઇ ગયો. તે વિચાર કરે છે :

'હું ભોજનના લોભમાં અહીં આવ્યો, પરંતુ ફસાઈ ગયો. હવે આ મુશ્કેલીમાંથી બચવું કઠિન છે.' એટલામાં તેને એક ઉપાય સૂઝી આવ્યો, તે ખુશખુશ થઇ ગયો ! એકદમ તે પોતાની જગ્યા પર ઊભો થઇ ગયો અને જોરજોરથી ઊલટી કરવા લાગ્યો.

બીજા સંન્યાસી–બાવાઓએ તેને ધક્કા મારીને બહાર કાઢી મૂકયો. કુમાર બાવો તો 'ઓં...ઓં...ઓં' કરતો ઊલટી કરતો જતો અને નાસતો જતો હતો ! હજારો બાવાઓમાં કોને ઊલટી થઈ અને તે નાસી ગયો... તેનો રાજપુરુષોને ખ્યાલ રહ્યો નહીં. એટલામાં સિદ્ધરાજ સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે કુમારપાળને જોયો નહીં. પાસે બેઠેલા બાવાઓને પૂછ્યું :

'અહીં જે બાવો બેઠો હતો, તે કયાં ગયો ?'

'મહારાજા, તે અભાગી બાવો જોર જોરથી ઊલટી કરવા લાગ્યો, જુઓ, આ બધી જમીન બગાડી દીધી. તો અમે ધક્કા મારીને તેને બહાર કાઢી મૂકયો.'

સિદ્ધરાજે માથું કૂટયું, 'મારો શિકાર મારા હાથમાંથી ચાલ્યો ગયો....!' તે નાસતો બહાર આવ્યો; ચારે બાજુ તપાસ કરાવી. પરંતુ તે કુમાર બાવો મળ્યો નહીં.

કુમાર બાવો ક્યાંથી મળે? તે તો એવો નાઠો હતો કે સિદ્ધરાજ આકાશમાર્ગે ઊડીને આવે તોપણ પકડી ન શકે!

સિદ્ધરાજને પોતાના સેનાપતિ અને સૈનિકો પર ખૂબ ગુસ્સો આવ્યો. તેમણે કહ્યું: 'તમે બધા મૂર્ખ ભેગા થયા છો. કુમારપાળ નાસી ગયો તેનું તમને કાંઈ ભાન છે? જાઓ, ક્યાંયથી પણ તેને પકડી લાવો, નહીં લાવો તો તમને બધાને ફાંસીને લાકડે લટકાવી દઈશ. તમારા ઘરને લૂંટી લઈશ, સળગાવી દઈશ; જાઓ અહીંથી...!'

સિદ્ધરાજનાં કાવતરાં ફળીભૂત થયાં નહીં, તો બિચારા સૈનિકોના નાકે દમ આવી ગયો.

સિદ્ધરાજની આંખોમાં લોહી ચઢતું દેખીને સેનાપતિ ત્યાંથી પોબારા ગણી ગયો.

કુમારપાળ જાણતા હતા કે મારી પાછળ સૈનિકો, ઘોડેસ્વારો આવશે જ. એટલા માટે કોઈ પણ સ્થળે છૂપાઈ જવાનું વિચાર્યું. હવે દોડવાની શક્તિ પણ રહી નહીં. ભૂખ પણ સખત લાગી હતી.

રસ્તામાં આવ્યું એક કુંભારનું ઘર. તેનું નામ હતું અલી કુંભાર. અલી ખૂબ દયાળુ હતો.

બાવાના વેશમાં આવેલ કુમારપાળે અલીને કહ્યું: ભાઈ, મારી પાછળ સિદ્ધરાજના સૈનિકો પડ્યા છે, તું મને બચાવ, મારી ઓળખાણ પાછળથી હું આપીશ.'

અલી કુંભારને દયા આવી. તેણે કુમારપાળને માટીનાં વાસણોના ઢગલામાં છૂપાવી દીધો. સેનાપતિ તથા તેના સૈનિકો કુમારપાળનાં પગલાં જોતાં જોતાં અલીના ઘરની પાસે અટકી ગયા, કારણ કે ત્યાં જ પગલાંની નિશાની ખલાસ થતી હતી.

સેનાપતિએ મિજાજથી અલીને પૂછ્યું : 'અલી, અહીં હમણાં કુમારપાળ આવ્યો હતો ? તેં ક્યાં સંતાડ્યો છે તેને ?'

અલી ગભરાય તેવો ન હતો. તેણે કહ્યું : 'સેનાપતિજી, કેવી વાત કરો છો ? તમારા રાજાની બુદ્ધિ બગડી ગઈ લાગે છે. મારા ઘરમાં કુમારપાળ કેવી રીતે હોઇ શકે ? હું શા માટે તેને મારા ઘરમાં રાખું ? મારો દંડ કરવો હોય તે કરી લો, પરન્તુ મારા પર ખોટું કલંક લગાડો નહિ'

'બકવાસ ન કર અલી. તારા ઘરમાંથી કુમારપાળ મળી આવે તો ?'

'તો શું ? મારું માથું ને તમારી તલવાર ! રાઇ રાઇ જેટલા ટૂકડા કરી નાખવા. જોઇ લો મારું ઘર, તમે માલિક છો. જોઈ શકો છો.'

અલીની વાત સાંભળીને સેનાપતિ વિચારમાં પડી ગયો. લાગે છે એવું કે કુમારપાળ અહીંથી આગળ નથી ગયો, છતાંય આ કહે છે કે 'પોતાના ઘરમાં નથી.' સેનાપતિએ સૈનિકોને આજ્ઞા કરી : 'આ ઘર ચારે બાજુથી તપાસી લો.'

સૈનિકોએ ઘરની તપાસ કરી, પરંતુ કુમારપાળ મળ્યો નહિ, સેનાપતિ નિરાશ થઇ ગયો, સિદ્ધરાજની બીકથી આકુળવ્યાકુળ થઈ ગયો. પાછો તે પાટણ આવ્યો, પણ રાજાની પાસે ન ગયો.

પરંતુ સિદ્ધરાજને ચેન ક્યાંથી પડે ? તેને સમાચાર મળી ગયા કે 'સેનાપતિ પાછો આવી ગયો છે.' તેણે તેને બોલાવ્યો અને તતડાવ્યો.

સેનાપતિ બિચારો શું કરે ? સૈન્ય લઈને તે ચાલી નીકળ્યો. આ બાજુ અલી કુંભારે કુમારપાળને બહાર કાઢ્યો અને કહ્યું :

'મહારાજ, હવે આપે આ પ્રદેશમાં રહેવું ન જોઈએ. દૂર પ્રદેશમાં ચાલ્યા જવું જોઈએ. અહીં રહેવામાં જોખમ છે. રાજા તમારી પાછળ પડયો છે. જો કે મારે આપને આવી વાત ન કહેવી જોઈએ, પરંતુ આપના તરફ...'

'અલી! તું તો મારો ઉપકારી છે. તેં મારા પ્રાણની રક્ષા કરી છે, અભયદાન આપ્યું છે. તું મારો સાચો મિત્ર છે. પ્રસંગ આવ્યે જે કામમાં આવે છે તે મિત્ર છે. પ્રસંગ પર જે દગો દે તે શત્રુ છે. અલી! તારા ઉપકારનો બદલો નહિ વાળું ત્યાં સુધી મને ઊંઘ આવશે નહિ.'

'મહારાજ! મેં એવો કોઈ ઉપકાર કર્યો નથી. આ તો એક મનુષ્યનું બીજા મનુષ્ય તરફ કર્તવ્ય છે. આપ તો મહામાનવ છો. આપના તરફ તો મારું પરમ કર્તવ્ય છે કે હું આપની સેવા કરું.'

અલીની આંખમાં આંસુ ઊભરાયાં. તેણે કહ્યું:

'મહારાજ, આપને રાજાની બીકને લીધે આ પ્રકારે હેરાન થઈ થઈને રખડવું પડશે. પરંતુ ભગવાન તમારું રક્ષણ કરશે, આપ જ ગુજરાતના શિરતાજ બનશો.'

કુમારપાળે અલીને પોતાને ગળે લગાવ્યો અને ત્યાંથી તે જવા લાગ્યો, એટલામાં અલીની પત્ની આવી અને બોલી:

'મહારાજ, અમારા ગરીબના ઘરનું ભોજન લેવા પધારો. ભોજન તૈયાર છે.'

કુમારપાળને ત્રણ ત્રણ દિવસથી ભોજન મળ્યું ન હતું. ભૂખ ખૂબ હેરાન કરી રહી હતી. અલીની પત્નીનું નિમંત્રણ સ્વીકારી લીધું. ભોજન કરીને કુમારપાળ ત્યાંથી નાસી છૂટયો.

કર્મોની કેવી વિડંબના છે! એક દિવસ જે ગુજરાતનો સમ્રાટ બનવાનો છે, આજ ઘરેઘરે, ગામેગામ તથા જંગલોમાં તેને ભયભીત દશામાં રખડવું પડે છે. જિંદગીને હાથમાં લઈને નિરાધાર દશામાં વખત કાઢવો પડે છે. પરન્તુ કુમારપાળ સંકટોથી ડર્યો નહિ, આપત્તિઓમાં ફસાયો નહિ, કારણકે તેનામાં સત્ત્વ હતું!

સાત્ત્વિક મનુષ્ય મહાન બની શકે છે. સાત્ત્વિક મનુષ્ય જ અદ્ભુત પરાક્રમ બતાવી શકે છે. સાત્ત્વિક મનુષ્ય જ આત્માને પરમાત્મા બનાવી શકે છે. એક કવિએ કહ્યું છે:

**सर्वं सत्त्वे प्रतिष्ठितम्** બધું સત્ત્વમાં સમાયેલું છે.

કુમારપાળ અલીના ઘરેથી તો નાસી છૂટયો, પરન્તુ ત્યાં મોડું તો થઈ ગયું હતું. સેનાપતિએ દૂર નાસી જતા કુમારપાળને જોયો. તરત જ તેણે રાડ પાડી: 'જુઓ, જુઓ, એ કુમારપાળ નાસતો જઈ રહ્યો છે. જલદી કરો પકડી લો એને!'

સૈનિકો કુમારપાળની પાછળ દોડયા. કુમાર પગે દોડી રહ્યો હતો, સૈનિકો ઘોડા પર જઈ રહ્યા હતા. કુમારપાળે પાછળ જોયું: 'અરે, સૈનિકો કયાંથી ફૂટી નીકળ્યા? હવે શું કરું?' તે ખૂબ ભયભીત થઈ ગયો, પરંતુ પાસે જ એણે એક ખેતર જોયું, તે ખેતરની પાસે જ તેનો માલિક ભીમસિંહ ઊભો હતો. તે ખેતરની વાડ બનાવી રહ્યો હતો. કુમારપાળ નીચે બેસી ગયો અને ભીમસિંહ પાસે જઈને કહેવા લાગ્યો:

'હે કૃપાવંત! તું મારું રક્ષણ કર. જો મારી પાછળ સિદ્ધરાજના સૈનિકો આવી રહ્યા છે. મને કયાંય સંતાડી દે. મોડું ન કર...!'

ભીમસિંહે કુમારપાળના મુખ પર ચમકી રહેલું રાજતેજ જોયું. તેણે વિચાર્યું :

'આ સમયે આ મનુષ્યની રક્ષા કરવી એ મારો પરમ ધર્મ છે. બચાવી લઉં આને.'

ભીમસિંહે ઇશારાથી કુમારપાળને એક ખાડો બતાવ્યો અને તેમાં સંતાઈ જવા કહ્યું; કુમારપાળ તો તરત જ ખાડામાં સંતાઈ ગયો ને ભીમસિંહે ખાડામાં કાંટા ભરી દીધા ! કાંટા એવી રીતે નાંખ્યા કે સેનાપતિ તો શું ખુદ્દ સિદ્ધરાજ આવે તો પણ કુમારપાળને જોઈ શકે નહિ. કુમારપાળ તો ખાડામાં એવી રીતે બેસી ગયો કે કાંટા તેને વાગે નહિ અને ઉપરથી કોઈ જોઈ શકે નહિ.

સેનાપતિનો ઘોડો ત્યાં આવી પહોંચ્યો. સૈનિકો પણ આવી ગયા. ખેતરને ચારે બાજુથી ઘેરી લીધું. સેનાપતિએ ભીમસિંહને પૂછ્યું :

'એ ખેડૂત, હમણાં આ બાજુ કુમારપાળ આવ્યો હતો, ક્યાં ગયો તે ?'

'કુમારપાળ ? અહીં આવ્યો હતો ? મેં તો એનું મોઢું સુદ્ધાં જોયું નથી !'

'જૂઠ્ઠું બોલે છે ? જોઈ છે આ તલવાર ? બતાવી દે, કુમારપાળ ક્યાં ગયો ?'

'અરે સેનાપતિજી, સિદ્ધરાજ આપના જ રાજા છે ? અમારા નથી ? શું હું મહારાજાની આજ્ઞાનું પાલન કરવા નથી માગતો ? તમને મારી વાત પર વિશ્વાસ ન બેસતો હોય તો તમે પોતે ખેતર જોઈ લઈ લો.'

સેનાપતિનું મગજ ફરી ગયું હતું. તેણે આખું ખેતર ખૂંદી નાંખ્યું. તે પેલા ખાડાની પાસે આવ્યો. તેને શંકા થઈ, 'શું આ ખાડામાં તો કુમારપાળ સંતાયો નહિ હોય?' તેણે પોતાનો ભાલો ઉપાડયો અને ખાડામાં ખોસ્યો.

પરંતુ ભાલો શું કરે? કુમારપાળનું ભાગ્ય ચમકતું હતું. કુમારપાળને ઘા ન લાગ્યો. સેનાપતિએ ભાલો કાઢી લીધો. નિરાશ થઈને ભીમસિંહની પાસે આવ્યો. ભીમસિંહ તો પોતાનું કામ કરી રહ્યો હતો. તેણે સેનાપતિને કહ્યું :

'કેમ રે! તમે જોઈ લીધું ને? હવે તો મારી વાત પર વિશ્વાસ આવ્યો ને?'

બિચારો સેનાપતિ? કાપો તો લોહી ન નીકળે! તેને જેટલી ચિંતા કુમારપાળની ન હતી, તેટલી ચિંતા પોતાની નોકરીની હતી. સિદ્ધરાજથી તે ખૂબ ડરતો હતો. 'હવે હું રાજાજીને શો જવાબ આપીશ?' તે ચિંતા તેને હેરાન કરી રહી હતી.

સેનાપતિ સૈનિકો સાથે પાછો ચાલ્યો ગયો. ભીમસિંહે સાવચેતીથી કાંટા બધા કાઢી નાખ્યા અને કુમારપાળને બહાર કાઢયો. હવે તો ભીમસિંહ કુમારપાળને ઓળખી ગયો હતો. કુમારપાળનું રક્ષણ કર્યાનો તેને આનંદ થઈ રહ્યો હતો.

[ ૩ ]

કુમારપાળનું શરીર કાંટાથી ભરાઈ ગયું હતું. શરીરમાંથી લોહી ટપકતું હતું. કપડાં લોહીથી લાલલાલ થઈ ગયાં હતાં. ભીમસિંહે ધીમેથી બધા કાંટા કાઢી નાખ્યા. કુમારપાળે આભારવશ બનીને ભીમસિંહને કહ્યું : 'ભીમસિંહ, તેં મારા

ઉપર કેટલો મહાન ઉપકાર કર્યો ? પોતાના પ્રાણની પરવા કર્યા સિવાય તેં મારું રક્ષણ કર્યું. તું મારો ભાઈ છે, તું મારો મિત્ર છે. હું તને કદી ભૂલીશ નહિ.'

કુમારપાળની આંખો આંસુથી ભીની થઈ ગઈ. ભીમસિંહનું હૃદય ગદ્‌ગદ્ થઈ ગયું.

તેણે કહ્યું : 'હે મહારાજ, આપ પુણ્યશાળી મહાપુરુષ છો. મુશ્કેલી તો બધાના જીવનમાં આવે છે. તમારું જીવન પણ મુશ્કેલીઓથી ભરેલું છે. રાજા આપને... આપ જલદીથી દૂર પહાડોમાં ચાલ્યા જાઓ.'

ભીમસિંહ ધીમેથી બોલતો હતો કે જેથી સિદ્ધરાજની કોઈ છૂપી પોલિસ ન સાંભળે !

કુમારપાળે કહ્યું : 'ભીમસિંહ, જ્યારે હું રાજા થઈશ, ત્યારે હું તને જરૂર યાદ કરીશ.'

ભીમસિંહ કાંઈ ન બોલ્યો. તે કુમારપાળની સામે મસ્તક નમાવી ઊભો રહ્યો.

કુમારપાળ ત્યાંથી નાસી છૂટ્યો. હવે તેણે કોઈ પહાડોમાં છૂપાઈ જવાનો વિચાર કર્યો. બીજી બાજુ તેને પોતાનું કુટુંબ યાદ આવી રહ્યું હતું. દહીંસ્થળ નગરમાં પોતાનું કુટુંબ મૂકીને કુમારપાળ નાસી ગયો હતો. ભોપલદેવીનું સ્મરણ તેને વારંવાર દુઃખી કરતું હતું, છતાંય તેણે દહીંસ્થળ જવાનું યોગ્ય ન માન્યું. સિદ્ધરાજનો ભય ખુલ્લી તલવારની માફક તેના માથા પર લટકી રહ્યો હતો.

તે અરવલ્લીના પહાડોમાં પહોંચ્યો. ત્યાં કુમારપાળને નિર્ભયતા જણાઈ. મનનો ગભરાટ ઓછો થઈ ગયો.

અરવલ્લી પર્વતનાં ઊંચાં ઊંચાં શિખરો, ઠંડા પાણીનાં વહેતાં ઝરણાં...અહીંતહીં દોડતાં વન્ય પશુઓ.... વૃક્ષની ઘનઘટા...કુમારપાળને કુદરતી સૌન્દર્ય ખૂબ પસંદ પડ્યું. વૃક્ષોની એક ઘટામાં જઈને તે બેસી ગયો અને થોડા સમયમાં તે ઊંઘી ગયો. આજ સરસ ઊંઘ આવી. નિર્ભયતામાં ઊંઘ સરસ આવે છે.

સવારમાં પક્ષીઓના કલરવે કુમારપાળને જગાડ્યો. તેણે ક્ષિતિજ પર સૂર્યદેવનાં દર્શન કર્યાં. તે ઊઠ્યો અને વૃક્ષોની ઘટામાંથી બહાર આવ્યો. હવે તેણે આગળ વધવાનું વિચાર્યું. તે તારણગિરિના શિખર તરફ જવા લાગ્યો.

બપોર થઈ ગયો હતો. તારણગિરિ પર કુમારપાળ પહોંચી ગયો. તેને હવે ભૂખ હેરાન કરી રહી હતી. પાણી તો ઝરણાંનું પી લીધું. પરંતુ ભોજન ક્યાંથી લાવવું?

એક જગ્યાએ તે બેસી ગયો. વૃક્ષની છાયામાં તેણે એક અજબ ઘટના જોઇ. એક ઉંદર...ત્યાં દર ખોદીને રહેતો હતો. તે પોતાના દરમાંથી બહાર આવે છે...એક સોના-મહોર લઈને આવે છે! ફરીથી દરમાં જાય છે. બીજી સોના-મહોર લાવે છે! સોનામહોર બહાર મૂકીને તે પુનઃ અંદર જાય છે. આ પ્રમાણે તે ૨૧ સોનામહોર લાવે છે અને પછી એ સોનામહોરની ચારે બાજુ નાચે છે, કૂદે છે ને ગાય છે.

દૂર બેઠેલા કુમારપાળને તેણે જોયો નહિ, પરંતુ કુમારપાળ આ દૃશ્ય ધારી ધારીને જોઈ રહેલા હતા. કુમાર-પાળના મનમાં વિચાર આવ્યો:

'અહો! આ ઉંદર છે...સોના તરફ તેને પણ કેટલો

મોહ છે ? પરંતુ તેને આ સોનામહોરો કયા કામમાં આવશે ? મારે અત્યારે જરૂર છે પણ હું લઉં કેવી રીતે ?'

કુમારપાળ વિચાર કરે છે, એટલામાં ઉંદર પોતાના દરમાં ચાલ્યો ગયો. કુમારપાળ તરત ત્યાં દોડયો અને ૨૧ સોનામહોરો લઈ લીધી ! પરંતુ ઉંદર કયાં રોકવાનો હતો ? તરત જ તે બહાર આવ્યો.

તેણે ત્યાં સોનામહોરો ન જોઈ...તે ચારે બાજુ શોધવા લાગ્યો. ન મળી...તે પથ્થર પર માથું ફોડવા લાગ્યો... રોવા લાગ્યો અને તરત મરી ગયો.

આ ઘટના એટલા ટૂંક સમયમાં બની ગઈ કે કુમારપાળ તો જોતો જ રહી ગયો...! તેના કોમળ દિલને સખત ચોટ લાગી. પરંતુ જે થવાનું હતું તે થઈ ગયું હતું. ઉંદરની અંતિમ વિધિ કરીને કુમારપાળ ત્યાંથી ચાલી નીકળ્યો.

કુમારપાળે વિચાર્યું : 'આ પ્રમાણે પર્વતોમાં રખડવાથી નિર્ભયતા તો છે, પણ ભોજનની સમસ્યા ઊભી રહે છે... દધીંસ્થળ પણ જવું જરૂરી છે. ભોપલદેવી એકલી છે... તેની કચી હાલત હશે ?'

કુમારપાળે પોતાના મનમાં દધીંસ્થળ જવાનો નિશ્ચય કરી લીધો અને તે દિશામાં ચાલવા હાગ્યો. રસ્તામાં ઉંદીરા ગામ આવ્યું. કુમારપાળે આ ગામમાં વિશ્રાંતિ લેવાનું ઈચ્છયું તથા ભોજનની વ્યવસ્થા કરવા વિચાર્યું. તે માટે તે યોગ્ય સ્થળ શોધી રહ્યો હતો.

કુમારપાળે એક ઘરની ખડકી આગળ એક સ્રીને જોઈ. તે

કુમારપાળની સામે જોઈ રહી હતી. કુમારપાળ તેના ઘરની પાસે ગયો. તે સ્ત્રીએ મધુર વચનોથી કુમારનું સ્વાગત કર્યું.

તેનું નામ હતું દેવશ્રી. દેવશ્રીની દૈવી આંખોએ ફાટેલાં તૂટેલાં કપડાંમાં તથા વધી ગયેલી દાઢીમાં તેજસ્વી કુમારપાળનાં દર્શન કરી લીધાં હતાં. તેણે કુમારપાળને પાણી આપ્યું ને કહ્યું :

'મારા ધર્મબંધુ! તમે પાણીથી મોઢું સાફ કરો અને આ ખાટલા પર આરામ કરો, હું ભોજન તૈયાર કરી આપું છું.'

કુમારપાળ દેવશ્રીની સામે જુએ છે. દેવશ્રીના મુખની તેજસ્વિતા, આંખોની નિર્મળતા તથા વાણીની કોમળતા પર તે ઓવારી ગયો. તે વિચાર કરતો કરતો ખાટલા પર સૂઈ ગયો, એટલામાં તો દેવશ્રીએ તેને જગાડયો.

'જમવાનું તૈયાર છે, પધારો.' કુમારપાળ કાંઇ બોલી શકતો નથી. હૃદયના ભાવને પ્રગટ કરવા માટે તેને કોઈ શબ્દ મળતા નથી. કૃતજ્ઞતાથી પરિપૂર્ણ આંખોથી તે ફકત દેવશ્રીનું દર્શન કરે છે. તેણે ચૂપચાપ ભોજન કરી લીધું.

દેવશ્રીએ કુમારપાળને ઓળખી લીધો છે. કુમારપાળ સમજે છે કે 'દેવશ્રી મને ઓળખી શકી નથી. કુમારપાળે ગદ્‌ગદ્ કંઠે કહ્યું :

'બહેન, તમે મને આશ્રય આપ્યો, ભોજન આપ્યું અને બહેનનો પ્રેમ આપ્યો! મારું નામ કુમારપાળ છે...હું જ્યારે રાજા બનીશ ત્યારે તારે હાથે જ બહેન, રાજતિલક કરાવીશ.'

'આપ કુમારપાળ છો...હું તમને ઓળખી ગઈ હતી.'

'કેવી રીતે?'

'આપના તેજથી! પ્રભાવથી!'

'તું મારી બહેન છે...'

'તમે મારા ભાઇ!'

બંને ભાઈબહેનની આંખો હર્ષનાં આંસુથી સ્નિગ્ધ થઇ ગઈ.

કુમારપાળને દહીંસ્થળ જવું હતું. તેણે બહેન પાસેથી જવાની રજા માગી.

'મને રાજતિલક કરાવવા જલદી બોલાવજો, ભાઇ.'

'જ્યારે ભાગ્યોદય થશે!'

કુમારપાળ દહીંસ્થળની દિશામાં ચાલવા માંડયો. તેને ભોપલદેવીની ચિંતા હેરાન કરી રહી હતી. બીજી તરફ સિદ્ધરાજના ગુપ્તચરોની આંખોથી બચીને તેને રહેવાનું હતું. સિદ્ધરાજે ચારે બાજુએ ગુપ્તચરોની જાળ ફેલાવી દીધી હતી. દહીંસ્થળના રસ્તા પર કુમારપાળ ગુપ્તચરની નજરે ચઢી ગયો, અને સિદ્ધરાજને સમાચાર આપવા માટે એક ઘોડેસ્વાર પાટણ તરફ દોડવા લાગ્યો.

(૪)

કુમારપાળ દહીંસ્થળ પહોંચ્યો, પોતાના કુટુંબને મળ્યો, પરંતુ તેના જીવનમાં કૌટુંબિક સુખ જ ક્યાં હતું? ભોપલદેવીને પતિમિલનનો અવશ્ય આનંદ થયો, પણ સમાચાર મળ્યા કે સિદ્ધરાજની સેનાએ દહીંસ્થળને ઘેરી લીધું છે...ભોપલદેવી ચિંતાથી આકુળવ્યાકુળ થઇ ગઈ.

'નાથ, હવે શું થશે? સનિકોએ આખું ગામ ઘેરી લીધું છે.' ભોપલદેવીએ કુમારપાળ આગળ પોતાની ઘેર

ચિંતા વ્યક્ત કરી. કુમારપાળનો ગભરાટ પણ વધી ગયો. છતાં ભોપલદેવીને આશ્વાસન આપતાં કુમારપાળે કહ્યું :

'દેવી, જીવન સંકટોથી ભરેલું છે. પરમાત્મા પર શ્રદ્ધા રાખો, તે રક્ષા કરનાર છે.'

કુમારપાળે વિચાર્યું કે 'આ વખતે કોણ રક્ષા કરી શકે તેમ છે ?' તેને પોતાના પિતાજીનો જન્મમિત્ર સજ્જન કુંભાર યાદ આવ્યો. તેનું મન આશાથી પ્રફુલ્લિત થઇ ગયું. ભોપલદેવીને કહીને સજ્જન કુંભારને ત્યાં પહોંચી ગયો. સજ્જનને કુમારપાળ તરફ સ્નેહ હતો. તેણે કુમારપાળનું રક્ષણ કરવાનું વચન આપ્યું.કુમારપાળે કહ્યું: 'જુઓ સજ્જન, તમે મારી સેવા કરવા તૈયાર થયા છો, પરંતુ મુશ્કેલીઓનો સંકટનો ખ્યાલ કરી લેજો, તમારા પ્રાણને પણ ભય...'

'કુમાર, તમે મારા મિત્રના પુત્ર છો, સાચા સ્નેહની પરીક્ષા તો સંકટમાં જ થાય છે. તમે ચિંતા ન કરો. આવો, ઈંટોના ઢગલા વચ્ચે છૂપાઈ જાઓ.'

સજ્જને કુમારને ઇંટોના ઢગલા વચ્ચે સંતાડી દીધો. આ બાજુ સિદ્ધરાજના સનિકો કુમારપાળને ઘેર પહોંચ્યા. આખાયે ઘરને ફેંદી નાખ્યું, પરંતુ કુમારપાળ મળ્યા નહિ. સેનાપતિના મગજનો પારો વધતો ગયો. આ વખતે જો કુમાર ન મળે તો સિદ્ધરાજના રોષનું તે કારણ જરૂર બનશે, તે નક્કી છે.

સૈનિકોએ દધીસ્થળનાં ઘરેઘર કુમારની શોધ માટે ફેંદી નાખ્યાં...ત્યાં એક લોભીએ ચાડી ખાધી.

'કુમાર માટે ઘરેઘર નકામાં શા માટે જુઓ છો ? તે તો સજ્જન કુંભારના ઘરે છે !'

સેનાપતિ ખુશ થઈ ગયો. સૈનિકોને તેણે આજ્ઞા આપીઃ 'સજ્જન કુંભારના ઘરને ઘેરી લો !'

સેનાપતિ સજ્જનના ઘરમાં ગયો. સજ્જનને પૂછ્યું :

'એ કુંભાર, ક્યાં છે કુમારપાળ ?'

'મને શી ખબર, સેનાપતિજી ?'

'ખોટું બોલવું છે ? તારા ઘરમાં તેં તેને સંતાડ્યો છે, અને મારી આગળ ઢોંગ કરે છે ?' સેનાપતિએ ખૂલ્લી તલવાર હવામાં વીંઝી.

'નામદાર ! મહારાજા સિદ્ધરાજના શત્રુને મારા ઘરમાં સંતાડીને શું ફાંસીએ ચઢવું છે ? આપ મારું ઘર જોઈ લો...કદાચ કુમાર મળી આવે તો તમારી તલવાર અને મારું માથું...'

સૈનિકોએ સજ્જન કુંભારના ઘરમાં એકેએક વસ્તુ જોઈ પરંતુ કુમારપાળ મળ્યો નહિ ! ક્યાંથી મળે ? ઈંટોના ઢગલામાં જાય પણ કેવી રીતે ? સેનાપતિ નિરાશ થઈ ગયો 'સિદ્ધરાજને હું શો જવાબ આપીશ ?' એ ચિંતા તેને હેરાન કરવા લાગી. સૈનિકોને લઈને તે કુંભારના ઘરેથી ચાલ્યો ગયો.

કુંભારના આનંદનો પાર ન રહ્યો. જ્યારે તેને ખબર પડી કે 'સેનાપતિ દહીંસ્થળને છોડીને ચાલ્યો ગયો છે,' ત્યારે તેણે કુમારને બહાર કાઢ્યો. કુમારપાળને શાંતિ થઈ. જો કે ઈંટોના ઢગલા વચ્ચે રહેવાથી ગરમીએ તેને હેરાન કરી મૂક્યો હતો. પરંતુ માનસિક શાંતિ મળે તો શારીરિક દુઃખ વધુ નથી ખટકતું.

સજ્જને રાત્રે જ કુમારને બહાર કાઢયો હતો. ઘર બંધ કરી દીધું હતું. સજ્જનના પિતાજી કુમારને મળ્યા. બીજો એક 'વોસિરી' બ્રાહ્મણ પણ ત્યાં આવ્યો હતો.

કુમારપાળે સજ્જનના પિતાજીને ખૂબ ધન્યવાદ આપ્યા. અને પોતાના પ્રાણ બચાવવા ખાતર સજ્જનને તે ભેટી પડયો.

'કુમાર; હવે તમે અહીંથી દૂર પ્રદેશમાં ચાલ્યા જાઓ. આ "વોસિરી" બ્રાહ્મણ તમારી સાથે આવશે, આપણો પૂર્ણ વફાદાર મિત્ર છે.'

'હે પિતાતુલ્ય ! તમે મારા કુટુંબને ઉજ્જૈન પહોંચાડી દેજો, જેથી હું કૌટુંબિક ચિંતાથી મુક્ત બનીને મારું રક્ષણ કરી શકું.'

સજ્જન કુંભારના પિતાએ કુમારપાળની જવાબદારી લઈ લીધી અને એક રાત્રે અંધકારમાં વોસિરી બ્રાહ્મણની સાથે કુમારપાળ દહીંસ્થળ છોડીને ખંભાત તરફ ચાલી નીકળ્યો.

વેશપલ્ટો કરી નાખ્યો હતો. કોઇ પણ વ્યક્તિ કુમારપાળને ઓળખી શકતી ન હતી. 'વોસિરી' બ્રાહ્મણ અલબત્ત લોભી હતો; પરંતુ વફાદાર હતો, તેથી મિત્રતા ટકાવી રાખવી —રાખવાનું તે આવશ્યક સમજતો હતો. જેની સાથે મિત્રતા ટકાવવી હોય, તેની સાથે નીચેની બાબતો સાચવવી જોઇએ :

૧. સાથે બેસીને જમવું.
૨. તેનું ખાવું અને પોતાનું તેને ખવડાવવું.
૩. દુઃખ તેમજ સુખની વાત કહેવી.
૪. મિત્રના સુખદુઃખની વાત સાંભળવી.
૫. તેની ભેટ સહર્ષ સ્વીકારવી.
૬. પ્રસંગોચિત તેને સપ્રેમ ભેટ દેવી.

કુમારપાળ 'વોસિરી' બ્રાહ્મણની સાથે આ છ વાતોનું સારી રીતે પાલન કરતો હતો. ક્યારેક 'વોસિરી' બ્રાહ્મણ અયોગ્ય વર્તાવ કરતો તો પણ કુમારપાળ ગુસ્સો કરતો નહિ બંને મિત્રો ગામ...નગરમાં ફરતા ફરતા ખંભાત પહોંચી ગયા.

ખંભાતને દરવાજે બંને મિત્રો બેઠા.

એક અદ્ભુત દૃશ્ય બંને મિત્રોએ જોયું.

એક ખૂબ લાંબો સર્પ ! તેના માથા પર કાચંડો નાચતો હતો !

આ દૃશ્યને એક મહાપુરુષ પણ જોઈ રહ્યા હતા. તેમને આશ્ચર્ય એ બાબતનું થઈ રહ્યુ હતું કે 'આ અદ્ભુત શુકન કયા ભવ્ય પુરુષને થઈ રહેલા છે ?' તે મહાપુરુષ હતા આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિ.

આચાર્યે હવે આસપાસ જોયું...કુમારપાળની ભવ્ય મુખ-મુદ્રાને જોઈ...કુમારપાળે આવીને આચાર્યના ચરણોમાં વંદના કરી. આચાર્ય ભગવાને 'ધર્મલાભ'ના આશીર્વાદ આપ્યા.

'પ્રભુ ! ગામ....ગામ... ભટકી રહ્યો છું...' કુમારપાળનું હૈયું આ મહાપુરૂષના પ્રથમ દર્શને જ ખુલી રહ્યું હતું.

પોતાનું દુઃખ...પોતાની હૃદયવ્યથા કુમારપાળે આચાર્ય ભગવાનની આગળ કહેવાની શરૂઆત કરી.

'હે કૃપાવંત ! હું કમનસીબ એક માનવી છું. ગુર્જર-નરેશ સિદ્ધરાજથી ખૂબ ત્રાસી ગયો છું. નથી શાંતિ કે નથી સુખ...રાત્રે ઊંઘ નહિ અને દિવસે આરામ નહિ. હે પ્રભુ ! શાંતિનો રસ્તો બતાવો.' કુમારપાળની આંખો આંસુથી ભીની થઈ ગઈ.

આચાર્ય ભગવંતે કુમારપાળના માથા પર હાથ ફેરવ્યો અને કહ્યું :

'કુમારપાળ ! ચિંતા છોડી દે. આજ તને શ્રેષ્ઠ શુકન થઇ રહેલા છે. જો આ સર્પને ! વિ. સં. ૧૧૯૯ના મહા વદ ચોથ ને રવિવારને દિવસે 'પુષ્ય' નક્ષત્રમાં તારો રાજ્યાભિષેક થશે. તું હવે ચિંતા છોડી દે. હવે વધુ મુસીબત આવશે નહિ.'

આ વાર્તાલાપ થઇ રહ્યો હતો, ત્યાં ખંભાતના મહામંત્રી ઉદયન પણ પધાર્યા. હેમચંદ્રસૂરિજી એક ગરીબ જેવી વ્યક્તિ સાથે પ્રસન્નમુદ્રાથી વાત કરી રહ્યા છે. આ જોઈને મહામંત્રી અટકી ગયા. આચાર્યશ્રીએ ઉદયન મહામંત્રીની જિજ્ઞાસા જાણી લીધી હતી. તેમણે મહામંત્રીને કુમારપાળનો પરિચય કરાવ્યો, કુમારપાળના ઉજ્જવળ ભવિષ્યનો ઉલ્લેખ કર્યો, અને સાથે સાથે વર્તમાનકાલીન સંકટથી ભરપૂર સ્થિતિ પણ બતાવી દીધી, ઉદયન મંત્રીએ કુમારપાળને ઘેર લઈ જવા વિનંતી કરી;

આચાર્યદેવે કુમારને મહામંત્રીનો પરિચય કરાવ્યો અને તેમને ઘેર નિશ્ચિંત બનીને જવાનું કહ્યું.

કુમારપાળને ધીરજ બંધાણી. આચાર્યદેવનાં વચનો પર તેને પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઈ.

વોસિરી બ્રાહ્મણે આગળ પ્રયાણ કરી દીધું. અને કુમારપાળ ઉદયન મહામંત્રીના નિવાસસ્થાન પર પહોંચી ગયા.

ગુપ્તતા તો રાખવામાં આવી, છતાંય સિદ્ધરાજને કાને વાત પહોંચી ગઈ કે 'કુમારપાળ ખંભાતમાં ઉદયનમંત્રીને ઘેર છે.'

સૈન્યે ખંભાતને ઘેરી લીધું. સિદ્ધરાજના સેનાપતિએ ઉદયન મંત્રીના નિવાસમાં પ્રવેશ કર્યો. પરંતુ તે પહેલાં તો મહામંત્રીએ કુમારપાળને આચાર્ય ભગવંતની પાસે ઉપાશ્રયમાં મોકલી દીધો હતો. સેનાપતિએ રોકટોક વગર ઉદયન મંત્રીના મહાલયમાં કુમારપાળની શોધ કરી પણ કુમારપાળ મળે કયાંથી ?

અહીં પણ કોઈ ચાડીખોરે કહી દીધું કે 'કુમારપાળ હેમચંદ્રસૂરિના જ્ઞાનમંદિરમાં છે.'

આ બાજુ કુમારપાળ જ્ઞાનમંદિરના ભોંયરામાં સંતાઈ ગયો હતો. અને ભોંયરાને દરવાજે ચોપડીઓનો થડકલો-ઢગલો કરવામાં આવ્યો હતો. સેનાપતિ આવ્યો; આખા જ્ઞાન-મંદિરને તપાસ્યું, પરંતુ નિરાશ થઇને પાછો ચાલ્યો ગયો.

જ્યારે સેનાપતિ ખંભાત છોડીને ચાલ્યો ગયો, ત્યારે હેમચંદ્રસૂરિજીએ કુમારપાળને ભોંયરામાંથી બહાર કાઢયો અને કહ્યું કે 'તું પરદેશ ચાલ્યો જા. હવે તારા પર કોઇ આફત આવશે નહિ. પરંતુ પરદેશમાં આ સાત વાતોનું ધ્યાન રાખવું.'

૧. જ્યાં શત્રુ વધારે હોય તેવી નગરીનો ત્યાગ કરવો.

૨. જ્યાં પોતાના સ્નેહી ન હોય, ત્યાં વાદવિવાદ ન કરવો.

૩. જૂના મકાનનો ત્યાગ કરવો.

૪. સ્નેહ વગરના સંબંધીનો ત્યાગ કરવો.

૫. ફળહીન ધર્મનો ત્યાગ કરવો.

૬. દયાહીન ધર્મનો ત્યાગ કરવો.

૭. પરસ્ત્રીસમાગમનો ત્યાગ કરવો.

કુમારપાળ ગુરુદેવને વંદન કરીને, એમના આશીર્વાદ લઈને પરદેશ તરફ ચાલી નીકળ્યો અને એક દિવસ હેમચંદ્રસૂરિજીની ભવિષ્યવાણી મુજબ ગુજરાતનો સમ્રાટ રાજા કુમારપાળ બન્યો. કુમારપાળે ગુજરાતમાં જૈનધર્મનો ઘણો ફેલાવો કર્યો અને પોતે જૈનધર્મી બનીને મહાન અહિંસક બન્યા.



'તું શું નથી જાણતો કે નવરાત્રના દિવસોમાં મને પશુઓનો ભોગ ચડાવાય છે ?'

'જાણું છું દેવી ! પણ મારા પૂર્વજોએ એવી હિંસામાં ભલે ધર્મ માન્યો, હું એમ નહિ કરી શકું. નિરપરાધી નિઃસહાય પશુઓની હત્યા મારે હાથે હરગીઝ નહિ થઈ શકે...'

'આ તારો આખરી નિર્ણય છે ?'

'એકદમ આખરી અને અટલ નિર્ધાર.'

અને

# અહિંસાનો

# અરુણોદય...



નવરાત્ર એટલે હિન્દુઓનો પવિત્ર તહેવાર.

કંટકેશ્વરી દેવીના ઉપાસક પૂજારીએ પરમાર્હત્ ગુર્જરેશ્વર કુમારપાળને પ્રણામ કરીને વિનયથી કહ્યું :

'રાજેશ્વર ! રાજ્યમાં નવરાત્રના પવિત્ર તહેવાર ચાલી રહ્યા છે. દેવી કંટકેશ્વરીના મંદિરમાં ખૂબ ધામધૂમથી નવરાત્રનો મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. રાજન્ ! દેવી કંટકેશ્વરીનો આદેશ છે કે નવરાત્રના સાતમે દિવસે સાતસો પશુઓનો, આઠમે દિવસે આઠસો અને નવમે દિવસે નવસો પશુઓનો ભોગ ચડાવવો...'

પૂજારી પોતાનું કહેવું પૂરું કરે ત્યાં જ...

'પૂજારીજી ! એ બને જ કેવી રીતે ? શું પશુઓમાં જીવ નથી ? તેમનો વધ કરવાથી શું તેમને દુઃખ અને વેદના નહિ થાય ? નહિ, પૂજારીજી નહિ. આ તો અધર્મ છે. હત્યાકાંડ છે. પાપ છે....'

'ગુર્જરેશ્વર ! આ તો સેંકડો વર્ષથી ચાલી આવતી આપણી રાજ્ય–પરંપરા છે. નવરાત્રના દિવસોમાં આટલા પશુઓનું બલિદાન દર વરસે અપાતું આવ્યું છે અને તેનો પ્રબંધ રાજ્ય તરફથી જ થતો આવ્યો છે...'

'બંધ કરી દો આ હિંસક પરંપરા. મારા રાજ્યમાં પશુ–પંખીઓને પણ માનવની જેમ જ નિર્ભયતાથી જીવવાનો અધિકાર છે.'

કુમારપાળનો કરુણાથી બુલંદ અવાજ રાજખંડમાં પડઘાઈ રહ્યો.

'પ...ણ મહારાજ!' પૂજારી ભયથી ધ્રૂજી રહ્યો.

'બોલો! શું કહેવું છે બીજું તમારે?'

'રાજેશ્વર! દેવીને પશુઓનો ભોગ નહિ ધરાય તો દેવીનો પ્રકોપ રાજ્ય પર ઉતરશે...'

'હં...'

કુમારપાળ ગંભીર બની ગયા. વાતાવરણમાં બે મિનિટ અકળાવી મૂકે તેવો સન્નાટો છવાઈ ગયો. એ સન્નાટાને તોડતાં કુમારપાળે કહ્યું:

'પૂજારીજી! દેવીના ભયથી ડરો નહિ. નિર્ભય બનો. નચિંત થઈ જાવ. દેવી તમને કશો જ ઉપદ્રવ નહિ કરે. હું તેને ભોગ ધરવાની ના પાડું છું, આથી દેવીનો જે પ્રકોપ ઉતરશે તે હું સહી લઇશ.'

પૂજારી નિરાશ અને ભયભીત હૈયે પાછો ફર્યો. દેવીના મંદિરે જઇ મૌન પ્રાર્થના કરી અને પોતાના ઘરે ગયો.

પાટણની ધરતી પર આસો સુદની ધવલી રાત ઉતરી. પાટણવાસીઓ રાજાના ભરોસે નિરાંતની ઊંઘ માણી રહ્યા હતા, પણ જેના પર ભરોસો મૂકયો હતો તે કુમારપાળની ઊંઘ આજ ઊડી ગઈ હતી. ધર્મના નામે દેવીને પશુબલિ

દેવાની વરસોથી ચાલી આવતી કુપ્રથાને બંધ કરી દેવાનો નિર્ણય જાહેર કરી દીધો હતો, તેથી એક સમ્યક્ અને સમયસરનો નિર્ણય લેવાનો હૈયે આનંદ હતો. સાથે જ દેવીના સંભવિત પ્રકોપના પરિણામની ચિંતા પણ હતી. પ્રકોપથી પ્રજાજનોને સહન ન કરવું પડે તેની સમ–સંવેદનાથી તે મોડી રાતે પણ ઉદ્વિગ્ન હતા.

તેમનો આત્મા વારંવાર કહી રહ્યો હતો કે 'જે થવાનું હોય તે થાય, ભલે પ્રાણ ચાલ્યા જાય. રાજ્ય ચાલ્યું જાય, પરંતુ અબોલ, અસહાય પશુઓની હત્યા તો મારા રાજ્યમાં ન જ થાય. હિંસાના બદલામાં મળતા દેવીના આશીર્વાદ મને નથી ખપતા.'

ત્યાં તેમણે પોતાના નામનો અવાજ સાંભળ્યો. ચારે બાજુ જોયું. સાદ પાડનાર દેખાયું નહિ. પ્રકટ પૂછ્યું: 'કોણ છો ?'

'કુમારપાળ ! હું દેવી કંટકેશ્વરી છું.'

'પધારો દેવી ! પ્રેમથી પધારો ! આટલી રાતે આપે આજ મહેલમાં પધારવાની કેમ કૃપા કરી ?'

'તું શું નથી જાણતો કે નવરાત્રના દિવસોમાં મને પશુઓનો ભોગ ચડાવાય છે ?'

'જાણું છું, દેવી ! પણ મારા પૂર્વજોએ એવી હિંસા કરી ભલે તેમાં ધર્મ માન્યો, હું એમ નહિ કરી શકું. નિરપરાધી, નિઃસહાય પશુઓની હત્યા મારે હાથે હરગીઝ નહિ થઇ શકે.'

'આ તારો આખરી નિર્ણય છે ?'

'એકદમ આખરી અને અટળ નિર્ધાર !'

'તો લે, જો...'

દેવી પ્રકટ થઈ. વિખરાયેલા વાળ, સળગતા લોખંડના ગોળા જેવી લાલચોળ આંખ, હાથમાં ત્રિશૂળ, ભયાનક રૂપ હતું. દિવસે જોતાંય છળી મરાય, ત્યારે આ તો મધરાત!

પણ કુમારપાળનું રૂંવાડુંય ન ફરકયું. શાંત અને સ્વસ્થ હતા એ. ખૂબ જ સ્પષ્ટતાથી કહ્યું:

'દેવી! ડરાવીને તમે મારી પાસેથી હિંસા નહીં કરાવી શકો. તમને ભોગ ધરવા હું તૈયાર છું પણ પશુ-ભોગ સિવાય બીજું કંઈ પણ માંગો. હિંસા સિવાય કંઇ પણ માંગો. પ્રેમથી હું તે આપના ચરણોમાં ધરીશ.'

'મારે પશુબલિ જ જોઈએ.'

'મારા જીવતાં એ કદી નહિ બને.'

'તો ભોગવ તારી જીદનું પરિણામ.' એમ કહીને દેવીએ કુમારપાળના માથા પર ત્રિશૂલ ફટકાર્યું અને અદૃશ્ય થઈ ગઈ.

ત્રિશૂલપ્રહારથી કુમારપાળ બેહોશ થઈ જમીન પર ઢળી પડયા. રાત આખી બેહોશીમાં રહ્યા. કોઈ ઉપચાર તેમને હોશમાં લાવવા માટે કામ ન આવ્યા. સવારે આપોઆપ હોશ આવવા લાગ્યા.

પણ આ શું? કુમારપાળને જોઇને સૌ ચિત્કારી ઊઠયા.

તેમના આખાય શરીર પર કોઢ ફૂટી નીકળ્યો હતો. ચહેરો વિકૃત બની ગયો હતો. કોઢની વેદનાથી તે 'અરિ-હંત, અરિહંત' બોલતાં કણસાઈ રહ્યા હતા.

કુમારપાળને કોઢ નિકળ્યાના સમાચાર જોતજોતામાં ચારે બાજુ ફેલાઈ ગયા. મહામંત્રી ઉદયન તરત જ રાજ-મહેલમાં દોડી આવ્યા. તેમના ચહેરા પર ચિંતા અને દુઃખ જોઈ કુમારપાળે કહ્યું :

'મંત્રીશ્વર ! ચિંતા કરવાનું કારણ નથી. આ તો હિંસા–અહિંસાના ધર્મયુદ્ધનું પરિણામ છે. નારાજ થયેલી દેવીએ કરેલો આ ઉપસર્ગ છે. પણ મને આ રોગની કોઇ જ ચિંતા નથી, ભલે આ રોગમાં મારા પ્રાણ ચાલ્યા જાય. તમને પણ કહું છું : 'મારી આ શારીરિક વેદના જોઈ તમે નિર્બળ ન બનશો. મારી જેમ તમે પણ ધર્મ નિર્ણયમાં અડગ રહેજો'.

'ધન્ય મહારાજ ! ધન્ય ! આપનાં સત્ત્વ અને સહન-શીલતા અદ્ભુત છે. આપની ધર્મદૃઢતાની જેટલી અનુમોદના કરું તેટલી ઓછી છે. મને શ્રદ્ધા છે કે તમારા આ ધર્મપ્રેમના પ્રભાવથી જ કોઢ મટી જશે.'

'મંત્રી ! રોગની મને જરાય ચિંતા નથી. આ શરીર ક્યારેક તો પડવાનું છે ને ? તો ભલે એ ધર્મની રક્ષા માટે પડી જાય. મારી તો બસ એક જ કામના છે કે મારા રાજ્યમાં અહિંસાધર્મનું પ્રવર્તન થાય. કોઈ કોઇની હિંસા ન કરે. સૌના હૈયે અહિંસાનું આસન હોય.'

'ગુજરેશ્વર ! આપની આ પવિત્ર ભાવના જરૂર પૂર્ણ થશે. સમગ્ર રાજ્યમાં અહિંસાધર્મનો જયઘોષ થશે. કોઈ નિરપરાધી, નિઃસહાય જીવની હત્યા નહિ કરે. ધર્મના નામે ચાલતી બધી જ પ્રથાઓ અને પ્રવૃત્તિઓ બંધ કરી જ દેવાશે.'

મંત્રીશ્વર ઉદયનની નિશ્ચયાત્મક વાણી સાંભળી કુમારપાળનો ચહેરો ખીલી ઊઠયો. 'આ કાર્યમાં શાસનદેવતાઓ તમને સહાય કરશે.'

રાજેશ્વરના આશીર્વાદ લઈ મંત્રી ઉદયન પોતાની હવેલીએ પાછા ફર્યા ત્યારે એક જ વિચાર તેમના મગજમાં રમી રહ્યો હતો. 'દેવીના આ ઉપસર્ગનું નિવારણ કેવી રીતે થાય?' ખૂબ વિચારમંથનને અંતે તેમને આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની યાદ આવી. તુરત જ તે ઉપાશ્રયે પહોંચ્યા. આચાર્યશ્રીને વિધિવત્ વંદન કરી ચિંતાથી ચચરતા અવાજે કહ્યું :

'ગુરુદેવ ! ગુર્જરેશ્વર અત્યારે સંકટમાં છે.'

'કયા સંકટમાં ?'

મંત્રી ઉદયને અથથી ઇતિ સુધી બધી વાત કરી. તે સાંભળીને આચાર્યશ્રીએ કહ્યું :

'કુમારપાળે કંટકેશ્વરીને બલિ દેવાનો ઈન્કાર કર્યો તે સારું કર્યું. એથી સમસ્ત ગુજરાતમાં પશુ–બલિની હિંસક કુ–પ્રથાનો અંત આવી જશે. સાચે જ કુમારપાળની ભાવના અનુમોદનીય છે.'

આટલું કહીને આચાર્ય પદ્માસનમાં બેઠા. આંખો બંધ કરી. અને ધ્યાનમાં લીન થઈ ગયા. તેમને ધ્યાનસ્થ જોઇને ઉદયનનો જીવ હેઠો બેઠો. તેને આચાર્યની દિવ્યશક્તિ પર ભારોભાર શ્રદ્ધા હતી. ઉદયનને ખબર હતી કે આચાર્યશ્રી શાસ્ત્રવિશારદ ઉપરાંત મંત્રવિદ્ પણ હતા અને

મંત્રવિદ્યાના પણ સિદ્ધ જ્ઞાતા હતા. આથી દેવીનો ઉપદ્રવ શાંત કરવો એ તેમને મન રમત હતી.

ધ્યાન પૂર્ણ કરી આચાર્યે મંત્રીને કહ્યું : 'મહામંત્રી ! ચિંતાનું કોઈ કારણ નથી. તમને મંત્રેલું પાણી આપું છું તે પાણી કુમારપાળના શરીર પર છાંટજો અને કુમારપાળને પરમાત્મા પાર્શ્વનાથનું સ્મરણ કરવા કહેજો. તેનાથી રોગનું તરત જ શમન થઈ જશે.'

'જેવી આપની આજ્ઞા, ગુરુદેવ !' ઉદયને વિનયથી મંત્રેલું જળ લીધું અને માર્ગમાં ક્યાંય ખોટી થયા વિના રાજ-મહેલ પહોંચી ગયા. તેમને પ્રણામ કરીને કહ્યું :

'મહારાજ ! પરમકૃપાળુ આચાર્યદેવના મંગલ આશીર્વાદથી દેવીના બધા જ ઉપસર્ગ દૂર થઈ જશે. તેઓશ્રીએ આપને પાર્શ્વનાથ ભગવાનનું નામસ્મરણ કરવા ફરમાવ્યું છે.'

'ગુરુદેવની આજ્ઞા મારે મન ભગવાનની આજ્ઞા છે.' કહી તે મનમાં ઉવસગ્ગહરં ગણવા લાગ્યા. જાપ કરતાં તેમણે આંખો બંધ કરી ત્યારે ઉદયને હળવેથી તેમના શરીર પર મંત્રેલા પાણીનો છંટકાવ કર્યો.

આશ્ચર્ય !

થોડી જ વારમાં કુમારપાળ નિદ્રાધીન થઇ ગયા. ઉદયન તેમને ધ્યાનથી જોઇ રહ્યા, અન્ય પરિવારના જનો પણ ચિંતા અને કુતૂહલથી બધું જોઇ રહ્યા હતા. તેમણે જોયું : કોઢથી ફદફદી ગયેલું શરીર ધીમે ધીમે નિરોગી બનતું જતું હતું. ફોલ્લા બધા ફૂટી ગયા, ઘા પૂરાઈ ગયા. રૂક્ષ

ચામડી સ્નિગ્ધ બની ગઈ. આંખના પલકારામાં તો ચહેરો તેજથી ઝળહળી રહ્યો, થોડા સમય બાદ કુમારપાળે આંખ ખોલી તો જાણે કંઈ બન્યું જ ન હતું. એ સંપૂર્ણ નિરોગી અને સ્વસ્થ હતા. એક દુઃસ્વપ્ન આવ્યું અને ચાલ્યું ગયું. ગુરુદેવ પ્રત્યે તેમનું હૈયું ઉપકારભાવથી ગદ્ગદ્ થઈ ગયું.

'મંત્રીશ્વર ! મારો રથ તૈયાર કરાવો, હું હમણાં જ ગુરુદેવના વંદન માટે જવા માંગું છું.'

રથ આવતાં સુધીમાં પોતે સ્વચ્છ કપડાં પહેરી તૈયાર થઇ ગયા. રથ આવતાં જ તેમાં બેસી તે ઉપાશ્રયે પહોંચ્યા.

વિધિપૂર્વક આચાર્યદેવને વંદન કરી કુમારપાળ વિનયથી બેઠા. ત્યાં તેમણે કોઇ સ્ત્રીના રડવાનો અવાજ સાંભળ્યો. તેમને થયું : 'અહીં ઉપાશ્રયમાં સ્ત્રી ક્યાંથી ? અને સ્ત્રી હોય તોપણ તે આમ દુઃખથી રડે છે કેમ ? સ્ત્રી તો કોઈ દેખાતી નથી. તો એના રડવાનો અવાજ ક્યાંથી આવે છે ?'

કુમારપાળના મનોભાવ જાણીને આચાર્યે કહ્યું : 'એ રડવાનો અવાજ કંટકેશ્વરીનો છે. તેને અહીં બાંધી દેવામાં આવી છે તેથી તે રડી રહી છે.'

'ગુરુદેવ ! મારાથી એનું રડવું સહન નથી થતું. બિચારી કેટલી દુઃખી છે ? આપ એને મુક્ત કરો !'

'રાજન્ ! દેવી મારી શરત મંજુર રાખે તો તેને મુક્ત કરું.'

'દેવી ! ગુરુદેવની શરત મંજુર રાખો !' કુમારપાળે કંટકેશ્વરીને દયાથી વિનંતી કરી.

'આચાર્ય ભગવંતની બધી શરત મને મંજુર છે આજ્ઞા કરો ભગવંત!' દેવીએ કહ્યું.

'તો આજથી હવે તારે કદી પશુબલિ લેવાનો નહિ અને સમસ્ત ગુજરાતમાં જીવની રક્ષા કરવાની જવાબદારી તારી.'

'તહત્તિ ગુરુદેવ! આપની આજ્ઞાનું હું જરૂર પાલન કરીશ.'

આચાર્યદેવે દેવીને મુક્ત કરી. દેવીએ કુમારપાળની ધર્મદૃઢતાની અનુમોદના કરી. આચાર્યદેવે પણ ભૂરિ ભૂરિ પ્રશંસા કરી અને કહ્યું: 'કુમારપાળ! તમે ખરેખર પરમાર્હત્ છો. દેવીના ઉપસર્ગમાં પણ વિચલિત થયા વિના તમે અહિંસા ધર્મનો જયજયકાર કર્યો છે. તમારી આ ધર્મભાવના ચિરકાળ ટકી રહો અને શાસનની ખૂબ ખૂબ પ્રભાવના કરો.'

બસ, ત્યારથી કુમારપાળને આજ સુધી પરમાર્હત્ કુમારપાળ તરીકે સંબોધવામાં આવે છે.



# સ્વર્ગ અને નરક

પરમાર્હત્
કુમારપાળ રાજાએ
સ્વર્ગ
અને નરકનું
તાદૃશ્ય
ચિત્ર
ચિતરાવીને
કાશીનરેશ
રાજા જયચંદ્રને
મોકલ્યું.
અને
હિંસાના નરકમાં
જીવતું
કાશી
ધરતી પર
અહિંસાનું સ્વર્ગ
બની ગયું...

# નરક અને સ્વર્ગ



કુમારપાળ અને જયચંદ્ર સમકાલીન રાજવી હતા.

કુમારપાળ ગુજરાતના રાજેશ્વર હતા. જયચંદ્ર કાશી દેશના.

પરમાર્હત્ કુમારપાળને ખબર પડી કે કાશીદેશમાં ઘોર જીવહિંસા થઇ રહી છે. રાજા જયચંદ્ર માંસાહારી બન્યો છે અને કાશીના પ્રજાજનોમાં પણ માંસાહાર વ્યાપક બન્યો છે.

પ્રાણીમાત્રને મિત્ર માનનાર, સમગ્ર જીવસૃષ્ટિની જીવની જેમ સંભાળ રાખનાર કુમારપાળનું હૈયું આ ખબરથી કરુણાથી આર્દ્ર બની ગયું. અબોલ, અસહાય અને નિર્દોષ પશુ–પંખીઓના ચિત્કારથી તેનું અંતર વલોવાઇ ગયું તેમણે કાશીપતિને ઘોર હિંસામાંથી ઉગારી લેવાનો નિર્ણય કર્યો.

રાજાના હુકમથી રાજ્યનો કુશળ ચિત્રકાર કુમારપાળ સામે પ્રણામ કરીને ઊભો રહ્યો. રાજાના વિચાર અને ભાવ તેમજ કલ્પના મુજબ થોડા સમયમાં બે ચિત્રો બનાવી દીધાં-

એક ચિત્ર હતું સ્વર્ગનું,

બીજુ હતું નરકનું.

બંને ચિત્રોમાં રાજા કુમારપાળને અને રાજા જયચંદ્રને પણ કલાત્મક રીતે ચિતર્યા હતા. ચિત્રમાં લાક્ષણિક મુદ્રામાં બંને ઊભા હતા.

જયચંદ્ર ઊભો છે. તેની સામે કુમારપાળ બે હાથ જોડી કરુણાથી પ્રાર્થના કરે છે : 'કાશીપતિ ! એ અબોલ અને અસહાય પશુ–પંખીઓની હત્યા ન કરો ! ન કરો ! તેમને પણ પોતાનું જીવન છે, તેમનેય આપણી જેમ જીવવાનો અધિકાર છે. પોતાના સ્વાદ અને સ્વાર્થ માટે જે મનુષ્ય જીવોની હત્યા કરે છે, તેમને ચીરીને, તેમનું માંસ ખાય છે, તે મનુષ્ય મરીને નરકે જાય છે.'

'જુઓ, આ છે નરકના જીવો ! તેઓ કેવી ઘોર વેદના સહી રહ્યા છે ? જીવહિંસા કરનાર મનુષ્યો આવી નરકમાં અબજો વર્ષ સુધી દુઃખ અને વેદનામાં રીબાય છે.'

'કાશીપતિ ! મરણ પછીની ગતિનો વિચાર કરો. નરકની નિમંત્રણ–પત્રિકા ન લખો ! ન લખો !'

'તમે શું નરક ગતિમાં જવાનું પસંદ કરશો ? ના, કાશીપતિ ! ના. માનવજીવનને દુર્લભ એવા માનવજીવનને જીભના ચટકાને ખાતર માંસાહાર કરીને બરબાદ ન કરો.'

'કાશીપતિ, હું બે હાથ જોડી તમને કાકલૂદી કરું છું. જીવો ને જીવવા દો. પશુ–પક્ષીઓને અભયદાન આપો. અહિંસાધર્મનું તમે પાલન કરો. પ્રજાની જેમ જ, પુત્રની જેમ જ પશુ–પક્ષીઓની પણ સંભાળ લો.'

આ જુઓ છો ને બીજું ચિત્ર ? એ સ્વર્ગ છે. અહિંસામય જીવન જે જીવે છે તે સ્વર્ગના આવા અનુપમ સુખ ભોગવે છે.'

કુમારપાળ ચિત્રની સજીવતા જોઇને ખુશ થઇ ગયા. ચિત્ર ખૂબ જ સુંદર અને ભાવવાહી બન્યું હતું. તેમણે આ ચિત્ર પોતાના કુશળ મંત્રીને આપ્યું અને તે લઇને કાશી

જવા કહ્યું. ચિત્રની સાથે મંત્રીને બે કરોડ સુવર્ણ મુદ્રા, બે હજાર અશ્વ અને કેટલાંક મૂલ્યવાન રત્નો પણ આપ્યાં અને કહ્યું કે કાશીપતિ જયચંદ્રને આપણા તરફથી આ બધું ભેટ ધરજો અને મારો આ વિનંતીપત્ર તેમને હાથો હાથ આપજો.'

મારતા ઘોડે મંત્રી કાશી પહોંચ્યા. રાજેશ્વરનો વિનંતીપત્ર અને મંત્રી આપ્યાં.'

કુમારપાળે પત્રમાં રાજા જયચંદ્રની મૈત્રીની માંગણી કરી હતી અને મુદ્રાઓ તેમજ અશ્વો વગેરેનો ઉપહાર સપ્રેમ સ્વીકારી લેવા વિનંતી કરી હતી.

જયચંદ્રે પત્ર વાંચી લીધો છે, એ જોઈ મંત્રીએ મુદ્રાઓ રાજાના ચરણે ધરી દીધી અને બે હજાર અશ્વો અશ્વશાળામાં મોકલવા માટે વિનંતી કરી.

ત્યારબાદ જયચંદ્રે ચિત્ર જોયું. એ ચિત્ર જોતો જ રહ્યો. ચિત્ર જોતાં જોતાં જ તેણે કહ્યું : 'મંત્રીશ્વર ! ગુર્જરેશ્વરની ભેટનો હું સહર્ષ સ્વીકાર કરું છું અને આજથી હું તેમને મારા મિત્ર તરીકે વધાવું છું.'

મંત્રીએ આ તક ઝડપી લીધી. તેમણે કહ્યું : 'દયાળુ રાજેશ્વર ! આપના જેવો મિત્ર મેળવીને ગુર્જરેશ્વર જરૂર પ્રસન્ન થશે. પરંતુ મિત્રની ફરજ છે કે દુઃખ પહોંચે તેવું ન કરવું. મિત્રના હૈયાને આપ તો જાણો જ છો કે ગુર્જરેશ્વર અહિંસાપ્રેમી છે. ભૂલથી પણ 'માર' શબ્દ બોલાઈ જાય તો તે ઉપવાસ કરી તેનું પ્રાયશ્ચિત્ત કરે છે. તેમની રગેરગમાં જીવદયા અને આત્મભાવ રમે છે.

'રાજેશ્વર ! મારી આપને પ્રેમપૂર્વક પ્રાર્થના છે કે આપ પણ આપના મિત્રની જેમ અહિંસાપ્રેમી બનો, કાશી દેશમાં સર્વત્ર અહિંસાની ઘોષણા કરાવો. આપના રાજ્યમાં સ્વાદ કે સ્વાર્થ માટે કોઈપણ પશુ–પંખીની હત્યા ન થાય તેવો પડહ વગડાવો.'

'આપ તો સુજ્ઞ છો ! વિશેષ શું કહું ? પરંતુ શ્રદ્ધાથી કહું છું કે એ મૂંગા–પશુ–પંખીઓને અભયદાન આપવાથી તેમના જે અંતરના આશીર્વાદ આપને મળશે તેથી આપનું જીવન જ નહિ પરંતુ કાશી દેશની સમગ્ર પ્રજાનું જીવન સુખ–સમૃદ્ધિથી સભર બની રહેશે...'

એક બાજુ ચિત્રની અસર અને બીજી બાજુ મંત્રીની કરુણાભીની વિનંતી ! રાજા જયચંદ્રનું હૈયું ભાવવિભોર બની ગયું ! આર્દ્ર સ્વરે તેણે કહ્યું :

'મંત્રીશ્વર ! સાચે જ ગુર્જરેશ્વરે કુમારપાળના આ ચિત્રે અને તેમના વિનંતી પત્રે મારી બંધ આંખો ખોલી નાંખી છે. તેમણે મને અને મારી પ્રજાને 'જીવો અને જીવવા દો'–ની એક નવી જ, જીવનદૃષ્ટિ બક્ષી છે. હું તેમનો ખૂબ ખૂબ આભારી છું.'

'મિત્રો તો મારે ઘણા છે. પણ કુમારપાળ તો મારા કલ્યાણમિત્ર છે. તેમની મૈત્રી પામીને આજ મારું જીવન ધન્ય બન્યું છે.'

મંત્રીશ્વર ! શુભ કામમાં ઢીલ શી ? આપ ગુજરાત પાછા ફરો તે પહેલાં આ ઘોષણા પણ સાંભળતા જાવ...'

જયચંદ્રે તે જ દિવસે રાજ્યભરમાં 'અમારિ' અહિંસાની ઘોષણા કરાવી.

'ધન્ય ! કાશીપતિ ! ધન્ય !

અહિંસાનો આ ધર્મદીપ અખંડ પ્રજ્વલિત રહો !' મંત્રીશ્વરે જયચંદ્રનો જયનાદ કર્યો.

કુમારપાળે આ બધો વૃત્તાંત સાંભળ્યો, ત્યારે તેમની આંખોમાં આનંદનાં આંસુ ઉછળી આવ્યાં. ગદ્‌ગદ્ સ્વરે તે બોલી ઊઠયા :

'ધન્ય ! જયચંદ્ર ! ધન્ય !'

અહિંસા ધર્મ તમારું કલ્યાણ કરો....'





શાકંભરીનરેશ અને સગા બનેવી પૂરણરાજના
હિંસાના કેફને ઉતારવા

•

પરમાર્હત્ કુમારપાળે યુદ્ધનું રણશીંગું ફૂંક્યું.

નાગી કેડકટારી બનેવીની છાતી પર ધરી.

પણ...

# સળગતો
# સૂરજમુખી





દેવલદેવી પરમાર્હંત્ કુમારપાળની બહેન હતી. તેનું લગ્ન શાકંભરી નગરીના રાજા પૂરણરાજ સાથે થયું હતું.

પૂરણરાજ શેતરંજનો ખૂબ જ શોખીન હતો. દેવલદેવી પણ શેતરંજ રમીને પતિના શોખને પૂરી કરતી. એક દિવસ બન્ને શેતરંજ ખેલી રહ્યા હતાં. બાજી બરાબરની જામી હતી. પૂરણરાજ રાણીને હેરાન કરવા વારંવાર સોગઠી ખસેડતા બોલતો : 'માર...મા...ર...'

દેવલદેવી 'માર...માર...કાપો...' જેવા શબ્દોમાં ભાવહિંસા જોતી. આચાર્યદેવ શ્રી હેમચંદ્રસૂરિજીનો તેના પર અનહદ પ્રભાવ હતો. અહિંસાધર્મમાં તેને અતૂટ શ્રદ્ધા અને ભરપૂર પ્રેમ હતો.

જ્યારે પૂરણરાજને અહિંસાધર્મ પ્રત્યે નફરત હતી. આચાર્ય હેમચન્દ્રસૂરિ અને કુમારપાળને તે ધિક્કારતો. જૈનધર્મ પ્રત્યે તેને ઘૃણા હતી. આથી જ જાણી જોઈને, દેવલદેવીને આઘાત આપવા રમતના ઓઠા હેઠળ 'માર... માર...' કરીને પોતાની ઘૃણાને સંતોષતો હતો.

'સ્વામિન્! કૃપા કરી આપ માર...માર...'શબ્દો ન બોલો.' દેવલદેવીના અવાજમાં વિનમ્રતા હતી. કરુણાની ભીનાશ હતી.

'એ તો હું બોલવાનો.'

'મારાથી એ હિંસક શબ્દો સાંભળી શકાતા નથી. કૃપા કરી એવું ન બોલો.'

'બોલીશ તો તું શું કરીશ ?'

'ગુર્જરેશ્વરની આજ્ઞા છે 'માર' શબ્દ નહિ બોલવાની.'

'મને એ આજ્ઞા મંજુર નથી. બોલ! હવે તારે શું કહેવું છે ?'

'ભલે આજ્ઞા મંજુર ન હોય. મને એ શબ્દો સાંભળવા ગમતા નથી. એ શબ્દોમાંથી નીકળતા હિંસાના ભાવ મારાથી જીરવાતા નથી.'

'તોય હું તો બોલીશ જ. માર...માર...માર...'

'સ્વામિન્! આપની આ જિદ્દ છે. તમારું આ મિથ્યાભિમાન છે. આચાર્યદેવ, ગુર્જરેશ્વર અને જૈનધર્મ પ્રત્યે આપને ખોટો પૂર્વગ્રહ છે. આપને બે હાથ જોડી વિનંતી કરું છું, આપ જિદ્દ છોડો.'

'નહીં છોડું. મને તારા ધર્મ, ગુરુ અને ભાઈ પ્રત્યે ભારોભાર તિરસ્કાર છે. તે બધાને હું ધિક્કારું છું...'

પૂરણરાજનો અવાજ એકદમ ઊંચો થઇ ગયો. આંખોનો રંગ બદલાઈ ગયો.

દેવલદેવીથી હવે સહન ન થયું. રમત છોડી તે એકદમ ઊભી થઈ ગઈ. આથી બળતામાં ઘી હોમાયું. પૂરણરાજે ગુસ્સાથી દેવલને એક લાત લગાવી દીધી અને રાડ પાડીને કહ્યું :

'જા, તારા ભાઈને કહી દેજે, શાકંભરીનો રાજા પૂરણરાજ કુમારપાળથી જરાય ડરતો નથી....'

'અભિમાન ન કરો નાથ! આપે મને લાત મારી તેનું દુઃખ નથી. પરંતુ આપે મારા ધર્મ અને ધર્મગુરુની બેફામ નિંદા કરી છે તે મારા માટે અસહ્ય છે. આ માટે હું આપને માફ નહિ કરી શકું. આપ પણ સાંભળી લો કે મારા ધર્મ અને ધર્મગુરુની નિંદા કરનાર આપની જીભને ખેંચી કઢાવીશ ત્યારે જ આ મહેલમાં પગ મૂકીશ.'

અને દેવલદેવી મહેલના પગથિયાં સડસડાટ ઉતરી ગઈ. રોષ અને રીસથી તેનું સર્વાંગ ધ્રૂજી રહ્યું હતું. ધર્મનિંદા, ગુરુનિંદા અને ભ્રાતૃનિંદાથી તેના હૈયા પર સખત આઘાત લાગ્યો હતો. પોતાના મહેલમાં જઈ તેણે એક વિશ્વાસુ દૂતને ગુપ્તરૂપે કુમારપાળ પાસે મોકલ્યો અને પોતે પણ પાટણનો રસ્તો પકડ્યો.

બહેનના દૂતની વાત સાંભળી કુમારપાળ ગુસ્સાથી સળગી ઉઠ્યો. પણ ઉતાવળું પગલું ભરતાં પહેલાં તેણે બહેનની આવવાની રાહ જોઈ. દેવલદેવી થોડા દિવસમાં આવી પહોંચી. તેની પાસેથી બધી વિગતો વાત જાણી. કુમારપાળ માટે આ અસહ્ય વાત હતી.

'સેનાપતિ! શાકંભરી નગરી પર આક્રમણ કરવાની તૈયારી કરો.'

વિશાળ સેના સાથે કુમારપાળે શાકંભરી પહોંચી તેને ચારે બાજુથી ઘેરી લીધી.

પૂરણરાજ પોતાની નિર્બળતા જાણતો હતો. યુદ્ધમાં તે કુમારપાળને જીતી શકવાનો ન હતો, તેની તેને ખબર હતી. આથી તેણે કાવાદાવાનો આશરો લીધો. કુમારપાળની

યુદ્ધતાકાત ચકાસી જોવા તેણે એક ગુપ્તચરને કુમારપાળની યુદ્ધછાવણીમાં ઘૂસાડી દીધો.

ગુપ્તચરે યુદ્ધ છાવણી જોઈ તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો, છાવણીમાં સેંકડો હાથી, હજારો અશ્વ, રથ અને હજારો સુભટો હતા. સૌ સુભટો જાનવરોને પ્રેમથી પંપાળી રહ્યા હતા. અને એ યુદ્ધના જાનવરોને ગાળેલું પાણી પાવામાં આવતું હતું. દરેક સુભટ પોતાના હાથી કે અશ્વને બરાબર કાળજીથી પૂંજીને તેના પર સવાર થતો!

ગુપ્તચર નાગરિકના વેશમાં હતો. તે આ બધાથી ખૂબ જ પ્રભાવિત થઈ ગયો. તે કુમારપાળ પાસે પહોંચ્યો. તેમને પ્રણામ કરી વિનયથી પૂછ્યું:

'હે ગુર્જરેશ્વર! મને એ જાણીને આશ્ચર્ય થાય છે કે સૂક્ષ્મ જીવો પ્રત્યે પણ આપ અને આપના સુભટો આટલી બધી દયા અને કરુણા રાખો છો તો આપ સૌ યુદ્ધમાં શત્રુઓનો જીવ કેવી રીતે લઈ શકશો?'

'ભવ્યાત્મન્! હું નિર્દોષ અને નિરપરાધી જીવોની હત્યા નથી કરતો. એવા જીવોનો તો હું મિત્ર છું. પરંતુ જે અપરાધી છે, અન્યાયી છે તેમના માટે હું ધગધગતો જ્વાળામુખી છું...'

ગુપ્તચરે વધુ પ્રશ્ન ન કર્યા, જરુરી માહિતી મેળવી તે પૂરણરાજ પાસે પહોંચ્યો અને કહ્યું: 'રાજન્! ગુર્જરેશ્વરની સેના સામે આપણે ટકી શકીશું નહિ.'

પૂરણરાજે તરત રાજસભા બોલાવી સૌ સમક્ષ ઘોષણા

કરી : 'જે કોઈ કુમારપાળનો વધ કરશે તેને એક લાખ સોનામહોરનું ઇનામ અપાશે...'

ઘોષણા સાંભળી સભામાં સન્નાટો છવાઈ ગયો. કુમારપાળની હત્યા કરવી એ કંઈ બાળકનો ખેલ ન હતો. કોણ પોતાની જિંદગીનો જુગાર ખેલે ? પરંતુ સોનામહોરની લાલચ હતી. એ લાલચથી એક માળીએ આ દુઃસાહસ કરવાનું બીડું ઝડપ્યું. નાની કટારી પોતાના વસ્ત્રોમાં છૂપાવીને દુશ્મનની છાવણીમાં ઘૂસ્યો.

કુમારપાળ જિનોપાસક હતા, પરમાર્હત્ હતા. રોજ જિનેશ્વર ભગવંતની પૂજા કરતા. યુદ્ધમાં પણ જિનપૂજા કરતા. આ માટે યુદ્ધ–યાત્રામાં પણ જિનપ્રતિમા સાથે રાખતા અને યુદ્ધછાવણીમાં એક જિનમંદિર ઊભું કરતા. પૂજા માટે તે નિઃશસ્ત્ર બની જતા. માળીએ વિચાર્યું : 'મંદિરમાં જ કુમારપાળની હત્યા કરવાનું સરળ બની રહેશે. એ સમયે તે એકલા અને નિઃશસ્ત્ર હોય છે.'

અને એવા એક સમયે માળી ફૂલ આપવાને બહાને મંદિરમાં પહોંચ્યો. કુમારપાળે તેની પાસેથી ફૂલ લીધાં અને પ્રભુ–પૂજામાં તે લીન બની ગયા. આ તકનો લાભ લઈ માળી મંદિરમાં સાવધાનીથી દાખલ થયો. કુમારપાળ પરમાત્માના ધ્યાનમાં મગ્ન હતા. માળી વસ્ત્રોમાં સંતાડેલી કટાર બહાર કાઢી કુમારપાળની હત્યા કરવા આગળ વધ્યો...

એ માળી હતો. તેણે આજ સુધીમાં હાથમાં ફૂલ રાખ્યાં હતાં. હિંસક કટારી પકડવાનો તેને મહાવરો ન

હતો. આજ સુધી તેણે ફૂલ ચૂંટયા હતાં, કોઈની હત્યા કરી ન હતી. ધનના લોભે આજ તે કટારી લઈ કુમારપાળનું કાટલું કાઢી નાખવા તૈયાર થયો હતો.

તે નીકળ્યો હતો હત્યા કરવા, પરંતુ હત્યારા જેવું નિર્દય અને નીડર હૈયું તેનું ન હતું. બે ડગલાં ભરતાં તો તે પરસેવાથી રેબઝેબ થઈ ગયો. હૈયું ફફડી રહ્યું. આંખે અંધારાં આવવા લાગ્યાં. પગ લથડી પડયા. કટારી તો ઉગામી, પણ કટારી ભોંય પર પડી ગઈ !...

ત્યાં જ મહામંત્રી આવી પહોંચ્યા. તેમણે હત્યારાને કટારી સાથે પકડી લીધો. કુમારપાળ પૂજા કરી પરવાર્યા, ત્યારે માળીને તેમની સામે હાજર કર્યો. માળીએ બધી જ વાત કરી દીધી કે પોતે શા માટે આમ હત્યા કરવા તૈયાર થયો હતો. માળી પ્રત્યે તેમને જરાય રોષ ન ચડયો. માળીને તેમણે માફ કરી મુક્ત કરી દીધો પણ હવે તે પૂરણરાજના કાવાદાવાથી વધુ સતર્ક બની ગયા. તેમણે દૂત મોકલી પૂરણરાજને કહેવડાવ્યું :

'પૂરણરાજ ! શક્તિ અને હિંમત હોય તો યુદ્ધના મેદાનમાં મુકાબલો કરો. નહિ તો મારી શરણાગતિ સ્વીકારી લો...'

સામસામા યુદ્ધમાં હાર જ થવાની છે તે વિષે પૂરણરાજને કોઈ શંકા ન હતી. તેણે એક વધુ દાવ ખેલ્યો. ગુપ્તચરો મોકલી કુમારપાળની સેનામાં લાખો સોનામહોરો વહેંચી અને સેનામાં ફૂટ પડાવી. ઘણા બધા સૈનિકોને તેણે પોતાના કરી લીધા.

બંને સેનાઓ સામસામે ઊભી રહી ગઈ. સૂર્યોદય થતાં જ કુમારપાળે યુદ્ધની આજ્ઞા કરી. યુદ્ધની ભેરી વાગી, પરંતુ સેના આગળ વધી નહિ. કોઈ સુભટે શસ્ત્ર ઉપાડ્યું નહિ. કુમારપાળ દંગ રહી ગયા! મહામંત્રી પરિસ્થિતિ પામી ગયા. તેમણે કહ્યું : 'મહારાજા! સેના શત્રુપક્ષે ભળી ગઇ લાગે છે. ભારે વિશ્વાસઘાત થયો છે.'

'ચિંતા નહિ, સેના ભલે ફરી ગઈ. મને મારા હાથી અને મહાવતમાં પૂરો વિશ્વાસ છે. હું એકલો યુદ્ધ લડીશ.'

કુમારપાળના અવાજમાં દૃઢ શ્રદ્ધા હતી.

'રાજેશ્વર! હું પણ તમારી સાથે જ છું.'

કુમારપાળે પોતાનાં શસ્ત્રો સંભાળી મહાવતને હુકમ કર્યો : 'હાથીને પૂરણરાજની સામે લઈ લો.'

કુમારપાળને એકલા જ દુશ્મન તરફ જતા જોઇ બંને છાવણી સ્તબ્ધ બની ગઈ.

પૂરણરાજની સામે જઈને કુમારપાળે બૂલંદ અવાજે કહ્યું : 'પૂરાણરાજ! તું વીર છે તો આવી જા મારી સામે. વૈમનસ્ય તો આપણા જ બે વચ્ચે છે ને? તો આપણે બંને જ મુકાબલો કરી લઈએ.'

પૂરણરાજે આહ્‌વાન સ્વીકારી લીધું.

બંને વચ્ચે જીવસટોસટનું યુદ્ધ શરૂ થયું. બંનેની યુદ્ધવૃત્તિમાં ભેદ હતો. પૂરણ નિરપેક્ષ વૃત્તિથી લડી રહ્યો હતો. તેના મનમાં તીવ્ર વૈરભાવ હતો : 'કોઈ પણ રીતે કુમારપાળને મોતને ઘાટ ઊતારી દઉં...' કુમારપાળના હૈયે ધર્મરક્ષાની ભાવના હતી. સાપેક્ષ

વૃત્તિથી તે હથિયાર ઉગામી રહ્યા હતા. તેમના ઘામાં સાવધતા હતી : 'દેવલદેવીનું સૌભાગ્ય અખંડ રહેવું જોઈએ.'

ત્યાં આંખના પલકારામાં કુમારપાળે પોતાના હાથી પરથી છલાંગ મારી પૂરણરાજના હાથી પર કૂદકો માર્યો! પૂરણ આ માટે તૈયાર ન હતો. ઓચિંતા આ હુમલાથી તે ગભરાઈ ગયો. કુમારપાળે ભેટથી કટારી કાઢી તેની છાતી પર ધરીને કહ્યું : 'પૂરણરાજ ! શસ્ત્રો મૂકી શરણાગતિ સ્વીકારી લો. નહિ તો....'

પૂરણરાજે જીવને વ્હાલો કર્યો. તેણે શરણગતિ સ્વીકારી લીધી. સૈનિકોએ તેને લાકડાના પિંજરામાં કેદ કરી દીધો અને તેને લઇને સૌ પાટણ આવ્યા.

પૂરણરાજને બંદીવાન થયેલો જોઈ દેવલદેવીને આનંદ થયો. પરંતુ આ આનંદ સંપૂર્ણ ન હતો. આનંદની સાથોસાથ પોતાનો પતિ બંદીવાન બન્યો તેનું દુઃખ પણ હતું. હવે તે કદી જૈનધર્મ અને ધર્મગુરૂની નિંદા નહિ કરે તે વાતનો આનંદ હતો. પરંતુ તે લાગણીવશ ન બની. પોતાની પ્રતિજ્ઞા યાદ કરાવી. તેણે ભાઇને કહ્યું :

'ભાઈ મારા ! આ અપરાધીની જીભ હવે ખેંચી લો. એ જીભે મારા ધર્મની, મારા ધર્મગુરૂની અને મારા ભાઈની નિંદા કરી છે...'

કુમારપાળે શાંત ગંભીર સ્વરે કહ્યું :

'બહેન દેવલદેવી ! એવો આક્રોશ મનમાં ન રાખ. પૂરણરાજને જે સજા થવી જોઈએ તે થઈ ગઈ છે. જીભ ખેંચવાથી તેમનું અને તારું બંનેનું ભવિષ્ય બગડશે.'

'પણ ભાઈ! મેં પ્રતિજ્ઞા કરી છે કે....'

'હું જાણું છું. પરંતુ આવેશમાં કરેલી હિંસક પ્રતિજ્ઞા ઉચિત ન ગણાય. છતાંય તારી એ પ્રતિજ્ઞાને હું બીજી રીતે પૂર્ણ કરીશ.'

'પૂરણરાજના પહેરવાના દરેક વસ્ત્ર પર જીભનું નિશાન અંકિત કરાવીશું...'

'ભલે તો એમ કરો!'

કુમારપાળે પૂરણરાજ સામે જોયું. શરમ અને ભયથી તેનું મસ્તક નમી પડયું હતું. આંખ ઊંચી કરવાની પણ હિંમત બચી ન હતી.

કુમારપાળ પોતે ઊભા થયા અને બનેવીનાં બંધન ખોલી નાંખી તેમને પ્રેમથી આલિંગનમાં લીધા.

આ જોઈ સભાજનોએ હર્ષનાદ કર્યો:

'પરમાર્હત્ કુમારપાળનો જય હો!'

'અહિંસા ધર્મ અમર રહો!....'



મુનિ ભગવંત મારે આંગણે આવે
અને હું શું સૂઈ રહું !



# સમયની પરખ



શું હવે મારે આ પવિત્ર વેશ છોડી દેવો ?
ના... ના...



મહાગુજરાતની ધરા ત્યારે સુધર્મા અને સુકર્મા હતી.

પ્રજાનું સુખ...પ્રજાની શાંતિ ત્યારે કારખાનાં...બંધ કે નહેરો પર નિર્ભર ન હતી.

પરંતુ ઘંટનાદોથી ગૂંજતા પરમાત્મ મંદિરો....સદ્ગુરુઓની દેશનાઓથી ગૂંજતા ઉપાશ્રયો...સદાવ્રતો....વગેરેથી પ્રજા આંતરસુખ અને પરમશાંતિ અનુભવી રહી હતી.

ત્યારે ગુજરાતની રાજધાની પાટણ હતી.

ધન, ધાન્ય અને સમૃદ્ધિમાં પાટણ ટોચે હતું.

પાટણના જગપ્રસિદ્ધ ઉદ્યોગપતિઓ ત્યારે નિષ્ક્રિય ન હતા, સક્રિય પુરુષાર્થશીલ હતા, પરંતુ સાથે જ પરમાત્મનિષ્ઠા અને ધર્મશ્રદ્ધાથી હર્યાભર્યા હતા.

મહારાજા કુમારપાળે ગુજરાતનાં કરોડો પ્રજાજનોની પ્રીતિ સંપાદન કરી હતી.

પ્રજાના પ્રેમનો તેમણે આધ્યાત્મિક સંસ્કૃતિના પ્રચારમાં સુંદર લાભ ઉઠાવ્યો હતો.

ત્યારે સૌરાષ્ટ્રના બધા રાજાઓએ કુમારપાળનું સ્વામિત્વ સ્વયં સ્વીકારી લીધું હતું પરંતુ સૌરાષ્ટ્રનો એક રાજા સમરરાજ

કુમારપાળની તાબેદારી સ્વીકારવા તૈયાર ન હતો. કુમારપાળે વાટાઘાટ દ્વારા સમરરાજને સમજાવવા ઘણા પ્રયત્નો કર્યા પરંતુ સમરરાજના ઘમંડી સ્વભાવે તે બધા જ પ્રયત્નોને નિષ્ફળ બનાવ્યા.

અંતે કુમારપાળે વિશ્વાસપાત્ર દૂતને અંતિમ સંદેશો આપીને સમરરાજ પાસે મોકલ્યો...પરંતુ સમરરાજ એકનો બે ન થયો તે ન જ થયો.

સૂર્યદેવ અસ્ત થયા....સંધ્યાદેવીએ શોકનો શ્યામ સાડલો ધારણ કર્યો...કુમારપાળ પોતાના આવાસમાં આંટા મારી રહ્યા હતા ત્યાં બારણે ટકોરા પડયા.

'કોણ ?'

કુમારપાળે દ્વાર નજીક જતાં પ્રશ્ન કર્યો.

'આપને ખાસ મળવા મહામાત્ય પધાર્યા છે...' પહેરેગીરે મસ્તક નમાવી કુમારપાળને સમાચાર આપ્યા.

'એમને તુર્ત આવવા દો...' કુમારપાળ દ્વારે જ ઊભા રહ્યા. મહામંત્રી ઉદયન આવી પહોંચ્યા. આવતા મહામંત્રીને કુમારપાળ ક્ષણભર જોઈ રહ્યા.

કેવો વૃદ્ધ છતાં ય જુસ્સાદાર દેહ !

જ્ઞાન...પ્રતિભા અને શૌર્યથી કેવું છલોછલ મુખ !

એ માથે લાલઘૂમ પાઘડી...લાંબુ અંગરખું....ખભે ખેસ અને હાથમાં લાકડી ! એના પગલામાં રાષ્ટ્ર અને ધર્મની વફાદારીનો રણકો હતો...એની આંખોમાં મુત્સદ્દીગીરીની સાથે પવિત્રતાનું અંજન હતું !

'આવો આવો મહેતા !' મહામંત્રીનો હાથ પકડી કુમારપાળ પોતાના આસન નજીક લઈ ગયા. યોગ્ય આસને બેસી હાથમાંથી લાકડીને બાજુએ મૂકી મહામંત્રીએ હાથ જોડી નમ્રભાવે પૂછ્યું :

'સેવકને કંઈ અત્યારે યાદ કરવો પડયો ?'

'હા ! પેલા સમરરાજથી હવે તો કંટાળ્યો છું...'

'કેમ, શું થયું ? ન માન્યો ?'

'ના !'

'આપે સમજુતી કરવામાં કંઈ કમીના રાખી નથી...'

'છતાં ય...'

'હવે એક જ માર્ગ છે...'

'યુદ્ધનો !' કુમારપાળે મહામંત્રીનું વાકય પૂર્ણ કર્યું.

'તો આજ્ઞા કરો, સેવક તૈયાર છે !' વયોવૃદ્ધ મહામંત્રીએ સ્વયં યુદ્ધના મેદાને પડવાની માંગણી મૂકી.

'તમે જશો ?' મહામંત્રીના મુખ સામે જ કુમારપાળ જોઈ રહ્યા.

'માથે નાથ શ્રી અરિહંતદેવ અને આપના જેવા પરમાર્હત્ મહારાજા છે, પછી શું વાંધો છે ?' મહામંત્રીએ સ્હેજ સ્મિત સાથે કુમારપાળને વિશ્વાસ આપ્યો.

'જરૂર જરૂર ! જાઓ, તમારો વિજય જ થશે.'

'જેવી મહારાજાની આજ્ઞા...' મહામંત્રી ઊભા થયા. કુમારપાળની આજ્ઞા લઈ તે પોતાના નિવાસસ્થાને આવ્યા. રસ્તામાં જ એ પીઢ–પ્રૌઢ અને પ્રતાપી મંત્રીએ યુદ્ધનો વ્યૂહ ગોઠવી દીધો.

રાત્રી સુખપૂર્વક નિદ્રામાં પસાર કરી. પ્રભાત થતાં જ પાટણના રાજમહાલય પર યુદ્ધપ્રયાણની ભેરી બજી ઉઠી. મહામંત્રીએ સૈન્ય સાથે શુભ મુહૂર્તે સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું.

ગુજરાતની સરહદ વટાવી મહામંત્રીએ સૌરાષ્ટ્રની સુવર્ણભૂમિ પર પગ મૂકયો. પગ મૂકતાંની સાથે જ સ્મૃતિપટ પર શ્રી સિદ્ધાચલજીની પરમપાવની ભૂમિને સ્પર્શવાનો મંગળ અભિલાષ પ્રગટયો.

એમની આંખો અનંત સિદ્ધાત્માઓની સિદ્ધભૂમિને જોઈ રહી. તીર્થયાત્રા કરીને ભવયાત્રાનો અંત લાવવાની તેમની સુષુપ્ત ભાવના જાગીને બેઠી થઈ.

મહામંત્રીએ પહેલાં તીર્થયાત્રા કરી પછી સમરરાજની સામે જવાનો નિર્ણય કર્યો. નિર્ણય મુજબ મહામંત્રીએ વિશાળ સૈન્યની સાથે સિદ્ધિગિરિ તરફ પ્રયાણ કર્યું. જેમ જેમ સિદ્ધગિરિની નજીક ગયા તેમ તેમ મહામંત્રીનો ભાવુક ભવ્યાત્મા પરમાત્મા શ્રી ઋષભદેવનાં દર્શન કરવાને વધુ ને વધુ આતુર બનતો ગયો.

અલ્પ સમયમાં જ મહામંત્રી ગિરિરાજને ભેટયા.

જાણે સારસીને સારસ મળ્યો !

જાણે ચકોરને ચંદ્ર મળ્યો !

જાણે મયૂરને મેઘ મળ્યો !

થોડાક દિવસ રોકાઈ, તીર્થની અનુપમ યાત્રા કરી મહામંત્રીએ સમરરાજને ભેટવા પ્રયાણ આરંભ્યું.

બીજી બાજુ સમરરાજ સચેત જ હતો. ગુપ્તચરો દ્વારા તેણે મહામંત્રી ઉદયનના આગમનના સમાચાર મેળવી લીધા હતા. રસ્તામાં જ મહામંત્રીને સમરરાજનો ભેટો થઈ ગયો.

સંગ્રામ મંડાયો.

મહામંત્રીની પીઢ બુદ્ધિએ તુર્ત જ સૈન્યને એક ભેદી વ્યૂહમાં ગોઠવી દીધું.

સમરરાજે પણ પોતાની પદ્ધતિ મુજબ સૈન્યની ગોઠવણ કરી.

ખૂનખાર જંગ જામ્યો, કોઈ યોદ્ધાઓ ભૂશરણ થવા લાગ્યા, કોઈ અશ્વો, હસ્તિઓ...ભડથાં થઈને પડવા લાગ્યા... રક્તની નીકો વહેવા લાગી.

મહામંત્રી ઉદયનનો વૃદ્ધ દેહ બે હાથમાં તલવારો સાથે ઝઝૂમી રહ્યો હતો...અને પોતાના સેનાપતિનું આવું ખમીર...આવો જૂસ્સો અને પ્રાણની બેપરવાઈ જોઈ ગુજરાતના રણસુભટો મરણિયા બનીને ઝઝૂમી રહ્યા હતા.

ઉદયને સમરરાજને પડકાર્યો.

અશ્વ સામે અશ્વ ભટકાયા. ખડ્ગો સામે ખડ્ગો અથડાયાં...તણખા ઝરવા લાગ્યા...

એક બાજુ ઉદયનના ચુનંદા સુભટોએ સમરરાજને ઘેરી લીધો. બીજી બાજુ સમરરાજના સૈન્યને નષ્ટભ્રષ્ટ કરી દીધું.

સમરરાજે સમયને પારખ્યો.

જાન જોખમમાં લાગ્યા.

તેણે શસ્ત્રો હેઠાં મૂક્યાં, ગુર્જરેશ્વરની આણ સ્વીકારી.

મહામંત્રીએ અભય આપ્યું. ગુર્જરેશ્વર કુમારપાળની

આણ વર્તાવી, સમરરાજને ખંડિયો બનાવી, ગુજરાત તરફ પ્રયાણ કર્યું.

પરંતુ એ તો ત્યારે જ ખબર પડી કે મહામંત્રીનો દેહ શસ્ત્રોના ઘાથી જર્જરિત થઈ ગયો છે કે જ્યારે યુદ્ધનું મેદાન છોડીને મહામંત્રી બહાર આવ્યા.

મહામંત્રી હવે ચાલવા માટે અશક્ત હતા. અશ્વ પર સ્વારી પણ કરી શકે તેવી તેમની સ્થિતિ ન હતી. સુભટોએ મહામંત્રીને રથમાં બેસાડયા અને ઝડપથી પ્રયાણ આરંભ્યું.

પણ.. કલાક વીતે છે અને મહામંત્રીની સ્થિતિ કથળે છે...દિવસ વીતે છે અને મહામંત્રીની બેચેની વધતી જાય છે. વૈદ્યો—હકીમો જાતજાતનાં ઔષધો કરે છે પોતાના બધા જ કિમિયા અજમાવે છે પરંતુ બધું જ નાકામિયાબ નિવડે છે.

પીડા...વેદના...ત્રાસ અસહ્ય થતો ગયો. અસહ્ય વેદનામાં મહામંત્રી વારંવાર મૂચ્છિંત થઈ જવા લાગ્યા. મહામંત્રીના મુખ પર શોક, ગ્લાનિ, ઉદ્વેગ...ની રેખાઓ ઉપસવા માંડી, સુભટો ચિંતાતુર બન્યા.

'મહામંત્રી શું મૃત્યુના ભયથી આટલા બધા વ્યાકુળ થાય છે? ના, ના, જરૂર એમના ચિત્તમાં બીજી કોઈ વ્યથા હોવી જોઈએ...સુભટોએ અરસપરસ વિચારણા કરી. એક વિચક્ષણ સુભટ મહામંત્રીની શય્યા પાસે આવ્યો. શય્યાની પાસે બેસી મહામંત્રીનાં બીડાએલાં નેત્રો સામે દૃષ્ટિ સ્થિર કરી. મહામંત્રીએ થોડીવારમાં નિસાસો નાંખતાં આંખ ખોલી.

'હે પૂજ્ય! આપ કહો કે ન કહો, પરંતુ આપના

ચિત્તમાં આ શરીરની વેદનાથી પણ અધિક બીજી કોઈ વેદના રહેલી છે...આપ મૃત્યુથી ભય પામીને આમ નિસાસા કદાપિ નાંખો નહિ'

મહામંત્રીએ મહામહેનતે સુભટની તરફ પડખું ફેરવ્યું. સુભટને પોતાની નજીક કાન ધરવા ઇશારાથી સમજાવ્યું.

'ભા ઈ...મોત...થી હું...જરાય.. ડરતો...નથી... મને દુઃખ.. બીજું...છે...' ખૂબ મહેનત કરીને થોથરાતી જીભે મહામંત્રી બોલ્યા.

'આપ કહો, નિઃસંકોચ કહો, આપના દુઃખને દૂર કરવા અમે અમારાથી શકય બધું કરી છૂટીશું...' ખૂબ જ ગંભીર અને નિશ્ચયાત્મક અવાજે સુભટ બોલ્યો.

'એ...ક જ વાત નું દુઃખ છે...આ...અટવી...માં મ...ને અંતિમ...નિ...ર્યા મ...ણા કરાવનાર...સાધુ... મહારાજ...નથી...' મહામંત્રીએ આંખો બંધ કરી. પણ તેમની આરાધક દૃષ્ટિ જંગલમાં પણ મંગલ કરનાર મહામુનિને શોધતી હતી. તેમને લાગ્યું હતું કે 'હવે હું આ પથારીમાં જ કાયમ માટે આંખ મીંચી દેનાર છું... આ અટવીમાં જ મારો દેહ પડશે હું પરલોકનો યાત્રી બનીશ...' ત્યારે તેમનો ભાવુક આત્મા મૃત્યુટાણે મુનિ ભગવંતના મુખે ચતુઃશરણ સાંભળવા ઇચ્છે છે...દુષ્કૃતની નિંદા-શ્રવણ કરવા ઝંખે છે...સુકૃતની અનુમોદન ઝીલવા અભિલષે છે.

'પૂજ્ય! અમે ચારેકોર તપાસ કરીએ છીએ. જરૂર મુનિ ભગવંતને અહીં લઈ આવીએ છીએ.'

'બ..હુ સ...ર...સ ભા...ઇ!' મહામાત્યના મુખ પર હર્ષ પ્રસર્યો... કંઈક મહાકિંમતી વસ્તુ મળ્યાનો અવર્ણનીય આનંદ તેમની આંખોમાં વરતાયો.

'અ...રિ...હં...ત'

'નમો...અ...રિ...હં..તા...ણં..' હોઠેથી...મનથી... મહામાત્યે પરમ શ્રેયોભૂત મહામંત્ર નવકારનો જાપ આરંભ્યો.

પરલોકનું પરમ પાથેય!

પરમશાંતિની સુમધુર શરણાઇ!

આતુર નયને મુનિભગવંતની પ્રતીક્ષા કરતા મહામાત્ય શ્રી નવકારની નૌકામાં આરુઢ થયા.

સુભટોએ વિચાર્યું–'અહીં આવા અરણ્યમાં સાધુ મહારાજ ક્યાંથી મળે!'

મૌન છવાયું. કોઇને સૂઝતું નથી.. સૌ વિચારમગ્ન થઇ ગયા.

બીજી બાજુ મંત્રીશ્વરનો વિચાર કરતાં સૌની વ્યાકુળતાનો પાર ન રહ્યો.

ત્યાં એક કુનેહબાજ સુભટ બોલ્યો:

'મને એક ઉપાય સૂઝે છે.'

'કહો...કહો...' બધા સુભટો એકી સાથે એને ઘેરી વળ્યા.

'પણ તે ઉપાયમાં જરા દોષ છે...'

'અરે! પણ તમે કહો તો ખરા. આપણે વિચારીશું.' સુભટોએ કહ્યું.

મને સૂઝે છે કે : 'આપણે એક વંઠને તૈયાર કરીએ. એને સાધુ બનાવીએ. એને સાધુના આચાર...વિચાર... બોલવાનું...ચાલવાનું વગેરેની સમજ આપીએ...બસ, તત્કાલ આપણું કાર્ય સરસ રીતે પાર પડી જશે !!'

સૌ વિચારમાં પડી ગયા.

પણ આવી રીતે નાટકીયાને સાધુનો પવિત્ર વેશ અપાય ?' દરેકને મનમાં આ વિચાર ચગડોળે ચડયો. ત્યાં પેલા વિચક્ષણ સુભટે કહ્યું :

'ભાઈઓ ! અત્યારે આપણે મહામંત્રીના જીવન-મૃત્યુ વચ્ચે ઝોલા ખાતા ભાવુક આત્માને આંખ સામે રાખીને વિચાર કરવાનો છે. એમનો આત્મા સુનિવેશનાં દર્શન કરી પરમતૃપ્તિ...પરમ શાંતિને અનુભવી પરલોકનો યાત્રી અને, તેમ કરવાની આપણા બધાની ફરજ છે.'

ત્યા એક સિદ્ધાંતને વળગી રહેનાર સુભટ બોલ્યો :

'પણ, આ તો સાધુવેશ કહેવાય....એની સાથે નાટકના ચાળા કરવાથી તો ઘોર આશાતના થાય...ખોટી પરંપરા શરૂ થાય...આપણા પૂર્વ ઇતિહાસમાં આવું કયાંય સાંભળ્યું છે !...મહામાત્યે સમજવું જોઈએ કે આ જંગલમાં સાધુ ન મળે...બીજાના મોઢેથી આરાધના સાંભળવી જોઈએ...'

જાણે વિજળી પડી...એકાંત સિદ્ધાન્તની, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવના વિચાર વિનાની વાત સાંભળી સુભટો ઉશ્કેરાઈ ઉઠયા. ત્યાં પેલા પ્રજ્ઞાવંત સુભટે કહ્યું :

'ભાઈ, સાધુવેશ સાથે ચાળા કરવાની વાત તમને ઘોર

આશાતના લાગે છે, જ્યારે એક ભવ્ય આત્મા સાથે નિષ્ઠુર વલણ અપનાવી એની સદ્ગતિ વચ્ચે પાષાણ બનીને પડવું, તે શું ઘોર આશાતના નથી ?'

'ઘોર નહિ, ઘોરાતિઘોર આશાતના છે...' સુભટો બોલી ઉઠયા.

'વળી સાંભળો. અહીં વંઠને સાધુવેશ આપવામાં આપણો આશય કોઈ નાટક કે તમાસો કરવાનો નથી. આપણો આશય તો એક પરલોકે જતા મહાન આત્માને સદ્ગતિનું દ્વાર ખોલી આપવાનો...એક મહાન શાસનપ્રભાવક આત્માની અંતિમ શુભેચ્છાને પૂર્ણ કરવાનો છે. જ્યારે કર્મબંધનો આધાર પ્રવૃત્તિ પર નથી પરંતુ પ્રવૃત્તિના આશય પર નિર્ભર છે.

'ઘણી સરસ વાત! ઘણી સરસ વાત!' સુભટોના હૈયાં હર્ષથી ડોલી ઉઠયા.

'ભાઇઓ, સાંભળો. અત્યારે અહીં કોઈ વિશિષ્ટ જ્ઞાની પુરુષ નથી કે જે આપણને પૂર્વકાળમાં આવો પ્રસંગ બન્યો છે કે નહિ, તે કહે. વળી આમાં આપણે કોઈ અશુભ...અહિતકારી પરંપરા શરૂ કરતા નથી... આ તો આકસ્મિક છે. એકાંત દૃષ્ટિમાં તો મિથ્યાત્વ છે.'

સહુ સંમત થયા.

વંઠપુરુષને સાધુવેશ પહેરાવ્યો.

સાધુના આચાર–વિચારથી માહિતગાર કર્યો.

વંઠપુરુષ એટલે તો કાબેલ! જે વેશ લે તેને આબાદ ભજવે!

પ્રભાત થયું.

મહામાત્યે આખી રાત નિદ્રા લીધી નથી.

તે તો પળે પળે...ક્ષણે ક્ષણે દ્વાર તરફ જુએ છે–'મુનિભગવંત પધાર્યા?' પણ ત્યાંથી તો માત્ર પશ્ચિમનો શીતળ વાયુ જ આવે છે...મહામાત્ય આંખો બંધ કરી 'નમો... અરિહંતાણં' બોલે છે. પણ તેમના અંતરાત્માને વિશ્વાસ છે કે 'જરૂર મારા સુભટો મુનિ ભગવંતને લઈ આવશે...'

ત્યાં જ એક સુભટ દોડતો...દોટ મૂકીને દોડતો આવે છે. મહામાત્યના પડાવ તરફ એ ધસી રહ્યો છે...

'મહામંત્રીજી !...' સુભટ અંગેઅંગે પરસેવાથી રેબઝેબ થઈ ગયો હતો.

શ્વાસ ખૂબ ભરાઈ ગયો હતો. નીચે બેસીને જરાક શ્વાસ લઈ બોલ્યો :

'મુનિ ભગવંત મળી ગયા...!'

'હેં ? સાચું કહે છે ?' મહામંત્રી અડધા બેઠા થઈ ગયા...તેમનાં મુખ પર મલકાટ....હૈયામાં હર્ષનો છલકાટ અને શરીરે રોમાંચ થઈ ગયો.

'હા જી, અહીં જ પધારી રહ્યા છે....'

'તો મારે સામે જવું જોઈએ....' મહામંત્રી પલંગમાં બેઠા થવા પ્રયત્ન કરવા લાગ્યા....ત્યાં જ પાસે શુશ્રુષામાં રોકાયેલા વૈદ્યોએ મહામંત્રીને પાછા પલંગમાં સુવાડી દીધા.

'આપ કૃપા કરીને જરા પણ શ્રમ લેશો નહીં. આપના શરીર પર...'

'હવે મને ન રોકો વૈદ્યરાજ! આપ સાચું કહો, આ દેહ ટકે તેમ તમારું હૈયું કહે છે? તો પછી શા માટે મને આત્મકલ્યાણ કરતાં વારો છો?' મહામંત્રીની આંખમાં ઝળઝળિયાં ઉભરાયાં....તેઓ આટલું બોલ્યા પણ તેઓ ખૂબ થાકી ગયા. આંખો બંધ કરી 'અરિહંત....' બોલ્યા. ક્ષણવાર સ્તબ્ધતા છવાઈ ગઈ. બાજુમાં ઊભેલા સુભટે વસ્ત્રના છેડેથી પોતાની આંખો લૂછી.

'મુનિ ભગવંત મારા આંગણે આવે....ને....હું....અહીં સૂ....તો રહું? ના....ના મને જવા દો....' જીવનપર્યંત પૂર્ણ ઔચિત્યથી ગુરૂપૂજન કરનાર મહામાત્ય પોતાની શારીરિક નબળાઈ પર રડી પડયા..

ત્યાં તો 'ધર્મલાભ!'નો સાકરમધુર ધ્વનિ આંગણામાં ગૂંજી ઉઠયો.. જેટલી શક્તિ હતી તેટલી બધી જ શક્તિ એકઠી કરી મહામાત્ય ઉદયન પલંગ પરથી નીચે ઉતરી ગયા....

સજળ નયને...

રોમાંચિત શરીરે...

ભક્તિભર્યા હૃદયે...

મહામાત્યે 'મ...ત્થ...એ...ણ...વં....દા....મિ....' ઉચરી મસ્તક નમાવી નમસ્કાર કર્યો.

'મહામંત્રીજી! તમારે આવી નાજુક તબિયતમાં આમ નીચે ન ઉતરવું જોઈએ....' મહામુનિએ પલંગની બાજુમાં ગોઠવેલા એક ઊંચા કાષ્ઠના આસન પર રજોહરણથી પૂંજી આસન પાથરી બેસતાં કહ્યું.

પરિચારકોએ મહામાત્યને સંભાળપૂર્વક ઊંચકી પલંગ પર બેસાડયા....

'પ્ર...ભુ !...અંતિમ નિર્યામણા...કરાવો...' હાથ જોડી મસ્તકને પલંગ સરસું નમાવી મહામંત્રીએ પ્રાર્થના કરી.

'આજે...ધન્ય...બન્યો...કૃતકૃત્ય....બન્યો...આપ...નાં દર્શન....થયાં...પરલોકે...જાઉં...છું. પ્રભુ...! ભાથું બંધાવો. એવું....જેથી ભવ....ની ભાવઠ ..ભાંગે....' મહામાત્યનો હળુકર્મી આત્મા ગદ્ગદ્ બની ગયો.

'સુશ્રાવક, એકાગ્ર ચિત્તે હવે ચાર શરણને સ્વીકારવાનાં છે...' મહામાત્યે હાથ જોડયા...ચારેકોર સુભટો સજળનયને ધબકતા હૈયે ગોઠવાઈ ગયા. મહામુનિએ ગંભીર ધ્વનિએ પ્રકાશ્યું:

अरिहंते सरणं पवज्जामि ।
सिद्धे सरणं पवज्जामि ।
साहू सरणं पवज्जामि ।
केवलीपन्नतं धम्मं सरणं पवज्जामि ।

ત્યારબાદ દુષ્કૃતની નિંદા અને સુકૃતની અનુમોદના કરાવી. ને શ્રી નમસ્કાર મહામંત્રની ગંભીર અને મધુર સ્વરે ધૂન મચાવી...મહામાત્યનો આત્મા પરમ પ્રશમ...અદ્ભુત શાંતિ... અનુભવી રહ્યો...શ્રી નવકારના શબ્દોમાં...તે પરોવાઈ ગયો...

વૈદ્યરાજે મહામાત્યનો હાથ પોતાના હાથમાં લીધો. નાડી–ધબકારા મંદ થતા જતા...સાવ મંદ થતા ગયા... પાંચ-દશ..પંદર ક્ષણ...ખલાસ...વૈદ્યરાજે હાથ નીચે મૂકી દીધો.

પાસે બેઠેલા સુભટથી મોટેથી ડૂસકું ખવાઈ ગયું. મહામુનિએ શ્રી નવકાર મંત્રની ધૂન બંધ કરી...

મહામાત્યનો આત્મા...શાશ્વત્ આત્મા...ધર્મધનની ગઠડી બાંધી પરલોકની યાત્રાએ ઉપડી ગયો...બધાને રડતાં મૂકી....બધાને કંઈક શિખવી.

'શું હવે મારે આ પવિત્રતમ વેશ છોડી દેવો ? મેં આ તો બધી જ બનાવટ કરી....મહામંત્રી તો તેમના આત્માને વેશથી તારી ગયા...અને મારે ડૂબી જવાનું ?....'

સાધુવેશધારી વંઠ વિચારી રહ્યો.

'ના...ના, મારે હવે આ વેશ શા માટે મૂકવો જોઇએ ? આ વેશે તો મારા ચરણે મહાગુજરાતના મહામાત્યને નમાવ્યો...હજારો સુભટોને નમાવ્યા...આ વેશથી આ લોકમાં તો હું સુખી થઈશ...પણ પરલોકમાં ય સુખી બનીશ... વળી, 'ચારિત્ર વિણ નહિ મુક્તિ રે...' આ ભવમાં નહિ તો કોઈ ભવે પણ ચારિત્ર તો લેવાનું જ છે, એના વિના આરો જ નથી...તો હવે આ હાથમાં આવેલું શા માટે જતું કરવું ?'

બનાવટી સાધુ સાચો સાધુ બની ગયો !

ઈતિહાસ કહે છે...'અંતે તેણે સાઠ [૬૦] ઉપવાસની ઘોર, વીર, અને ઉગ્ર તપશ્ચર્યા કરી...આત્માને પાવન કરી તે પરલોકનો યાત્રી બન્યો...'



# પૂર્વગ્રહ છોડો

આ વાત જાપાનની છે.

જાપાનના 'જેન-સંપ્રદાય'ના ગુરુ નાન-ઈન પાસે એક અધ્યાપક ગયો. તેણે નાન-ઈનને કહ્યું:

'મને 'જેન-સંપ્રદાય'નાં સિદ્ધાંતો સમજાવો.'

નાન-ઈને કહ્યું: 'પહેલાં ચા પીઓ. પછી આપણે વાત કરીએ.'

ચા આવી ગઈ. નાન-ઇન કીટલીમાંથી કપમાં ચા રેડે છે. કપ ભરાઈ ગયો છતાં નાન-ઈન ચા રેડતાં જ રહ્યાં. ચા બહાર ઢળવા માંડી. અધ્યાપક જોઈ રહ્યા. છેવટે બોલ્યા:

'કપ છલોછલ ભરાઈ ગયો છે. હવે એમાં ચા નહીં માંય.'

નાન-ઇને ખૂબ શાંતિથી કહ્યું: 'મહાનુભાવ! આ જ રીતે તમે પણ તમારી માન્યતાઓ અને અનુમાનોથી છલોછલ ભરેલા છો. જ્યાં સુધી તમે તમારો પ્યાલો ખાલી ન કરો ત્યાં સુધી હું તમને શું આપી શકું?'

"જ્યાં સુધી મનુષ્યના મનમાં ભૌતિક સુખોની કામનાઓ ભરેલી છે, ત્યાં સુધી એ મનમાં આધ્યાત્મિક વિકાસની વાતો પ્રવેશી શકતી નથી. મનને ભૌતિક સુખોની કામનાઓથી ખાલી કરો."



અહિંસા.....                                        અહિંસા....

ગુર્જરેશ્વર કુમારપાલે
પ્રતિજ્ઞા લીધી હતી કે

"હું નિરપરાધી જીવોને મારીશ નહીં"

અહિંસાની મશ્કરી કરનારા
સેનાપતિને કુમારપાલ પાઠ
ભણાવે છે !

# અહિંસા

અહિંસા....                                        અહિંસા....





સેંકડો વર્ષોની આ જૂની વાર્તા છે, પરંતુ આ ઐતિહાસિક અમર વાર્તા છે; સાચી વાર્તા છે.

તેમનું નામ હતું મહારાજા કુમારપાળ. કુમારપાળ ગુજરાતના રાજા હતા, મહાપરાક્રમી હતા, યુદ્ધમાં કદાપિ હાર્યા ન હતા.

કુમારપાળે પોતાના ગુરુ બનાવ્યા હતા આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજીને. તેઓ મહાજ્ઞાની તથા મંત્રસિદ્ધ મહાપુરુષ હતા. ગુરુએ શિષ્યને જ્ઞાન આપ્યું, વ્રત દીધું અને નિયમ કરાવ્યા. કુમારપાળે બાર વ્રત ધારણ કર્યાં. તેમાં પહેલું વ્રત હતું: 'હું કોઇ નિરપરાધી જીવને મારીશ નહિ.'

એ તો રાજા હતા! ગુનેગારોને દંડ દેવો પણ પડતો હતો. એટલા માટે તેમણે નિરપરાધીઓને નહિ મારવાની પ્રતિજ્ઞા લીધી હતી.

હવે તેઓ પાણી ગાળીને પીએ છે. તેમ જ તેમના મહેલમાં બધાને પાણી ગાળીને પિવડાવવામાં આવે છે. અરે, હજારો ઘોડાઓને પણ ગાળેલું પાણી પિવડાવવામાં આવતું હતું.

તેઓ એટલી સાવધાનીથી હરતાફરતા કે કોઈ નિરપરાધી જીવ મરી ન જાય. અરે ! તે યુદ્ધ કરવા જતા હતા, તે વખતે ઘોડા પર સ્વારી કરતા. ઘોડા પર સ્વારી કરતાં પહેલાં તેઓ પૂંજણી (જીવરક્ષા માટેનું સુલાયમ ઊનનું બ્રશ) વડે ઘોડાની પીઠને સાફ કરતા હતા. કુમારપાળના હૃદયમાં દયા ઊભરાતી હતી : 'બિચારા કોઇ નિરપરાધી જીવ મરી ન જાય.'

એક દિવસની વાત છે.

પાટણમાં યુદ્ધનાં રણશીંગાં ફુંકાવા લાગ્યાં. હજારો સૈનિકો શસ્ત્રો લઈને રાજમહેલના મેદાનમાં એકઠા થવા લાગ્યા.

શત્રુને મારીને નસાડવા માટે યુદ્ધયાત્રા શરૂ થવાની હતી. મહારાજ કુમારપાળ પોતાના શ્વેત સુશોભિત અશ્વ પર સ્વારી કરવા તૈયાર થયા.

તેઓ 'પૂંજણી' (ઊનનું બ્રશ) લઈને અશ્વની પીઠ પર કોમળ હાથ વડે ફેરવવા લાગ્યા....આ જોઈને પાસે ઊભેલા સેનાપતિ હસવા લાગ્યા.

સમ્રાટ કુમારપાળે સેનાપતિનું હસવું સાંભળ્યું. તેની સામે જોયું, કાંઈક વિચાર્યું અને ઈશારાથી સેનાપતિને પોતાની પાસે બોલાવ્યો.

સેનાપતિ કાંપવા લાગ્યો.

કાંપતો કાંપતો તે પાસે આવ્યો.

હવે સમ્રાટ હસે છે અને સેનાપતિ ડરે છે. 'સમ્રાટ હવે શું કરશે ?' આમ વિચારતાં વિચારતાં તે લોથપોથ થઈ ગયો.

કુમારપાળે કહ્યું, 'સેનાપતિજી, તમારો એક પગ આગળ લાવો, જોડા કાઢી નાંખો.'

સેનાપતિએ જોડા કાઢી નાખીને પગ આગળ મૂક્યો. કુમારપાળે પોતાનો પગ સેનાપતિના પગ પર મૂક્યો અને પોતાનો તીક્ષ્ણ ભાલો હાથમાં લીધો.

ભાલાનો ઘા કર્યો, કુમારપાળનો પગ વીંધાઈ ગયો અને ભાલો સેનાપતિના પગમાં પેસી ગયો. સેનાપતિના મોંઢામાંથી ચીસ નીકળી ગઈ :

'ઓ...ઓ...ઓ...!'

કુમારપાળે કહ્યું, 'કેમ રે ? શું થયું ? મારો પગ તો આખો વીંધાઈ ગયો, છતાંય મેં રાડ પાડી નથી અને તમે બહાદુર હોવા છતાં ચીસ પાડી ! તમારા પગમાં ભાલો કેટલો ઘૂસ્યો છે ?'

સેનાપતિનું મોઢું કાળું પડી ગયું તે નીચું જોવા લાગ્યો. કુમારપાળે કહ્યું : 'સેનાપતિજી, કુમારપાળ નિરપરાધી જીવોનું રક્ષણ કરે છે, અને અપરાધીઓના લોહીની નદીઓ પણ વહાવી શકે છે. હું નાના જીવોનું રક્ષણ કરું છું. તો તમને હસવું આવ્યું. તો તમે વિચાર્યું હશે કે 'કુમારપાળ અહીં પૂંજણીથી નાના જીવો તરફ દયા બતાવે છે; તે યુદ્ધમાં શત્રુઓને કેવી રીતે મારશે ? સાચું છે ને આ ?'

મહારાજા કુમારપાળ એવા દયાળુ અને વીર હતા. આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિજીએ કુમારપાળને મહામાનવ બનાવ્યો હતો.

'નિરપરાધી જીવોને મારો નહિ.'



# દાન ભાવનાનું શ્રેષ્ઠ ગૌરવ



પિતા ઉદયનની
અંતિમ ઇચ્છા પૂરી કરવા
પુત્ર બાહડે
ચાર ચાર
પ્રતિજ્ઞા
કરી...



ઘી વેચી
જીવનનિર્વાહ
કરતા
ભીમા કુલડિયાએ
તમામ
મૂડી
દાનમાં દઇ દીધી.





પરમાર્હત્ કુમારપાળના મંત્રીમંડળમાં બાહડનું સ્થાન શિરમોર હતું સમગ્ર ગુજરાતપ્રદેશના તે મહામંત્રી હતા. આ મહામંત્રીપદ તેમને પોતાના પિતા ઉદયનના વારસામાં મળ્યું હતું. બાહડ મહાન પિતાના મહાન પુત્ર હતા. પિતા ઉદયનના જેવા જ તે ધર્મપરાયણ, કુશળ વહીવટકાર હતા. અને પ્રજાવત્સલ હતા.

ગુજરાતના ઘર–ઘરમાં મહામંત્રી ઉદયનનાં યશોગાન ગવાતાં હતાં.સુપુત્ર બાહડ મંત્રીની નવયૌવના કીર્તિ-કન્યા પણ એ ઘરોમાં રૂમઝુમ નૃત્ય કરી રહી હતી. રાજભકિત અને પ્રજાપ્રેમે બાહડ મંત્રીને ઝળહળતી યશસ્વી કીર્તિના ઉન્નત શિખર પર બેસાડયા હતા. કીર્તિના કેફથી બાહડ મુકત હતા.

પુત્ર બાહડે પિતા ઉદયનના આદર્શોને જીવંત રાખ્યા હતા. તેમનું સ્મરણ પુત્રના હૈયે સદૈવ રહેતું. આજ એ પ્રેરક અને પૂજ્ય પિતાની સ્મૃતિઓથી બાહડનું ચિત્ત ઘેરાઈ ગયું હતું.

પિતાની પુણ્ય સ્મૃતિ આજ વધુ જીવંત બની હતી. બાહડના માનસપટ પર પિતા ઉદયનનો પાવન દેહ જાણે

જીવંત બની ઊભો રહ્યો. પ્રચંડ અને પ્રતાપી વ્યક્તિત્વ, આંખોમાં છલકાતું વાત્સલ્યનું અમી, ચહેરા પર નિર્મળ પ્રસન્નતા ! પુત્રે પિતાને ભાવવંદના કરી અને અમિનેષ નયને તેમને જોઈ રહ્યા. જાણે પિતાજી કશુંક કહેવા માગતા હતા. નીવર શાંતિમાં પિતાનો સ્પષ્ટ અગમ અવાજ બાહડ સાંભળી રહ્યા...

'વત્સ બાહડ ! મારા નશ્વર જીવનની એ શાશ્વત્ અવિનાશી તીર્થની આખરી યાત્રા હતી...ગિરિરાજ શત્રુંજયની યાત્રા કરી યુગાદીશ્વરની પૂજા–ભકિત કરી મેં અનહદ અને અપૂર્વ આનંદ અનુભવ્યો હતો. સાથોસાથ મેં એટલી જ તીવ્ર વેદના અનુભવી હતી.

મારા પ્રિય પુત્ર ! યુગાદીશ્વરનું જીર્ણ મંદિર જોઈ મારો આનંદ કરકરો થઇ ગયો. મને ખૂબ જ દુઃખ થયું. મારા નાથનું મંદિર આવું જીર્ણ ? અને એ જ સમયે આદિનાથની સાક્ષીએ, તેમનાં મંદિરનું નવનિર્માણ કરવાનો મેં મનમાં સંકલ્પ કર્યો. પ્રતિજ્ઞા કરી કે–

'જ્યાં સુધી નવું મંદિર નહિ બનાવું ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરીશ.

–દિવસમાં એક જ વાર ભોજન કરીશ,

–ભૂમિ ઉપર જ શયન કરીશ,

–અને કોઈ પણ પ્રકારનો મુખવાસ નહિ ખાઉં...

વત્સ ! તીર્થયાત્રા કરીને યુદ્ધયાત્રાએ ગયો. યુદ્ધમાં વિજય પણ મળ્યો. પરંતુ ભગવાનની સાક્ષીએ લીધેલી

પ્રતિજ્ઞા પૂરી કરવા માટે જીવન આઝું ન ટકયું ! યુદ્ધ ભૂમિ જ મારા માટે મૃત્યુ-શય્યા બની ગઈ !....

પિતાની આ અદીઠ અંતર વાત સાંભળી પુત્ર બાહડનું હૈયું ભરાઈ આવ્યું. આંખોમાં આંસુ ધસી આવ્યાં. મનોમન તેમણે પિતાને કહ્યું, ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું :

'મારા પ્રાણ ! આપના આંસુ લૂછી નાખો. આપની અધૂરી પ્રતિજ્ઞા હું પૂરી કરીશ. આપના મૂક આશીર્વાદથી થોડા જ સમયમાં ગિરિરાજ પર યુગાદીશ્વરનું ભવ્ય મંદિર બનશે. આપની પુણ્યસ્મૃતિની સાક્ષીએ હું પ્રતિજ્ઞા કરું છું કે

જ્યાં સુધી નવા મંદિરનો પાયો નહિ ખોદાય ત્યાં સુધી હું બ્રહ્મચર્યનું પાલન કરીશ.

—દિવસમાં એક જ ટંક ભોજન કરીશ.

—ભૂમિ પર જ શયન કરીશ.

—અને કોઇ પર પ્રકારનો મુખવાસ નહિ ખાઉં...'

'કૃપાવંત !...'

બાહડની સ્મૃતિ-સમાધિમાં આ અવાજથી ભંગ પડયો. પરિચારિકાએ પ્રણામ કરીને કહ્યું :

'સાંજની આરતીનો સમય થઇ ગયો છે. આપ જિન-મંદિરમાં પધારો !'

પિતાની પુણ્યસ્મૃતિથી ભીની બનેલી આંખો લૂછી નાંખી 'હમણાં જ આવું છું તમે આરતીની પૂર્વ તૈયારી કરો...'

મહામંત્રી ઉદયને સૌરાષ્ટ્રના ઉદ્ધત અને ઉદ્દંડ રાજા સમરરાજને યુદ્ધભૂમિમાં પરાજીત કર્યો, પરંતુ તે પાટણ પાછા ફરી શકયા નહીં. શસ્ત્રોના અસંખ્ય ઘાથી દેહ તૂટી

પડચો હતો. હવે મૃત્યુ નિશ્ચિત છે, તે જાણીને તેમણે સાથી સેનાપતિઓને પોતાની અંતિમ ઇચ્છા જણાવી હતી અને પછી નવકાર મંત્રનું સ્વસ્થ અને પ્રસન્ન ચિત્તે રટણ કરતાં કરતાં વીરગતિ પામ્યા હતા. સેનાપતિઓએ પાટણ આવીને પુત્ર બાહડ મહામંત્રીને પિતાની અંતિમ ઇચ્છા જણાવી હતી. આ આખીય ચિત્રાવલી બાહડના મનઃપ્રદેશ પર ઉતરી આવી હતી. એ યાદને વાગોળતાં તે મંદિરમાં ગયા અને ઉલ્લસિત હૈયે ભગવાનની આરતી ઉતારી.

બીજા દિવસની સવારે પાટણવાસીઓએ ઘોષણા સાંભળી: 'મહામંત્રી બાહડ સૌ નગરજનોને નિમંત્રણ આપે છે કે તીર્થાધિરાજ શત્રુંજય ગિરિરાજની સંઘયાત્રા કાઢવાની છે. આ સંઘયાત્રામાં જે કોઈ ભાઈ–બહેનને આવવાની ભાવના હોય તે જરૂરથી પધારે. જે કોઈ આ સંઘયાત્રામાં જોડાશે તેમણે ૧. બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું પડશે. ૨. ભૂમિશયન કરવું પડશે. ૩. દિવસમાં એક જ ટંક ભોજન કરવાનું રહેશે. ૪. જે સમકિતધારી હશે. ૫. સજીવ વસ્તુનું ભોજન નહિ કરી શકાય અને ૬. પદયાત્રા કરવી પડશે. સાથોસાથ સદૈવ પરમાત્મા યુગાદીશ્વરનું સતત નિશદિન ધ્યાન કરવું પડશે. જેઓ પણ યાત્રિક બનશે, તે સૌની ભોજન આદિની સારસંભાળ મહામંત્રી તરફથી કરાશે....'

આ ઘોષણાથી પાટણની ધર્મપ્રેમી જનતા હર્ષથી ઘેલી બની ગઈ. હજારો સ્ત્રી–પુરુષ પાટણ અને આસપાસના ગામોમાંથી શ્રી શત્રુંજય તીર્થની સંઘયાત્રામાં જોડાવા લાગ્યા અને શુભ મુહૂર્તમાં સંઘયાત્રાનું મંગળ પ્રયાણ થયું. જ્યાં પણ, જે

કોઈ ગામમાં સંઘ પહોંચતો ત્યાં યાત્રિકોનું ભવ્ય સ્વાગત થતું એ ગામોમાંથી પણ ભાવિકો આ યાત્રામાં સાથે થઇ જતા. મહામંત્રી એ દરેક ગામમાં મોકળે મને દાન દેતા. નગરના જિનમંદિરોમાં ઉલ્લાસથી પૂજા–ભક્તિ કરતા. સાધર્મિક વાત્સલ્ય કરતા.

સંઘયાત્રા પાછળનો શુભ ઉદ્દેશ હવે સૌ જાણી ગયા હતા. દરેકના હોઠ પર એક જ વાત હતી. 'મહામંત્રી ગિરિરાજ પર નવું ભવ્ય જિનમંદિર બનાવવા સંઘ લઈ જઇ રહ્યા છે. ત્યાં તે કરોડો રૂપિયાનો સદ્વ્યય કરશે. પિતા ઉદયની અંતિમ ઈચ્છાને પુત્ર મહામંત્રી બાહડ પૂરી કરશે ! ધન્ય પિતા ! ધન્ય પુત્ર !...'

ગામ–ગામના અને નગર–નગરના શ્રીમંતોમાં પણ આ વાત થતી. બાહડ મંત્રીની ધર્મભાવના અને પિતૃ-ભક્તિની અનુમોદના કરી અંદરોઅંદર કહેતા : 'આપણને પણ આ સમયે આપણી સંપત્તિનો સદ્વ્યય કરવાનું મળે તો ? પરંતુ મહામંત્રીજી આપણા ધનનો સ્વીકાર કરશે ? શા માટે નહિ કરે ? મહામંત્રીજી સરળ અને ધર્મિષ્ઠ છે. શુભ ભાવનાની તે કદર કરી જાણે છે. તો આપણે તેમને વિનંતી કરીએ. અમારા ધનનો પણ મંદિરના નવ નિર્માણના કામમાં ઉપયોગ કરો...'

સંઘ ગિરિરાજની શીળી અને પવિત્ર છાયામાં પહોંચ્યો. યુગાદીશ્વરના ચરણસ્પર્શથી પાવન બનેલી ધરતીનો સ્પર્શ કરીને બાહડ મંત્રીના આનંદનો પાર ન રહ્યો. તેમનો મનમયૂર ભક્તિભાવથી નાચી ઊઠયો. ગિરિરાજના દર્શનથી યાત્રિકો

કૃતકૃત્ય બની ગયા. અને સંઘસહિત મહામંત્રીએ ગિરિરાજ પર ચડવાનું શરૂ કર્યું.

ગિરિરાજનો એક એક પથ્થર, અરે! તેનો એક એક કાંકરો અનંતાનંત આત્માઓની મુક્તિના ગીત સંભળાવે છે. ભોગી હોય કે યોગી, પાપી હોય કે પુણ્યશાળી, જ્ઞાની હોય કે અજ્ઞાની, રોગી હોય કે નિરોગી, અમીર હોય કે ગરીબ, સ્ત્રી હોય કે પુરુષ, બાળક હોય કે વૃદ્ધ, જે કોઈ ભક્તિપૂર્ણ હૃદયથી અને મુક્તિના તીવ્ર તલસાટથી ગિરિરાજની યાત્રા કરે છે તેનો બેડો પાર થઈ જાય છે. કર્મનાં તેનાં બંધનો તડાતડ તૂટી જાય છે અને તે મુક્તિને પામે છે. તે અજરામર બની જાય છે.

મહામંત્રી બાહડ એવા મુક્તાત્માઓના ચિંતન-મનનમાં એટલા બધા લીન બની ગયા હતા કે તે ક્યારે પરમાત્મા શ્રી ઋષભદેવના મંદિરમાં આવી પહોંચ્યા તે પણ ખ્યાલ ન રહ્યો.

હજારો યાત્રિકોએ બૂલંદ અવાજે દાદા આદીશ્વરનો જયનાદ કર્યો. મહામંત્રી બાહડ અને અન્ય યાત્રિકોએ ભાવથી દર્શન–પૂજા–ચૈત્યવંદન આદિ કર્યાં.

જિનપૂજા આદિથી પરવારી મહામંત્રીએ શિલ્પીઓ સાથે ફરીને મંદિરનું ચારે બાજુથી બારીકાઈથી નિરીક્ષણ કર્યું. મહામંત્રી પાટણથી શિલ્પીઓએ સાથે લઈને આવ્યા હતા. તેઓની સાથે મંદિરના જિર્ણોદ્ધાર વિષે પ્રાથમિક વિચારવિમર્શ કર્યો અને સો તળેટીએ આવ્યા.

ભોજન અને આરામથી નિવૃત્ત બની મહામંત્રી મંદિરના નવનિર્માણના વિચારમાં ડૂબેલા હતા, ત્યાં ભારતના ભિન્ન

ભિન્ન પ્રદેશના સેંકડો ભાવિક શ્રીમંત–શાહુકારોએ આવી તેમને પ્રણામ કર્યા. બાહડે સૌનું ઉચિત સ્વાગત કર્યું.

આગંતુક શ્રીમંત–શાહુકારોએ વિનયથી પોતાની ભાવના વ્યક્ત કરી :

'મહામંત્રીજી ! અમે સૌ આપની ક્ષેમકુશળતા ચાહીએ છીએ. આપ તો જિનશાસનના શણગાર છો. પરમ જિનભક્ત છો ! આપના પિતૃપ્રેમ અને પિતૃભક્તિની અમે અનુમોદના કરીએ છીએ. આપે સંઘયાત્રા કાઢીને હજારો ભાવિકોને તીર્થયાત્રાનો મહાન પુણ્યલાભ આપ્યો છે. હજારો દુઃખી સાધર્મિક ભાઈ–બહેનોનો ઉદ્ધાર કર્યો છે. આપની સંપત્તિનો આપ ખૂબ જ સુંદર સદ્વ્યય કરી રહ્યા છો, આ બધાથી અમે સૌ પ્રમોદભાવ અનુભવીએ છીએ.

આપ તો પરમ પુણ્યશાળી અને ભાગ્યશાળી છો કે આપ ગિરિરાજ પર ભવ્ય જિનમંદિરનું નવનિર્માણ કરાવી રહ્યા છો. અમને પણ આપના ભાગ્ય અને પુણ્યમાં ભાગીદાર થવાની ભાવના છે. આપને અમારી વિનમ્ર પ્રાર્થના છે કે જિનમંદિરના નવનિર્માણના કાર્યમાં આપ અમારા ધનનો સદ્વ્યય કરવાની પુણ્ય તક આપો. અમે સૌ જાણીએ છીએ કે આપ એકલા જ જિનમંદિર કરાવવા માટે પૂરા સાધનસંપન્ન છો. આપની એ ભાવના પણ ઉત્તમ છે. પરંતુ અમારા સૌની અંતરની ભાવના છે કે અમને પણ આ પુણ્યકાર્યમાં આપ ભાગીદાર બનાવો...'

મહામંત્રીને આ સૌ શ્રીમંતોની વિનંતીમાં સચ્ચાઈ અને અંતરની ભાવનાનો રણકો સંભળાયો. તેમણે વિનંતીનો સહર્ષ સ્વીકાર કર્યો. બીજા દિવસે વિશાળ મંડપમાં યાત્રિકોની હકડેઠઠ સભા મળી. મહામંત્રીએ જાતે ઘોષણા કરી :

'જે કોઈ ભાઈ–બેનને યુગાદીશ્વરના બનનાર ભવ્ય જિનમંદિરના નવનિર્માણના કાર્યમાં પોતાના ધનનો સદ્વ્યય કરવાની ભાવના હોય તે પ્રેમથી તેમનું દાન કરે. સૌ પોતાના દાનની રકમ લખાવે. મુનિમજી તે ભાગ્યશાળીનું નામ લખી લેશે...'

ઘોષણા પૂરી થતાં જ દાતાઓ દાન લખાવવા માંડયા. કોઈએ બે લાખ, કોઈએ દોઢ લાખ, કોઈએ લાખ તો કોઈએ પચાસ હજાર...દાતાઓની દાનભાવના અને જિનભક્તિ જોઈને મહામંત્રીનું હૈયું હરખાઈ ઉઠ્યું તે શાંતિથી સૌને જોઈ રહ્યા હતા. દાતાઓનાં નામ અને દાનની રકમના આંકડા પ્રસન્ન ચિત્તે સાંભળી રહ્યા હતા.

ત્યાં તેમની નજર મંડપની બહાર એક સામાન્ય માનવી પર પડી. તે ભીડમાં અંદર આવવા માટે ભરચક પ્રયત્ન કરી રહ્યો હતો પણ તેનો મેલો–ઘેલો વેશ જોઈને તેને કોઈ દાદ દેતું ન હતું. માનવપારખુ બાહડે જોયું કે એ આગંતુકના હૈયે દાન કરવાની ભાવના ઉછળી રહી છે. તેનો વેશ આકર્ષક ન હતો પરંતુ તેના ચહેરા પરની આભામાં પવિત્રતાનો સ્ફુલિંગ ઝળકતો હતો. મહામંત્રીએ અનુચર મોકલી તેને પોતાની પાસે બોલાવ્યો, તેણે આવીને પ્રણામ કર્યા.

'તમારો ચહેરો તમારી ભાવનાની ચાડી ખાય છે. પુણ્યશાળી છો તમે. તમારું નામ?'

'ભીમા કુલડીયા.'

'ક્યાં રહેવું?'

'પાસેના ટીમણા ગામમાં રહું છું.'

'શું ધંધો કરો છો?'

'મહામંત્રીજી! પુણ્યહીન છું. અશુભ કર્મનાં બંધનો હજી

તૂટયાં નથી. મહેનત–મજૂરી કરું છું. ગામમાંથી ઘી લાવીને અહીં ઘરે ઘરે ફરીને ઘી વેચું છું. ઘી વેચતાં જે કાંઈ મળે છે તે લઈને પાછો ગામમાં જઉં છું. અમે પતિ–પત્ની બંને છીએ અને આ કમાણીમાં સંતોષથી જીવન જીવીએ છીએ.'

'અહીં શા માટે આવ્યા છો ?'

'બજારમાં ઘી વેચતાં વેચતાં સાંભળ્યું કે ગુજરાતના મહામંત્રી વિશાળ સંઘ લઈને અહીં પધાર્યા છે. આથી થયું કે લાવ, આજે ગિરિરાજની યાત્રા કરું અને આપના જેવા ધર્માત્માના દર્શન પણ કરી લઉં. યાત્રા કરીને આવ્યા બાદ જાણવા મળ્યું કે આપ ગિરિરાજ ઉપર ભવ્ય જિનમંદિરનું નવનિર્માણ કરાવી રહ્યા છો અને સૌને પુણ્યલાભ મળે તે માટે આપ દાન પણ લઈ રહ્યા છો. આથી મને પણ ભાવના થઈ કે હું પણ કંઈક...'

ભીમો વધુ બોલી ન શકયો. દાનની રકમ બોલતાં તે અચકાઈ ગયો. શરમથી તે નીચું જોઈ રહ્યો.

'ભીમાજી ! દાન દેવામાં શરમાવાની જરૂર નથી. તમારે જેટલું દાન કરવું હોય તેટલું પ્રેમથી કરો...' બાહડે પ્રેમથી કહ્યું.

'મંત્રીશ્વર ! મારી પાસે અત્યારે માત્ર સાત જ પૈસાની મૂડી બચી છે, મારી પાસે એક રૂપિયો હતો, પરંતુ તેમાંથી મેં પુષ્પો આદિ લઈ ભગવાન આદિનાથની પૂજા કરી. એ રૂપિયો તો ખર્ચાઈ ગયો પણ હજી મારી પાસે સાત પૈસા છે. આપ મારી આટલી નાની રકમનો સ્વીકાર કરો તો...' આટલું બોલતાં ભીમો રડી પડયો.

બાહડની આંખ પણ ભીમાની ભાવનાથી ભીની બની

ગઈ. કેવી ઉદાત્ત ભાવના! તે ઊભા થઈ ગયા અને મુનિમજી પાસે જઈને કહ્યું:

'મુનિમજી! દાતાઓની નામાવલીમાં સૌ પ્રથમ નામ ભીમા કુલડિયાનું લખો...'

મહામંત્રીની આ ઘોષણા સાંભળી સભામાં ઘડીક ઘેરો સન્નાટો છવાઈ ગયો. સૌ મનોમન આશ્ચર્યથી પૂછી રહ્યા:

પહેલું નામ ભીમા કુલડિયાનું ?!!! કેટલી માતબર રકમનું આ દાતાએ દાન કર્યું હશે ?!!!

ત્યાં મહામંત્રીએ જાહેર કર્યું:

'ભીમા કુલડિયા આજ પોતાની તમામ સંપત્તિનું દાન કરી રહ્યા છે. તેમની પાસે જેટલી મૂડી હતી એ બધી જ મૂડી આજ તે પુણ્યકાર્યમાં આપી રહ્યા છે. ધન્ય છે તેમની ઉદારતાને! ધન્ય છે તેમની ભાવનાને!...'

સભાજનોએ પણ ભીમાને ધન્યવાદ આપ્યા.

ભીમાએ પોતાની કેડમાં ખોસેલા સાત પૈસા કાઢયા અને આનંદથી રડતી આંખે મહામંત્રીજીને આપ્યા. એ સાત પૈસા ખખડાવીને તેમણે કહ્યું:

'સભાજનો! જુઓ, ભીમાજીની આ સંપૂર્ણ મૂડી! આ તેમની કમાણી તે આજ પૂરેપૂરી દાનમાં આપી રહ્યા છે! આપણે બધા શું દાન કરીએ છીએ? લાખમાંથી થોડાક હજાર આપીએ છીએ. વધુમાંથી થોડાનું કે થોડામાંથી થોડુંક દાન કરીએ છીએ પરંતુ આ ભીમાજી તો પોતાની પૂરી મૂડી જ આપી રહ્યા છે! પાસે એક પણ પૈસો રાખ્યા વિના, કાલની કશી ય ચિંતા વિના, દાદાના ચરણે તે

પોતાની મહામૂલી પૂરી કમાણી ધરી રહ્યા છે. મારા મતે ભીમાજીનું આ દાન સર્વશ્રેષ્ઠ છે! સર્વોત્તમ છે! મારા દાનથી પણ તેમનું દાન અનુપમ અને અદ્વિતીય છે!...'

'ધન્ય ભીમાજી! ધન્ય!' સભાજનોએ પ્રચંડ હર્ષનાદ કર્યો. સભા વિખરાઈ ગઈ. ભીમાજી મહામંત્રીની આજ્ઞા લઈ પોતાના ગામ તરફ આનંદ ઉછળતા હૈયે પાછો ફર્યો... ભીમાને હરખાતો અને હસતો હસતો ઘરમાં આવેલો જોઈને...

'આજ કંઈ બહુ ખુશ છો? શું કાંઈ ખાસ બન્યું છે?

'પ્રિયે! મારી ખુશી તને કયા શબ્દોમાં બતાવું? આજ તો મારું જીવન ધન્ય ધન્ય થઈ ગયું...'

'એવું તે શું બન્યું? તે તો મને કહો.'

ભીમાએ હરખઘેલા હૈયે બધી વાત કરી. તે હજી પૂરી વાત કહે ત્યાં જ પત્ની બોલી ઊઠી :

'બધી કમાણી દાનમાં દઈ આવ્યા? ધન્ય થઈ ગયું તમારું જીવન... કેમ? તમને ઘરનો વિચાર ન આવ્યો? આજે આપણે શું ખાશું તેની તમને જરાય ચિંતા ન થઈ? શું તમને એટલીય ખબર ન રહી કે એ એક રૂપિયો અને સાત પૈસા દાનમાં દીધા પછી ફૂટી કોડી પણ નહિ બચે?...'

પત્ની ગુસ્સાથી હાંફી રહી હતી. તેના મગજની કમાન છટકી હતી. ભીમાનું દાન તેનાથી સહન ન થયું.

'ગુસ્સે ન થા, દેવી! શાંતિથી વિચાર જ્યાં લાખો રૂપિયા દાન કરનાર હોય ત્યાં આપણી સાત દમડીનો શું હિસાબ? અને સાત પૈસા તો કાલે પણ કમાઈ લેવાશે. દાનની આવી તક કંઈ ફરી ફરીને થોડી મળે છે? સાત

પૈસાના બદલામાં કેટલો બધો પુણ્યલાભ થયો છે! મારા હૈયે કેટલો બધો આનંદ છલકાય છે, તેનો તું જરા હિસાબ માંડ...'

'માંડો તમે બધો હિસાબ, મારે નથી માંડવો. આપણે ગરીબ છીએ. મજૂરી કરીને જીવીએ છીએ. એવાં દાન દેવાના શોખ આપણને ન પરવડે. આપણે પહેલાં પેટનો વિચાર કરવો જોઈએ. પુણ્યનો નહિ...'

પત્નીનો રોષ ભભૂકયે જ જતો હતો. પરંતુ ભીમો પત્નીને ઓળખતો હતો. સ્ત્રીસ્વભાવને પણ તે જાણતો હતો. આથી તે પત્નીના ગુસ્સાથી જરાય વિચલિત ન થયો. શાંતિથી તેણે કહ્યું :

'કબૂલ. આપણે ગરીબ છીએ. પરંતુ તું મને એ કહે કે એ સાત પૈસાથી આપણી ગરીબી દૂર થવાની હતી?'

'ના.'

'એ સાત પૈસા દાનમાં દીધા ન હોત અને ઘરે લાવ્યો હોત તો તેનાથી કેટલું સુખ મળત?'

'સાત પૈસા જેટલું.'

'હવે મને એ કહે કે મારા આત્માને સુખ અને આનંદ મળે તો તું રાજી થાય કે નહિ.'

'તમે તો કેવા ગાંડા પ્રશ્ન પૂછો છો?'

'તો ગાંડી! જે સાત પૈસાથી આપણી ગરીબી દૂર થવાની ન હતી તે સાત પૈસા દાનમાં આપી દેવાથી મને જે બેહદ સુખ અને અપૂર્વ આત્માનંદ થયો છે તે જાણીને ય તું મારાથી નારાજ રહીશ?...એ સમયે તું ત્યાં હાજર હોત તો તને આનંદ આવત કે મહામંત્રીજીએ કેટલા પ્રેમથી

મને આવકાર્યો હતો ! આખી સભાએ મારી દાનભાવનાનો જયનાદ કર્યો હતો. ભલી બાઈ ! તારા સ્વામીનું નામ આજ દરેકના હોઠ પર રમે છે. સાત પૈસામાં આવી કીર્તિ કોને મળે છે ? કોને આવો નિવ્યાજ પ્રેમ મળે છે ?'

'ભલે, તમને જે ઠીક લાગે તે કર્યું', મારે હવે કશું નથી કહેવું.'

'એમ નહિ, દેવી ! મેં દાન દીધું તેથી તારા હૈયે પણ કોઇ રંજ ન રહેવો જોઈએ, તારા હૈયે પણ તેનો આનંદ ઉછળવો જોઈએ. તારે પણ મારી ભાવનાની અનુમોદના કરીને પુણ્યલાભ મેળવવો જોઈએ....'

'ક્ષમા કરો નાથ ! મારી ભૂલ થઇ ગઇ, તમે સાચે જ મહાપુણ્ય ઉપાર્જન કર્યું છે....'

પત્નીને પ્રસન્ન થયેલી જોઈ ભીમો તેના કામે વળગ્યો. સાંજે પત્ની ગાય દોહવા ગઇ, ગાય દોહીને પાછી આવીને કહ્યું : 'ગાયને બાંધવાનો ખીલો નીકળી ગયો છે. તેને જરા બરાબર ઠોકી દેજો ને...'

ભીમો ગમાણમાં ગયો. ત્યાં જઈ તેણે ખીલો ઊંડે સુધી દાટવા જમીન ખોદી. ખોદતાં ખોદતાં કુહાડી કશાક વાસણ સાથે ભટકાઇ હોવાનું તેને લાગ્યું. તેણે જોયું તો જમીનમાં એક સુવર્ણ કળશ હતો. બહાર કાઢીને જોયું તો તેમાં ચાર હજાર સોના મહોરો હતી. કળશ લઇને તે પત્ની પાસે આવ્યો

'જોયું ? દાદાનો કેવો ચમત્કાર છે ! ક્યાં સાત પૈસા અને ક્યાં આ ચાર હજાર સોના મહોર !'

'આપણી ગરીબાઈ આજથી દૂર થઇ ગઈ....' પત્ની હર્ષાવેશથી બોલી.

'ના દેવી! હજી આપણાં અશુભ કર્મ પૂરાં નથી થયાં. અદત્ત નહિ લેવાની મારી પ્રતિજ્ઞાને તું જાણે છે. આ સોનામહોર આપણી નથી.'

'તો શું કરશો આ સોનામહોરોનું?'

'જઈને મહામંત્રીજીને આપી આવીશ. તેમને જે કરવું હશે તે કરશે.'

ભીમો વ્રતધારી શ્રાવક હતો. હાથમાં જીવનભરની ગરીબાઈ દૂર થઇ જાય તેટલી સોનામહોર હતી, પરંતુ તે લલચાયો નહિ. વ્રતથી તે ઢીલો ન પડયો.

બીજા દિવસે સુવર્ણ કળશ લઈ તે પાલિતાણા પહોંચ્યો. મહામંત્રી બાહડ પાસે જઇ તે બધી સોનામહોર કળશ સાથે બાહડના ચરણે ધરી દીધી. અને જે બન્યું હતું તે બધું કહ્યું. બાહડ મંત્રી તો ભીમાની નિઃસ્પૃહતા અને વ્રતપાલનની દૃઢતા જોઇ અહોભાવથી સ્તબ્ધ થઇ ગયા.

'ધન્ય છે ભીમાજી! ધન્ય છે તમારી વ્રતપાલનની દૃઢતાને! ખરેખર તમે મહાશ્રાવક છો! આ સોનામહોરો પર તમારો જ અધિકાર છે. તમારા ઘરમાંથી જ તમને તે મળી છે. પુણ્યોદય તમારો આજે જાગ્યો છે. આ સંપત્તિના તમે જ ખરા માલિક છો. આથી તમે એ પ્રેમથી પાછી લઇ જાવ....'

પણ ભીમાએ તે લેવાનો ઈન્કાર કરી દીધો. મહામંત્રીએ ફરી તેને સમજાવ્યો. ભીમો એકનો બે નહોતો થતો ત્યાં જ કપર્દિ યક્ષ પ્રકટ થયા. તેમને જોઇને બંનેએ ઊભા થઈ યક્ષને ભાવથી પ્રણામ કર્યા. યક્ષરાજે કહ્યું :

'ભીમા! આ ધન તને તારા પુણ્યોદયથી મળ્યું છે. તારાં

અશુભ કર્મો હવે પૂરા થયાં. આ ધન હું તને પ્રેમથી આપું છું. લઈ લે તું...!' એટલું બોલી કપર્દિ યક્ષ અદૃશ્ય થઈ ગયા.

હવે ભીમો ના પાડી શકે તેમ ન હતો. મહામંત્રીનું ભાવભીનું આતિથ્ય માણી સોનામહોર લઈ તે પોતાના ઘરે પાછો ફર્યો.

'લો દેવી! કપર્દિ યક્ષે આપણને આ ભેટ આપી છે! ખરેખર યુગાદિનાથનો પ્રભાવ અચિંત્ય છે!...

'ના, નાથ! આ તો આપની વ્રતદૃઢતાનું જ ફળ છે!'

o o o

એ વરસમાં ગિરિરાજ શત્રુંજય પર જિનમંદિરના નવનિર્માણનું કામ પૂર્ણ થયું.

'મંત્રીશ્વર! આપનું જિનાલય પૂર્ણ થઈ ગયું. જાણે દેવવિમાન હોય તેવું ભવ્ય અને મનોહર દેખાય છે!....

'તું ખૂબ જ સુંદર સમાચાર લાવ્યો છું. તારી જીભ સદૈવ આવા શુભ અને મંગળ સમાચાર આપતી રહે.' મહામંત્રી બાહડે સમાચાર આપનાર કર્મચારીને ૩૨ સુવર્ણ જીભ ભેટ આપી.

પરંતુ બીજે દિવસે...

'મહામંત્રીજી! કહેતાં દુઃખ થાય છે....'

'નિઃસંકોચ કહો. નિર્ભય અને નચિંત બનીને જે ખબર હોય તે કહો...'

'કૃપાવંત, પવનની તેજ ગતિથી નવનિર્મિત જિનમંદિર પડી ગયું છે...

'સંદેશ–વાહક! તેં ખૂબ જ સમયસર ખબર આપ્યા.' ધન્યવાદ! હું હમણાં જ ઉપર જઉં છું...' અને તેને ૬૪ સુવર્ણ જીભ ભેટ આપી!!!

મહામંત્રીજી શ્વાસભેર ગિરિરાજ પર પહોંચ્યા. તેમણે શિલ્પીઓ અને કારીગરોને તૂટેલા નવનિર્મિત જિનમંદિરના પથ્થરો પાસે નિરાશ થયેલા જોયા.

'આમ કેવી રીતે બન્યું ?

'મંત્રીશ્વર! આ ઊંચો પહાડ છે. પહાડ પર મંદિરમાં ભમતી નહિ બનાવવી જોઇએ. પણ અમે બનાવી, તેમાં હવા ભરાઈ ગઈ. તેના જોરથી મંદિર તૂટી પડ્યું...' મુખ્ય શિલ્પીએ સ્પષ્ટતા કરી. 'ચિંતા ન કરો. ભમતી વિનાનું મંદિર બનાવો.'

'પણ મંત્રીશ્વર! ભમતી વિના મંદિર કેવી રીતે બનાવી શકાય ?'

'કેમ ? શું તકલીફ છે તેમાં ?'

'ઘણી મોટી તકલીફ છે...'

'શું ?...'

'વગર ભમતીનું મંદિર બનાવનારનો વંશ નિર્વંશ રહે છે. તેમને ત્યાં વંશવૃદ્ધિ થતી નથી...'

'ઓહ ! આ તકલીફ છે ?' મહામંત્રી બાહડે હસતાં હસતાં કહ્યું :

'એમાં ચિંતા શું કરો છો ? મૂંઝાઓ છો શા માટે ? મને વંશની કામના નથી. મારે તો યુગાદિનાથનું ભવ્ય મંદિર બનાવવું છે. કોઈપણ ભોગે તે બનવું જોઈએ. ભમતી વિના મંદિર બનતું હોય અને હું નિર્વંશ રહું તો મને ચિંતા નથી. વંશવૃદ્ધિનો મને કોઈ મોહ નથી. અને પૂછું ? શા માટે વંશવૃદ્ધિ ? કોને ખબર તે સંતાન સંસ્કારી રહેશે કે કુસંસ્કારી ? અને એ કોણે જાણ્યું છે કે મારા સંતાનો

મારી કીર્તિને ઉજ્જવળ જ રાખશે ? સંતાન સારાં ન નીવડયાં તો એ મારી કીર્તિને ધૂળમાં પણ મેળવી દે. મારી બાપદાદાની કીર્તિને પણ કલંકિત કરી દે.

પણ ના મને કીર્તિની પણ પરવા નથી. મારે તો મારી નાશવંત સંપત્તિ યુગાદિનાથની ભક્તિમાં સમર્પિત કરવી છે. મારા અનંત ઉપકારી પિતાની અધૂરી ભાવના પૂર્ણ કરવી છે. તમે આજથી શરૂઆત કરી દો. રાત દિવસ કામ ચાલુ રાખો અને કામ પૂરું થાય એટલે તાબડતોબ મને ખબર આપો...'

મહામંત્રી બાહડની આ નિષ્કામભકિતની વાત ગુજરાત–સૌરાષ્ટ્રના ઘરે ઘરે વહેતી થઈ ગઈ.

થોડા જ સમયમાં જિનમંદિર ફરીથી ભમતી સાથે તૈયાર થઈ ગયું. બાહડ મંત્રીએ આ માટે બે કરોડ અને ૬૭ લાખ રૂપિયાનો સદ્વ્યય કર્યો. યુગાદિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવવા મહામંત્રીએ પોતાના શ્રદ્ધેય અને આરાધ્ય ગુરુદેવ હેમચન્દ્રાચાર્યને પ્રેમાગ્રહપૂર્વક વિનંતી કરી.

વિક્રમ સંવત ૧૨૧૧ના કોઈ એક શનિવારે આચાર્યદેવે ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવી. આ મહામહોત્સવમાં ભાગ લેવા ભારતભરમાંથી હજારો ભાવિકો આવ્યા.

ત્યારે સૌએ બાહડ મંત્રીની

–જિન ભક્તિ

–પિતૃભક્ત અને

–દાનશૂરતાની ભૂરી ભૂરી પ્રશંસા કરી. સૌ એકી સૂરે બોલતું હતું :

"ધન્ય પિતા ! ધન્ય પુત્ર !"

ધ...ડી...મ...ધ...ડમ...
નવનિર્મિત
જિનાલયના ઉત્તુંગ શિખર પરથી
દંડનાયક અંબડને
દેવી સિંધવાએ ફેંકી દીધા...



આચાર્યદેવશ્રી હેમચંદ્રસૂરિએ કહ્યું :
'મારે આજે જ ભરૂચ જવું પડશે.
અને સાંજે આકાશગામિની વિદ્યાથી
આચાર્ય શિષ્ય સાથે ભરૂચ પહોંચ્યા...

વેરનો ત્યાગ



પ્રેમનો ભાગ




પરમાર્હત્ કુમારપાળના મંત્રીમંડળમાં અંબડનું સ્થાન ગૌરવપૂર્ણ હતું. ગુજરાતના તે દંડનાયક હતા.

એક દિવસની વાત છે. ભરૂચથી એક શ્રાવક પાટણ આવ્યો અને દંડનાયક અંબડને મળ્યો. તેણે કહ્યું કે ભરૂચનું ઐતિહાસિક જિનમંદિર 'સમડીવિહાર' એકદમ જીર્ણ થઈ ગયું છે અને વહેલી તકે તેનું નવનિર્માણ કરાવવું અનિવાર્ય બની ગયું છે.

આગંતુક શ્રાવકની વાત સાંભળી અંબડે જિનમંદિરનું નવનિર્માણ પોતે કરાવવાનો નિર્ણય કર્યો. શ્રાવકને ઘટતું કરવાનું આશ્વાસન આપ્યું. પછી પોતે મહારાજા કુમારપાળ અને મહામંત્રી બાહડને પોતાના નિર્ણયની જાણ કરી. દંડનાયકની શુભ ભાવનાની બંનેએ અનુમોદના કરી અને નવનિર્માણ કરાવવા માટે સહર્ષ અનુમતિ આપી.

અંબડ પત્ની સાથે ભરૂચ આવ્યા. 'સમડીવિહાર'ને જીર્ણ–શીર્ણ અને બેહાલ જોઈ તેનું હૈયું કોચવાઈ ગયું. પળનોય વિલંબ કર્યા વિના નવનિર્માણના કાર્યનો આરંભ કરી દીધો. આ કામ પોતાની હાજરીમાં જ કરાવવા માટે ભરૂચમાં જ તેમણે નવું ઘર ખોલ્યું.

જિનમંદિરનો પાયો ખોદાવા લાગ્યો. મજુરોએ ખૂબ જ

ઊંડે સુધી પાયો ખોદ્યો.ત્યાં એક આફત આવી પડી.નર્મદાદેવી કોપાયમાન થઈ.અદીઠપણે તેણે ઘેરા અને રોષિત અવાજે કહ્યું:

'તમે આટલે ઊંડે સુધી પાયો ખોદીને મારું અપમાન કર્યું છે, આથી તમને બધાને આ જ પાયામાં દાટી દઈને હું મારા અપમાનનો બદલો લઈશ.'

અવાજ અંગે મજૂર કે બીજા કંઈ વિચારે તે પહેલાં તો દૈવી શક્તિથી બધા મજૂરો અને કારીગરો એ ખાડામાં ફેંકાઈ ગયા. ખબર પડતાં જ આખાય ભરૂચ શહેરમાં હાહાકાર મચી ગયો. સૌ દોડતાં ત્યાં આવી પહોંચ્યા અને મજૂરોને ખાડામાં પડેલા જોઈ કારમી કિકિયારીઓ પાડવા લાગ્યા.

અંબડ અને તેના પત્ની પણ તરત દોડતાં આવી પહોંચ્યા. પરિસ્થિતિ જાણી અંબડ ગંભીર બની ગયા. દૈવીશક્તિ સામે લડવાનો અર્થ ન હતો નર્મદાદેવીને રીઝવીને કામ કઢાવી લેવાનો તેમણે નિર્ણય કર્યો. તેમણે જ્યાં પાયો ખોદાયો હતો ત્યાં જ કાયોત્સર્ગધ્યાન ધર્યું, ને મોટેથી પ્રતિજ્ઞા કરી : 'જ્યાં સુધી મારા નિર્દોષ મજૂરો અને કારીગરો આ પાયામાંથી જીવતા ક્ષેમકુશળ પાછા નહિ આવે ત્યાં સુધી મારે અન્ન-જળનો ત્યાગ છે. ત્યાં સુધી પરમાત્માના ધ્યાનમાં જ સ્થિર રહીશ અને અહીંથી જરા પણ નહિ હટું...'

અંબડની પત્નીએ પણ પતિનું અનુસરણ કર્યું. ભરૂચની પ્રજા દંડનાયક અને તેમની પત્નીની આ ધર્મભાવના અને ભીષ્મપ્રતિજ્ઞા સાંભળી આશ્ચર્ય-સ્તબ્ધ બની ગઈ.

**"દેવાવિ તં નમંસંતિ જસ્સ ધમ્મે સયા મણો।**

જેનું મન હર હંમેશ ધર્મધ્યાનમાં લીન રહે છે એ મહાત્માના ચરણે દેવો પણ પોતાનું મસ્તક નમાવે છે.

અંબડના ધર્મધ્યાનથી દેવી નર્મદા પણ પ્રત્યક્ષ થઈને બોલીઃ

'તારે જો આ મંદિરનું નવનિર્માણ કરાવવાનું હોય અને તારા મજૂરો અને કારીગરોને જીવતા જોવા હોય તો તારે મને બત્રીશ લક્ષણા સ્ત્રી–પુરુષનું બલિદાન દેવું પડશે. આ બલિદાન દઈશ તો તારું કાર્ય પૂરું થશે...'

દંડનાયક અંબડે ધ્યાન પૂર્ણ કર્યું. તેણે પત્ની તરફ જોયું. પત્નીએ પણ તેમની સામે જોયું. અંબડે કહ્યું :

'પ્રિયે ! દેવી બલિદાન માંગી રહી છે ! તેને એક દંપતિનું બલિદાન જોઇએ છે.'

'બલિદાન દેવાથી બધા મજૂરો અને કારીગરો જીવિત થઈ જશે ?'

'હા. દેવીએ મને આ શરતી વચન આપ્યું છે અને કહ્યું છે : 'બલિદાન મને મળશે તો જ મંદિરનું નવનિર્માણ કાર્ય પૂરું થશે '

'તો આપ શું વિચાર કરો છો ?'

'તું તૈયાર થાય તો આપણું જ બલિદાન...'

'પ્રાણનાથ ! અચકાવ છો શા માટે ? હું પણ એમ જ ચાહું છું. જિનમંદિરના નવનિર્માણ માટે અને અનેકની જિંદગીના જીવતદાન માટે આપણી જિંદગી ખપમાં આવતી હોય તો એના જેવું પુણ્યવંતુ બીજું મૃત્યુ કયું હોઈ શકે ? આજ્ઞા કરો, નાથ ! મારે શું કરવાનું છે ?'

પત્નીનું આ સત્ત્વ અને શહિદીની તૈયારી જોઈ

અંબડના રોમે રોમ આનંદ અને ગૌરવથી નાચી ઉઠયાં. તેની આંખોમાં હર્ષનાં આંસુ છલકાઇ આવ્યાં.

'તો પ્રિયે ! વિલંબ શા માટે ? તૈયાર થઈ જાવ બલિદાન માટે...!'

'નહિ દંડનાયકજી ! નહિ. આપ આપનું બલિદાન ન આપો. અમે તમને આમ મરવા નહિ દઈએ.' કેટલાક રાજપુરુષોએ અંબડને રોકયા.

'એ શકય નથી, બલિદાન તો અમારે અમારું જ આપવું જોઈએ. મારા સેંકડો કારીગરો અને મજૂરો ખાડામાં પડયા છે. તેમના પ્રાણની રક્ષા કરવાની મારી પહેલી જવાબદારી છે. મારા બદલે બીજા કોઇનુંય બલિદાન ન અપાય...'

દંડનાયકે સૌને સમજાવી લીધા. અને પતિ-પત્ની નવકાર મંત્રનું સ્મરણ કરતાં કરતાં ઊંડા ખાડામાં એક સાથે કૂદી પડયાં.

જોનારાના ગળામાંથી કારમી ચીસ નીકળી ગઈ. ઘણાં મોંફાટ રડવા લાગ્યા, જોતજોતામાં તો ભરૂચની ગલીએ ગલીએ ખબર પહોંચી ગયા કે દંડનાયક અને તેમના પત્નીએ હજારો મજૂરોના જીવ બચાવવા અને જિનમંદિરના નવનિર્માણ કરાવવા માટે પોતાના પ્રાણની આહૂતિ આપી દીધી ! ! !

પણ થોડીવારમાં તો ત્યાં એક અદ્ભુત ચમત્કાર થયો. લોકોએ દિવ્ય અવાજ સાંભળ્યો :

'નગરવાસીઓ ! અંબડ-દંપતીના મનુષ્યપ્રેમ અને પ્રભુભક્તિથી હું પ્રસન્ન થઈ છું. તેમના બલિદાનથી હું

પ્રભાવિત થઇ છું. આથી તેમને અને તેમના બધા જ મજૂરો અને કારીગરોને ફરી નવું જીવન પ્રદાન કરું છું.'

એ અવાજ સાથે જ અંબડ-દંપતી બધા જ મજૂરો અને કારીગરો સાથે ઊંડા ખાડામાંથી બહાર આવ્યા. એ બધા જ સ્વસ્થ અને પ્રસન્ન હતા!

તે સૌને જોઈ નગરજનોએ હર્ષની કિકિયારીઓ કરી. દંડનાયક અંબડ-દંપતી અને જૈનધર્મનો સૌએ જયનાદ કર્યો. લોકોએ તેનો મહોત્સવ મનાવ્યો.

આ ઘટના પછી જિનમંદિરના નવનિર્માણનું કાર્ય તડામાર થવા લાગ્યું થોડા જ મહિનામાં દેવવિમાન જેવું જિનમંદિર તૈયાર થઇ ગયું, એ જોઈને અંબડનો આત્મા નાચી ઊઠ્યો. એક સ્વપ્ન સાકાર થયાનો આનંદ તેમના ચહેરા પર છલકાઇ રહ્યો.

વીસમા તીર્થંકર પરમાત્મા શ્રી મુનિસુવ્રત-સ્વામીની નયનરમ્ય મનોહર પ્રતિમા સામે ઊભા રહી ભાવનાથી ઉછળતા હૈયે અંબડ-દંપતિએ પ્રભુની સ્તુતિ કરી અને નવા મંદિરમાં પધારવા માટે પ્રાર્થના કરી.

એ સમય હતો વિક્રમની તેરમી સદીનો. સંવત ૧૨૨૦માં 'સમડી વિહાર'ના નૂતન જિનમંદિરમાં ભગવાન મુનિ સુવ્રત-સ્વામીની પ્રતિષ્ઠા થઇ. દંડનાયકે ભવ્ય મહોત્સવ કર્યો.

મંદિરના શિખર પર સુવર્ણ કળશની સ્થાપના કરતા દંડનાયકનું હૈયું નાચી રહ્યું. ખૂશીથી આનંદવિભોર બની તે નૃત્ય પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું ત્યાં જ....

ધ....ડી....મ...ધ...બ...

શિખર પરથી દંડનાયક નીચે ગબડી પડયા.

જોનારાઓ ચીસ પાડી ઊઠયા. રંગમાં ભંગ પડયો. આનંદના બદલે શોક છવાઈ ગયો. ચારે બાજુ જોનારાઓએ કહ્યું: 'દંડનાયક ગબડી નથી પડયા. પહેલાં એ હવામાં અદ્ધર ઊંચકાયા. હવામાં જ વીંઝાયા અને ફેંકાઈ દેવાયા... જરૂર આ કોઈ દેવીનું કૃત્ય છે...'

દેવી સિંધવાએ આ અધમ કાર્ય કર્યું હતું. સિંધવા મિથ્યાદૃષ્ટિ દેવી હતી. એ દેવીને વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા ઉપર ભક્તિભાવ ન હતો, બલ્કે દ્વેષ હતો. એને આ મંદિરનું નિર્માણ ગમ્યું ન હતું. મંદિરમાં બિરાજમાન ભગવાન મુનિસુવ્રત એને પસંદ ન હતા, તેવી રીતે મંદિરનું નવનિર્માણ કરાવનાર દંડનાયક અંબડ પણ પસંદ ન હતા.

નિષ્કારણ દુશ્મનાવટ !

નિષ્પ્રયોજન શત્રુતા !

દંડનાયક જમીન ઉપર પડતાં જ બેહોશ થઈ ગયા. રંગમાં ભંગ પડયો. આનંદ વિષાદ બની ગયો. ઉત્સવ આક્રન્દમાં બદલાઈ ગયો. 'શું કરવું?' કોઇને કંઇ સમજાતું નથી. ત્યાં, અંબડનું મસ્તક પોતાના ઉત્સંગમાં લઇને બેઠેલી ધર્મપત્નીએ રાજપુરુષોને કહ્યું:

'પવનવેગી અશ્વ સાથે આ સમાચાર પાટણ મહારાજાને અને મહામંત્રીને મોકલી દો. ગુરુદેવ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીની પરમકૃપાથી અહીં કંઈપણ અમંગલ નહીં થાય. બધું કુશળ-મંગલ જ થશે !'

રાજપુરુષોએ પવનવેગી ઘોડાઓ પર સ્વાર થઈ પાટણનો માર્ગ લીધો ! ત્રણ દિવસમાં જ પાટણ પહોંચી ગયા. મહારાજા કુમારપાળને અને મહામંત્રી બાહડને ભરૂચની સમગ્ર પરિસ્થિતિની જાણ કરી દીધી. રાજા અને મંત્રી–બંને તૂર્ત ગુરૂદેવશ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીની પાસે ગયા. ગુરુદેવને બધી વાત કરી.

હેમચન્દ્રસૂરીશ્વરજીએ તૂર્ત પદ્માસન લગાવ્યું. આંખો બંધ કરી, ધ્યાનમાં લીન થઇ ગયા. અંબડને જોઈ લીધો. મિથ્યાદૃષ્ટિ દેવી સિંધવાને પણ જોઈ લીધી. ધ્યાન પૂર્ણ કર્યું અને કુમારપાળને કહ્યું :

'મારે ભરૂચ જવું પડશે. મિથ્યાદૃષ્ટિ દેવી સિંધવાએ અંબડના જીવનને જોખમમાં મૂકી દીધું છે.'

ગુરુદેવ, ભરૂચ અહીંથી કેટલું બધું દૂર...'

'પરમાર્હત્ ! વિહાર કરીને નહિ પણ આકાશમાર્ગે આજે સાંજે યશશ્ચન્દ્ર મુનિને લઇ હું ભરૂચ પહોંચીશ. અંબડ જેવા દૃઢ ધર્મીની રક્ષા કરવી જ જોઇએ. તમે જરાય ચિંતા ન કરશો,'

રાજા અને મંત્રીની આંખો ઉપકારના આંસુથી છલકાઇ આવી. બંનેએ ભક્તિથી ગુરુદેવને પ્રણામ કર્યા અને નચિંત હૈયે મહેલે પાછા ફર્યા.

સાંજ પડી. મુનિ યશશ્ચન્દ્રને સાથે લઇ ગુરુદેવ હેમ-ચન્દ્રસૂરિજી યોગશક્તિથી આકાશ માર્ગે ભરૂચ જવા ઉપડયા. અને આંખના પલકારામાં તો દેવી સિંધવાના મંદિરમાં આવી પહોંચ્યા. આચાર્યદેવ ધ્યાનમાં બેઠા અને શિષ્યને પોતાની સાથે લાવેલા ચોખાના દાણા પથ્થર પર કચરવા કહ્યું.

રાતનો પ્રથમ પ્રહર ચાલી રહ્યો હતો અને દેવીનું મંદિર મૂળમાંથી ધ્રૂજી ઊઠ્યું !

બીજા પ્રહરમાં દેવીની પ્રતિમા તેના મૂળ સ્થાનમાંથી ઉખડી ગઈ ! !

ત્રીજા પ્રહરમાં તો ચોસઠેય જોગણીઓ બે હાથ જોડી આચાર્યદેવને કરગરવા લાગી.

'ગુરુદેવ ! દેવી સિંધવાનો અપરાધ ક્ષમા કરો. અમને બંધનમાંથી મુક્ત કરો.'

સિંધવા દેવીએ પણ ક્ષમા માગી અને અંબડને પોતાના ઉપદ્રવમાંથી મુક્ત કરી દીધા. અંબડ જાગ્રત થતાં જ ચોસઠેય જોગણીઓએ તેમને પુષ્પવૃષ્ટિથી વધાવ્યા.

અંબડ–દંપતીએ ગુરુદેવને વંદના કરી. દેવી સિંધવાને પણ વંદના કરી !

'અંબડ વિહાર' આજે પણ ભરૂચમાં વિદ્યમાન છે.





ગુર્જરેશ્વર કુમારપાળના રાજ્યમાં ઘણા કોટ્યાધિપતિ શ્રેષ્ઠિઓ હતા તે સૌમાં કુબેરદત્ત શ્રેષ્ઠી આગળ પડતા હતા. તે કરોડપતિ તો હતા જ, પણ સાથોસાથ ધર્માત્મા પણ હતા. વ્રત, તપ, જપ, દયા, દાન વગેરે સાત્ત્વિક ગુણોથી તેમનું જીવન નિર્મળ અને પવિત્ર હતું તેમની હવેલીએ આવેલ કોઈ પણ અતિથિ કે યાચક ખાલી હાથે કદી પાછો ફરતો નહિ. તેમની દાનવીરતા ગુજરાતની ગલીએ ગલીએ ગવાતી.

એક દિવસ કુબેરદત્તે વિદેશની સફર ખેડવાનો વિચાર કર્યો. દરિયાઇ માર્ગે રત્નદ્વીપ જવાનો નિર્ણય કર્યો અને માલ–સામાન ભરેલાં પાંચસો વહાણ લઇ શુભ દિવસે અને શુભ ઘડીએ પ્રયાણ કર્યું.

કુબેરદત્ત સાહસિક અને બુદ્ધિશાળી હતા. ભાગ્યનો પણ તેમને ભરપૂર સથવારો મળ્યો હતો. રત્નદ્વીપ પહોંચીને તેમણે વેપાર શરૂ કર્યો. થોડા દિવસોમાં પાંચસો ય વહાણનો માલ વેચાઇ ગયો. ૧૪ કરોડ રૂપિયાની કમાણી કરી, રત્નદ્વીપમાંથી નવો માલ–સામાન વહાણોમાં ભરીને કુબેરદત્ત પાટણ તરફ જવા નીકળ્યા.

દરિયાઇ માર્ગ હતો, વહાણ પોતાની દિશામાં તરી રહ્યાં હતા. ત્યાં અચાનક હવામાન બદલાયું. પવનના તોફાનમાંથી વહાણને નિશ્ચિત દિશા તરફ વાળવા નાવિકોએ ભરપૂર પ્રયત્ન કર્યો, પરંતુ વહાણો વિરુદ્ધ દિશામાં જ વહેતાં રહ્યાં અને પહાડોની વચ્ચે ખડકોમાં તે ફસાઈ ગયાં.

કુબેરદત્તની ચિંતાનો પાર ન રહ્યો. ખડકો વચ્ચેથી વહાણો નીકળવાનું લગભગ અસંભવિત હતું. વહાણમાં સાથે લીધેલા સેંકડો સ્ત્રી-પુરુષના જીવન-મરણનો પ્રશ્ન હતો એ સૌની ચિંતા તેમના-હેયે વધુ હતી. ધીરજ અને હિંમત રાખી તેઓ નવકારમંત્રનું સતત રટણ કરી રહ્યા હતા. ત્યાં તેમણે કોઈ ને હોડી લઈ ને પોતાની તરફ આવતો જોયો.

આશાથી કુબેરદત્તનું હૈયું હરખાઇ રહ્યું. હોડી હવે એકદમ નજીક આવી ગઇ. હોડીમાં બેઠેલા પુરુષે હોડીને વહાણ સાથે બાંધી દીધી અને તે કુબેરદત્તના વહાણમાં આવ્યો. કુબેરદત્તે તેનું હાર્દિક સ્વાગત કરી તેનો પરિચય પૂછયો. એ ભદ્રપુરુષે કહ્યું :

'હે શ્રેષ્ઠી ! આ સમુદ્રમાં 'પંચશૃંગ' નામનો એક દ્વીપ છે. આ દ્વીપના રાજાનું નામ શતસાગર છે. અમારા આ રાજાને શિકારનો ભારે શોખ હતો, એક દિવસ જંગલમાં શિકાર કરતાં તેમના તીરથી એક ગર્ભવંતી હરિણી મરણ પામી. બીજા તીરથી તેમણે હરણનો પણ શિકાર કર્યો. રાજાએ બંનેના મૃતદેહો જોયાં તો તેમના હૈયે ભારે આઘાત અનુભવ્યો. રાજાએ જોયું કે હરિણીનું

પેટ ચીરાઇ ગયું હતું...! ગર્ભમાં રહેલું બચ્ચું તરફડી-તરફડીને મરી ગયું હતું...! ! હરણની આવી કરુણ અને કારમી વેદના નજરે જોઈને રાજાનું મન શિકાર પ્રત્યે ઘૃણાથી ભરાઇ ગયું. પોતાના શિકાર–શોખ માટે તીવ્ર પ્રશ્ચાત્તાપ થયો. તેમણે ત્યાં જ જીવનમાં આજથી ક્યારેય શિકાર નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી. અને સમગ્ર દ્વીપમાં શિકાર પર પ્રતિબંધ ફરમાવતી ઘોષણા કરાવી.

'શ્રેષ્ઠીરત્ન! અમારા આ દયાળુ મહારાજાએ અમને ખાસ ચોકી–પહેરા માટે રોકયા છે કે જેથી કોઈનાં વહાણ અહીં ફસાઈ જાય તો તેમને બચાવી લેવાય...'

'પણ અમે અહીં ફસાઈ ગયા છીએ, તેની ખબર તમારા મહારાજાને કયાંથી પડી ?' કુબેરદત્તે આશ્ચર્ય અને અહોભાવથી પૂછયું.

'આ જગ્યા પર અમે પાળેલા પોપટ રાખ્યા છે. આપના વહાણોને ફસાયેલાં જોઇને પોપટે મહારાજાને જાણ કરી અને તુરત જ મને આપની સહાય માટે અહીં મોકલવામાં આવ્યો.'

આગંતુકની પૂરી વાત સાંભળીને કુબેરદત્તે પૂછયું : 'તમે અમને કેવી રીતે મદદ કરશો ? ખડકોમાં ફસાયેલાં વહાણોને કેવી રીતે બહાર કાઢશો ?'

'એક જ ઉપાય છે.'

'કયો ?'

'ત્યાં સામે જુઓ...'

કુબેરદત્તે સામેની દિશામાં જોયું.

'ત્યાં જે પહાડ દેખાય છે, તેના પર એક દેવળ છે, તે દેખાય છે ?'

'હા'

'તો ત્યાં બે મોટાં નગારાં છે. ત્યાં જઈ જો કોઈ એ નગારાંને જોર–જોરથી વગાડે તો તેની આસપાસ રહેલાં ભારંડ પક્ષીઓ ઉડશે. તેમના ઉડવાથી જોરથી પવન ફૂંકાશે અને એ હવાથી તમારાં ફસાયેલાં વહાણ બહાર નીકળી જશે.'

'એવું પહેલાં કયારેય બન્યું હતું ?'

'ઘણીવાર.'

'તો હું હમણાં જ મારા માણસને મોકલું છું.'

'મોકલો, પરંતુ...જે કોઇ માણસ ત્યાં જશે તે ત્યાં જ રહેશે ! તે કદી પાછો નહિ ફરી શકે...'

આ સાંભળી કુબેરદત્ત ઘડીક ગંભીર બની ગયા. 'નહિ, આવા ગંભીર જોખમમાં બીજા કોઈને ના મોકલાય. વહાણના તમામ સ્ત્રી–પુરુષની રક્ષાની જવાબદારી મારી છે. આ જોખમ મારે જ ઉઠાવવું જોઈએ...' આમ વિચારી તેમણે પોતાના મુનિમ વામદેવને બોલાવીને કહ્યું :

'જુઓ વામદેવ ! આ સામે જે પર્વત દેખાય છે ત્યાં મારે જવું પડશે. ત્યાં જઈને હું નગારું વગાડીશ. તેના અવાજથી ભારંડ પક્ષીઓ ઉડશે. તેમના જોરથી પવન ફૂંકાશે. એ હવાથી આપણાં વહાણો બહાર નીકળશે અને સુરક્ષિત સ્થળે પહોંચશે.'

'ઘણું સરસ !'

'પણ વામદેવ ! ત્યાં જનાર કોઈ કદી પાછું ફરતું નથી. હું પણ પાછો નહિ ફરી શકું...'

'માલિક ! એ નહિ બની શકે. આપ ન જાવ, હું બીજા કોઈ માણસને મોકલું છું.'

'મુનિમજી ! એ શકય નથી. વહાણોની, તેમાં ભરેલા માલ-સામાનની તેમજ મારી સાથે આવેલાં માણસોની રક્ષા કરવાની મુખ્ય જવાબદારી મારી જ છે. આ જવાબ-દારી બીજા કોઈને ય ન સોંપાય. હું જ તે બજાવીશ.'

વામદેવે શેઠ પ્રત્યેની ભક્તિથી ગદ્‌ગદ્‌ થઈ કહ્યું : 'નહિ શેઠ ! નહિ. આપ નહિ જાવ. હું જ જઉં છું.'

'મુનિમજી ! તમારે તો વહાણો લઇને બધાં સ્ત્રી પુરુષો સાથે સુખરૂપે પાટણ જ પહોંચવાનું છે. હવેલીએ જઇને મારા માતુશ્રીને બધી વાતની જાણ કરીને તેમને આશ્વાસન આપજો.'

'ક્ષમા કરો' માલિક ! માતાજીને હું કેવી રીતે મારું મોં બતાવી શકીશ ?' નહિ, હું પણ તમારી સાથે આવીશ, જે તમારું થશે તે મારું થશે...' વામદેવ હિબકે ને હિબકે રડી રહ્યાં. વહાણનાં અન્ય સ્ત્રી-પુરુષો પણ ભેગાં થઈ ગયાં. સઘળું જાણીને તેમની આંખોમાં પણ આંસુ દદળી રહ્યાં.

પ્રેમથી વામદેવના માથે હાથ મૂકી તેમણે ગંભીર સ્વરે કહ્યું : 'વામદેવ ! આ સમય કર્તવ્યપાલનનો છે, તમે મને તેમ કરતાં અટકાવો નહિ. મને શ્રદ્ધા છે કે મારો ધર્મ મારી રક્ષા કરશે જ. મારા હૈયે મેં જિનધર્મને સ્થાપિત કર્યો છે. જિનાજ્ઞાનું પાલન કર્યું છે, વામદેવ ! હિંમત ન હારો, ધર્મમાં શ્રદ્ધા રાખો. હું જરૂર પાટણ પહોંચીશ...'

વામદેવની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યાં હતાં. એ આંસુઓની વચ્ચે તેણે પાટણમાં, પાટણની એ રમ્ય અને ભવ્ય હવેલીમાં કુબેરદત્તની પત્ની કમલશ્રીને આતુર નયને રાહ જોતી જોઇ. અઢળક ધનસંપત્તિ હતી, પરંતુ શેઠાણીનો ખોળો ખાલી હતો, શેર માટી માટે કમલશ્રી ઝૂરી રહી હતી. તેમને જ્યારે હું કહીશ કે શેઠ હવે કદી પાછા નહિ ફરે...ત્યારે તેમના હૈયે કેવો વજ્રપાત થશે ? શેઠાણીનું હૈયું ટૂકડે ટૂકડે તૂટી થઈ જશે... આ કલ્પનાથી વામદેવ વધુ હૈયાફાટ રડી પડયો અને તે કુબેરદત્તના પગ પકડી લઇને કરગરવા લાગ્યો.

'આપ ન જાવ, શેઠ ! ન જાવ ! આપની જિંદગી મૂલ્યવાન છે. આપના મારા ઉપર અનંત ઉપકાર છે. આ ઉપકારનો બદલો ચૂકવવાની મને તક આપો. પગે લાગું આપને, શેઠ ! આપ મોતના મુખમાં ન જાવ. મને જવા દો....મને જવા દો...'

વામદેવની સ્વામીભક્તિથી કુબેરદત્તનું હૈયું ભરાઈ આવ્યું તેને ઊભો કરી પોતાની છાતીએ પ્રેમથી વળગાડીને કહ્યું :

"વામદેવ ! શું તને મારી ધર્મશ્રદ્ધામાં કોઈ શંકા છે ? શું ધર્મ પોતાની રક્ષા કરવામાં નિષ્ફળ જશે ? ના, મુનિમજી ! ના. ધર્મમાં જરાય શંકા ન રાખશો. એ જરૂર રક્ષા કરશે. તમે માતુશ્રીને કહેજો કે કુબેરદત્ત જરૂર પાછો આવશે અને કદાચ ન પણ પાછું અવાયું તો મારું મૃત્યુ મહોત્સવ બની જશે. વામદેવ ! હજારોના જીવન બચાવતાં મારા જેવા એકનું મૃત્યુ થાય તે તો

સૌભાગ્ય ગણાય, આવું સૌભાગ્ય તો ક્યારે મળે ? માતુશ્રીને કહેજો કે તમારો પુત્ર અરિહંતના શરણમાં છે..." આટલું કહીને કુબેરદત્ત વહાણમાંથી નીચે ઉતર્યા અને પાંચસો વહાણોનાં તમામ સ્ત્રી પુરુષોને દૂરથી પ્રણામ કરીને પેલા પહાડ તરફ ચાલી નીકળ્યા.

પંચશૃંગ દ્વીપના પેલા અજાણ્યા પુરુષે પણ પોતાની ભીની આંખો લૂછી અને હોડીમાં બેસીને દ્વીપ તરફ ચાલ્યો ગયો.

કુબેરદત્ત થોડા જ સમયમાં પહાડ પરના દેવમંદિરમાં પહોંચી ગયા. મંદિરનાં આંગણામાં મૂકાયેલાં નગારાં અને નગારું પીટવાનાં બે દંડા પણ જોયા. ત્રણ નવકાર ગણી, ભગવાન શ્રી પાર્શ્વનાથને ભાવપ્રણામ કરી જોરજોરથી તેમણે નગારાં વગાડયાં...નગારાંના અવાજથી સેંકડો ભારંડ પક્ષી પોતાની વિશાળ પાંખો ફેલાવતા ઉડવા લાગ્યાં. તેમના ઉડ્ડયનથી સ્થિર થઈ ગયેલો પવન ફરી ફૂંકાવા લાગ્યો.

ખડકોમાં ફસાયેલા યાત્રિકોએ નગારાંનો અવાજ સાંભળ્યો અને સાથોસાથ આકાશમાં ઉડતા ભારંડ પક્ષી પણ જોયાં. સૌના મન આનંદથી નાચી ઉઠયાં. નાવિકોએ ફૂંકાયેલા પવનનો તાબડતોબ લાભ લઈ વહાણોને હંકારવા માંડયાં. ત્યારે તેમની એક આંખમાં જીવ બચ્યાનો આનંદ હતો તો બીજી આંખમાં કુબેરદત્તના જીવનની ચિંતાનાં આંસુ હતાં.

દેવમંદિરમાંથી કુબેરદત્તે વહાણોને ગુજરાત તરફ હંકારાતાં જોઈ સંતોષનો શ્વાસ લીધો. હજારોના જીવ બચ્યા જોઈ તેમનું મન આનંદથી નાચી ઊઠ્યું.

અનુકૂળ પવન હોવાથી કુબેરદત્તના પાંચસો ય જહાજ ધાર્યા

કરતાં વહેલાં ગુજરાતના કિનારે લાંગર્યાં. વામદેવ મુનિમે તરત જ બધાં વહાણો ખાલી કરાવ્યાં. હજારો બળદગાડામાં માલસામાન ભરાવ્યો. માણસોને પણ તેમાં બેસાડયાં અને સૌ પાટણ તરફ જવા નીકળ્યા.

વામદેવના હૈયે અદૃશ્ય ભાર હતો. ચિંતાથી તેનો ચહેરો ચેરાઈ ગયો હતો. ગુણશ્રીને શું જવાબ આપીશ? કમલશ્રીને કઇ રીતે સાચા સમાચાર આપીશ? એ જાણશે ત્યારે તેમના હૈયે શું વીતશે?... આ બધી ચિંતા અને વેદનાથી તેની આંખો સતત રડતી રહી. તેને આ દુઃખમાં કોણ આશ્વાસન આપે? ગાડાં ઝડપથી પાટણ તરફ દોડી રહ્યાં હતાં અને વામદેવનું હૈયું એટલી જ ઝડપથી બેસી રહ્યું હતું.

કુબેરદત્તનો બધો જ રસાલો સુખરૂપ પાટણ પહોંચી ગયો. સમાચાર વાયુવેગે સમસ્ત પાટણમાં પ્રસરી ગયા:

'કુબેરદત્ત શ્રેષ્ઠિ પોતાના સહયાત્રીઓને બચાવવા માટે જીવતા શહીદ થઈ ગયા...' આ સમાચાર રાજપુરુષો સુધી પણ પહોંચ્યા.

ત્યારે ગુજરાતમાં એક રિવાજ ચાલ્યો આવતો હતો. જે કોઈ પુરુષને પુત્ર ન હોય તે પુરુષની ધનસંપત્તિનો માલિક રાજા બને. રાજપુરુષોને ખબર હતી કે કુબેરદત્ત નિઃસંતાન હતા. આથી તેની ધનસંપત્તિ રાજ્યભંડારમાં જમા થવી જોઇએ. કુબેરદત્તની પણ ધનસંપત્તિ રાજ્ય-ભંડારમાં જમા લેવાની વિનંતી કરવા કેટલાક રાજપુરુષો ગુર્જરેશ્વર કુમારપાળ પાસે પહોંચ્યા.

"મહારાજાને એક વિનમ્ર પ્રાર્થના છે.' ગુર્જરેશ્વરને પ્રણામ કરીને એક રાજપુરુષે કહ્યું:

ગુર્જરેશ્વર કુમારપાળ રાજસભામાં રાજસિંહાસન પર બેઠા હતા. મહામંત્રી ઉદયન, મંત્રી બાહડ, દંડનાયક અંબડ અને નગરના અન્ય નામાંકિત નગરજનો પણ રાજસભામાં હતા.

'કહો, તમારી શી પ્રાર્થના છે ?'

'આપણા રાજ્યમાં વર્ષોથી આ રાજનીતિ ચાલી આવી છે કે રાજ્યમાં જે કોઈ પુરુષ નિ:સંતાન મરણ પામે તેની બધી જ સંપત્તિ રાજા લઇ લે અને તે રાજ્ય-ભંડારમાં જમા કરવામાં આવે...'

'હં...પછી ?' કુમારપાળે શાંતિથી પૂછ્યું.

'આપણા પાટનગરના પ્રમુખ શ્રેષ્ઠી કુબેરદત્ત સમુદ્ર-યાત્રામાં મરણ પામ્યા છે. તે નિ:સંતાન છે. આપ તેમની સંપત્તિ લેવાની કૃપા કરો !'

કુમારપાળના ચહેરાની રેખાઓ બદલાઈ ગઇ. નિ:સંતાન પુરુષની સંપત્તિ લઇ લેવાની રાજપરંપરાથી તેમનું મન ઘૃણા અને દુ:ખથી ભરાઈ આવ્યું. આ વાતની પરંપરામાં તેમણે અન્યાય, અનીતિ જોયાં. વિના વાંકે કોઈના જીવને દુ:ખ દેવામાં હિંસાનું પાપ જોયું.

'કુબેરદત્તની ધનસંપત્તિ મારાથી નહિ લઈ શકાય. મારી પ્રતિજ્ઞા છે કે પારકું ધન, આપનારની સંમતિ અને પ્રેમ વિના ન લેવું.'

રાજસભામાં કુમારપાળનો શાંત, દયાળુ અને દૃઢ અવાજ ગૂંજી રહ્યો.

'પરંતુ આ તો આપણી રાજપ્રથા છે. વરસોથી તેનું પાલન થતું આવે છે...' કોઈએ કહ્યું.

'આ રાજપ્રથા નથી, રાજ–પાપ છે. સંભવ છે કોઈ ખાસ કારણસર કોઈ મારા પૂર્વજે આમ કર્યું હશે. પણ એ પ્રથા ચાલી આવે છે તેથી મારે પણ તે ચાલુ રાખવી તે મારાથી નહિ બને. નિ:સંતાન હોવું એ કોઈ અપરાધ નથી. કુબેરદત્તે કોઈ અપરાધ નથી કર્યો. અને તેને કોઈ સંતાન નથી પણ તેની પત્ની તો છે ને ?'

'હા, મહારાજા ! પત્ની પણ છે અને તેમના માતા પણ છે.'

'તો તમે સૌ જરા અંતરની આંખથી જુઓ. અત્યારે એ શ્રેષ્ઠિપત્નીના હૈયે કેટલું દુઃખ હશે ? પતિના અવસાનની ખબરથી એ બિચારીના દિલ પર કેવો આઘાત થયો હશે ? અને કુબેરદત્તની માતાનો પણ વિચાર કરો. પોતાનો સોહામણો પુત્ર ચાલ્યો જતાં તેમની આંખો રડીને કેવી થઈ ગઈ હશે ? માતા અને પત્નીની આશાઓ આજ ચૂરેચૂરા થઈ ગઇ હશે. તેમના જીવનમાં આજ શોક અને સંતાપ છે. વિયોગની વેદનાથી અને ભાવિની સુરક્ષાની ચિંતાથી તેઓ હતાશ અને ભાંગી ગયા છે. ત્યારે તેમની સંપત્તિ છીનવી લઈ મારે તેમનાં દુઃખમાં વધારો કરવો જોઈએ એમ તમે મારી પાસેથી આશા રાખો છો ? દુશ્મન પણ નિ:સહાય અને નિરાધાર પર હુમલો નથી કરતો, હું તો તમારો રક્ષક છું. તમે સૌ મને પ્રજાપતિ કહો છો, તો બાપ ઉઠીને શું પુત્રના પરિવારને વધુ

દુઃખના દરિયામાં ધકેલી દે ? બોલો, પુત્રના દુઃખમાં એક બાપની શી ફરજ હોય ?'

મહામંત્રી બાહડે કહ્યું : 'રાજન્ ! આપનું કહેવું યથાર્થ છે. આપ પ્રજાવત્સલ છો, પ્રજાના પિતા છો: આપે જે કંઈ કહ્યું તે જિનધર્મને અનુરૂપ છે, મારી આપને એક વિશેષ પ્રાર્થના છે.'

'નિ:સંકોચ કહો !'

'દુઃખના આ સમયે આપ શ્રેષ્ઠિ કુબેરદત્તની હવેલીએ પધારશો તો શ્રેષ્ઠિની માતા અને પત્નીને શીળું આશ્વાસન મળશે. અને બીજું, કુબેરદત્તે પોતાની હવેલીમાં રમણીય જિનમંદિર બનાવ્યું છે. તેમાં રત્નમય જિનપ્રતિમા છે, ત્યાં જવાથી આપને જિનદર્શનનો પણ લાભ મળશે.'

'બાહડ ! તમારી સલાહ પ્રશંસનીય છે, આજે જ હું કુબેરદત્તની હવેલીએ જઈશ, અને હા, સમસ્ત રાજ્યમાં ઘોષણા કરાવો કે નિ:સંતાન પુરુષની ધનસંપત્તિ તેના મરણ પછી રાજભંડારમાં લેવાશે નહિ....'

આ ઘોષણાથી રાજસભાએ હર્ષથી જયનાદ કર્યો. એ દિવસથી કુમારપાળે એક વધુ-પ્રથાને કાયમ માટે સમાપ્ત કરી.

ત્યારબાદ મંત્રીમંડળની સાથે કુમારપાળ કુબેરદત્તની હવેલીએ પહોંચ્યા. માતા ગુણશ્રી અને શ્રેષ્ઠિપત્ની કમલશ્રીએ ગુર્જરેશ્વરનું હાર્દિક સ્વાગત કર્યું. પરંતુ બંનેની આંખોમાં આંસુ હતાં. અંતરથી આશ્વાસન આપતાં કુમારપાળે કહ્યું :

'મારા આગમનથી તમે જરાપણ ભય ન પામશો.

તમે મારા માતા અને બહેન છો, શ્રેષ્ઠિ કુબેરદત્તના જે ખબર આવ્યા છે, તે ખરેખર દુઃખદ છે. આ દુઃખમાં હું તમારો સહભાગી થવા આવ્યો છું.'

તમારા માટે તો આ વજાઘાત છે. પરંતુ વહેલું–મોડું જે અનિવાર્ય છે તે મૃત્યુનો તીવ્ર શોક કરવો તેમાં આત્મહિત નથી. તમે બંને તો શ્રમણોપાસિકાઓ છો. જિનવાણીનું શ્રવણ અને મનન પણ કર્યું છે. વીતરાગ ભગવંતે કહ્યું જ છે કે સંયોગ તેનો વિયોગ નિશ્ચિત છે. સંસારના તમામ સંબંધ નાશવંત છે. સંબંધ માત્ર પરમાત્મા સાથેનો જ શાશ્વત્ છે. તે સંબંધ ક્યારેય તૂટતો નથી. તમે પરમાત્મા સાથે સંબંધ બાંધો. તેની પૂજા–ભકિત અને સ્તવના કરો. પરમાત્મ પૂજાથી તમારું ચિત્ત પ્રસન્ન રહેશે. જે હવે પાછું ફરનાર નથી તેના વિચારમાં આર્ત્તધ્યાન કરવાને બદલે તમે ધર્મધ્યાન કરો. શાસન દેવતાઓ તમારા દુઃખ અને વેદનાને હળવી કરવામાં તમને બળ આપે તેવી મારી પ્રાર્થના છે.'

અને હા. મારા આગમનથી તમે જરાય ચિંતા ન કરશો. હું શ્રેષ્ઠિની ધનસંપત્તિ લેવા નથી આવ્યો. અપુત્રિયાની ધન-સંપત્તિ નહિ લેવાની મેં રાજ્યભરમાં ઘોષણા કરાવી છે. આથી આપ એ બાબતથી તદ્દન નચિંત રહેજો. આ બધું આપનું જ ધન છે અને તે આપની જ માલિકીનું રહેશે....'

કુમારપાળના શબ્દોમાં સચ્ચાઈ હતી. તેમના અવાજમાં દુઃખીઓ પ્રત્યે ભીની કરુણા અને વત્સલ સહાનુભૂતિ હતી.

ગુણશ્રી અને કમલશ્રી તેમજ સાંભળનાર અન્ય સૌની આંખો કુમારપાળની કરુણા અને ઉદારતાથી ભીની બની રહી.

'માતાજી ! આપ આંસુ લૂછી નાંખો. સ્વસ્થ બનો અને કહો કે તમને કોણે કહ્યું કે આપના પુત્રનું મૃત્યુ થયું છે ?'

'કુબેરની સાથે ગયેલા મુનિમજી વામદેવે.'

કુમારપાળે વામદેવ સામે જોયું. તેણે પ્રણામ કરી રડતી આંખે બધી માંડીને વાત કરી. તે સાંભળીને ગુર્જરેશ્વરે કહ્યું :

'વામદેવની વાતથી શ્રેષ્ઠિ કુબેરદત્ત મરણ જ પામ્યા છે એ નિશ્ચિત થતું નથી. તેમણે નગારાંના અવાજ સાંભળ્યા છે, પરંતુ એ બાદ શ્રેષ્ઠિનું શું થયું, તેની તેમને જરા પણ ખબર નથી. અમંગળ જ થયું છે એમ માની ભાંગી પડવું ન જોઈએ. અને મારો આત્મા કહે છે કે શ્રેષ્ઠિ જ્યાં પણ હશે ત્યાં ક્ષેમકુશળ જ હશે. બીજાઓના જીવનની રક્ષા કરવા માટે જે પોતાના પ્રાણને પણ હોડમાં મૂકી દે, તેવા પરોપકારીનું મૃત્યુ થાય જ કેવી રીતે ? મને શ્રદ્ધા છે. તમે પણ સૌ શ્રદ્ધા રાખો કે શ્રેષ્ઠિ જરૂર સાજા નરવા પાછા ફરશે જ.'

'આપની શ્રદ્ધા સફળ થાય !'

ગુણશ્રીને કુમારપાળની વાતોથી બળ મળ્યું. તેમણે કહ્યું :

'મહારાજા ! આપે આટલે દૂર સુધી અમારી ઝૂંપડીમાં પધારવાનું કષ્ટ લીધું છે તો આપ અમારા જિનમંદિરમાં પણ પધારો અને પરમાત્માના દર્શનનો લાભ લો.'

સૌ ગુણશ્રીની પાછળ જિનમંદિરમાં ગયા. કલા-કારીગીરીથી ભવ્ય અને કલાત્મક જિનાલય જોઈ કુમારપાળનો આત્મા ભાવવિભોર બની ગયો.

મંદિરનો એક એક સ્તંભ રત્નજડિત હતો. રત્નોની ચમક અને દમકથી મંદિર ઝળાંહળાં થઇ રહ્યું હતું. જ્યાં નજર નાંખો ત્યાં હૈયું ઠરે તેવું નકશીકામ હતું. રંગમંડપ અને ગભારામાં ઠેરઠેર મોતીઓનાં તોરણ હતાં. રંગબેરંગી ઝુમ્મરો હતાં. સુવર્ણદીપકો હતા.

જિનાલયમાં ભગવાન પાર્શ્વનાથની મનોહર અને મનભર નાજુક અને નમણી નીલરત્નની પ્રતિમા હતી. પ્રશાંત અને પ્રસન્ન પાર્શ્વપ્રભુનાં દર્શન કરીને કુમારપાળ ભાવવિભોર બની ગયા. ભક્તિસભર હૈયે તેમણે ભગવાનની સ્તુતિ કરી.

'આપને જવાની ઉતાવળ ન હોય તો આપ અમારી રથશાળા, હસ્તિશાળા, અશ્વશાળા વ્યાયામશાળા પૌષધ-શાળા પણ જોવાની કૃપા કરો.'

કુબેરદત્તનો એ બધો વૈભવ જોતાં સૌ પૌષધશાળામાં આવ્યા. કુમારપાળે ત્યાં એક, મોતીદાર અક્ષરોમાં લખાયેલ નોંધપોથી જોઈ.

'આપની અનુજ્ઞા હોય તો આ પોથી વાંચું.' સંમતિ વિના પારકી કોઈ ચીજને અડવું નહિ. તેવો કુમારપાળને નિયમ હતો.

'પ્રેમથી વાંચો, રાજન્ !'

કુમારપાળની આંખો અહોભાવથી પહોળી થઇ ગઈ અને પ્રમોદભાવથી હરખાઇ રહી. એ પોથીમાં કુબેરદત્તે લખ્યું હતું:

'છ કરોડ સુવર્ણદ્રવ્ય, ૮૦૦ તોલા મોતી, ૧૦ મણિ-રત્ન, ૧૦,૦૦૦ અશ્વ, ૧૦૦૦ હાથી, ૮૦,૦૦૦ ગાય, ૫૦૦ હળ, ૫૦૦ વહાણ, ૫૦૦ દુકાન અને ૫૦૦ બળદ-

ગાડાં—આટલાથી વધુ જો ધન મળે તો તે બધા જ ધનને સમ્યક્ કાર્યમાં વ્યય કરવાની આજથી મારી પ્રતિજ્ઞા છે.'

એ નોંધપોથીમાં કુબેરદત્તે બાર વ્રતની પણ નોંધો લખી હતી. 'ધન્ય ! ધન્ય ! કુબેરદત્ત ! અઢળક વૈભવમાં પણ કેવી ધર્મસાધના ! ભોગવવા છતાં પણ ત્યાગ પ્રત્યે કેવી ઉત્કૃષ્ઠ અને તીવ્ર રુચિ !' કુમારપાળે મનોમન કુબેરદત્તની ધર્મસાધના અને ભાવનાની અનુમોદના કરી.

શ્રેષ્ઠિ કુબેરદત્તની એક ઉજ્જવળ છબી મનમાં લઇને કુમારપાળ પોતાના રાજરસાલા સાથે રાજમહેલ તરફ જવા રવાના થતા હતા ત્યાં જ...

આકાશમાંથી એક વિમાન ઘરરર કરતું હવેલીના વિશાળ પ્રાંગણમાં ઉતર્યું ! અને તેમાંથી કુબેરદત્ત ઉતર્યા !

'આ શું ? શું આ સત્ય છે ? કોઈ ઈન્દ્રજાળ તો નથી ને ?'

કુબેરદત્તને જોઇને સૌ આશ્ચર્ય અને આનંદથી સ્તબ્ધ બની ગયા !

સ્તબ્ધતાનો ભંગ કરતાં કુમારપાળે જ પૂછ્યું :

'હે મહાશ્રાવક ! આપ અહીં સુખરૂપ કેવી રીતે પાછા ફર્યા ?'

'ધર્મના અચિંત્ય પ્રભાવથી.'

'સાચી વાત છે. 'ધર્મો રક્ષતિ રક્ષિતઃ' તમે ધર્મને તમારા હૈયે સુરક્ષિત રાખો તો ધર્મ તમને સુરક્ષિત રાખશે.'

'રાજન્ ! એમ જ બન્યું છે. જિનધર્મમાં મારી

શ્રદ્ધા અતૂટ રહી છે. નવકારમંત્રનું રટણ કરતાં કરતાં હું દેવમંદિરમાં ગયો. ત્યાં તેમજ પહાડ પર મેં એક પણ માનવને જોયો નહિ. પણ મેં એ તરફ જરાય ધ્યાન આપ્યું નહિ. નગારાં જોરથી વગાડયાં. ભારંડ પક્ષીઓને ઉડેલાં જોયાં અને વહાણને ખડકમાંથી બહાર નીકળતા જોયાં એટલે એક પળનોય વિલંબ કર્યા વિના મેં અટ્ઠમનું પચ્ચક્ખાણ કર્યું અને કાયોત્સર્ગમાં ઊભો રહી ગયો. ત્રીજા દિવસની મધ્યરાત્રિએ દેવી પદ્માવતીએ સાક્ષાત્ દર્શન આપ્યાં. અને દેવીકૃપાથી આજ હું અહીં તમારા સૌની વચ્ચે ઊભો છું...” કુબેરદત્તે ટૂંકમાં પોતાની વાત પૂરી કરી.

કુમારપાળે આનંદથી કુબેરદત્તને પોતાની છાતીએ ચાંપ્યો અને હર્ષાવેશથી કહ્યું :

‘ધન્ય કુબેરદત્ત ! ધન્ય છે તમારી ધર્મશ્રદ્ધા !’

ધન્ય છે તમારી કરુણા ભાવના ! તમે તો મારા રાજ્યના ઉત્તમ મહાશ્રાવક છો...’

આ મિલન જોઈને સૌએ જિનધર્મનો જયજયકાર કર્યો. કુમારપાળ અને કુબેરદત્તનો પણ જયનાદ કર્યો.



# ગિરનારના શિખરે




સૌરાષ્ટ્રનો દંડનાયક યાત્રાર્થે ગિરનારનાં શિખર પર આવી ઊભો છે. ભગવાન નેમનાથને નિરખી તેનાં નયનો નાચી ઉઠ્યાં છે, પણ જિનપ્રાસાદની જીર્ણતા જોઈ તે ઝણઝણી ઉઠે છે. કાળની કઠોર થપ્પડો ખાઈને ખંડિયેરપ્રાયઃ અવસ્થામાં આવી ઊભેલાં મંદિરોની મૂકવાણી તેનાં હૃદયને ચીરવા માંડે છે.

'સાજણ ! સિદ્ધરાજના મંત્રીપદામાં તું જિનરાજના આદેશો ચૂકી રહ્યો છે. તારા હૃદયના સૂરો ઉવેખી રહ્યા છે. તું કંઈક ભૂલે છે."

'હું ભૂલ્યો છું, જરૂર ભૂલો ભમું છું. સૌરાષ્ટ્રનો હું દંડનાયક અને મહાકલ્યાણી ગિરનાર ટોચ પરનાં પાવનકારી જિનમંદિરોની આ અવદશા ?'

સુરજ માથે આવ્યો.

સાજણદે દંડનાયક ઉતારામાં પાછો વળ્યો. જિનમંદિરોના જિર્ણોધ્ધાર માટે તે નિર્ણય લેવા મથ્યો. પોતાની સ્વસંપત્તિથી આ કાર્ય તેને શકય ન લાગ્યું. એટલી સંપત્તિ તેની પાસે ન હતી. તે મૂંઝાયો. પવિત્ર હૃદય કહે છે : 'સૌરાષ્ટ્રની મહેસૂલના ૧૨ાા ક્રોડ સોનૈયા લગાવી દે ને ! સૌરાષ્ટ્રનું ધન સૌરાષ્ટ્રના શણગાર માટે બની જવા દેને !'

ભયસંજ્ઞા ચેતવે છે–'સંભાળજે. તારે માથે સિદ્ધરાજ બેઠો છે. જવાબ માંગશે. ખેદાન–મેદાન થઇ જઈશ.'

સાત્વિક હૃદય પડકારે છે–'માટીના મોહમાં મહાન કર્તવ્યોને ચૂકીશ મા. સિદ્ધરાજ તો શું, વિશ્વની કોઈપણ જુલમી સત્તા નેમીશ્વરનાં શરણે આવેલાને છંછેડી શકતી નથી. તારા હૃદયમાં જાગેલી મંદિર–જિર્ણોદ્ધારની ભાવનાને મૂર્તરૂપ આપ.'

તેણે નિર્ણય કર્યો–'સાડાબાર ક્રોડ સોનૈયા ગિરનાર પરનાં જિર્ણ મંદિરોના ઊદ્ધાર કાજે ખર્ચી નાંખવા.'

અને જિર્ણોદ્ધારનું કાર્ય કુશળ કારીગરો-શિલ્પીઓના હાથે તડામાર શરૂ થઇ ગયું.

વાતને તો પાંખો આવી !

સારાય સૌરાષ્ટ્રમાં ગિરનાર પરનો આ જિર્ણોદ્ધાર લોકજિહ્વાએ ચડ્યો.

સાજણુદે દંડનાયકની તે કાળે બોલબાલા હતી. તેનાં શૌર્ય, ઔદાર્ય અને ગાંભીર્યે તેનાં નામને કીર્તિના શિખરે આરૂઢ કરી દીધું હતું. પણ કીર્તિ, પ્રતિષ્ઠા, લોકપ્રિયતા વગેરેથી ગૌરવવંતા પુરુષની પાછળ દુર્જનો લાગેલા જ રહે છે.

કેટલાક તેજોદ્વેષી રાજપુરુષો પહોંચ્યા પાટણ.

ઝૂકી ઝૂકી, નમી નમીને સિદ્ધરાજની સામે ઊભા.

'મહારાજ ! આપની આજ્ઞા હોય તો...'

'શુ કહેવું છે તમારે ?' સૌરાષ્ટ્રમાંથી આવેલા આ રાજદ્વારી પુરુષોના મંડળને આશ્ચર્યથી જોતાં સિદ્ધરાજે પૂછ્યું.

'દેવ ! પહેલે તબક્કે તો આપને અમારી વાત પર વિશ્વાસ નહિ આવે, આપ અમને જ દૂષિત માનશો. ગમે તેમ, પણ આપનું અહિત થતું અમારાથી સહેવાય જ નહિ.'

'અરે ! પણ એવું તે શું મારું અહિત થઇ ગયું છે ?' સિદ્ધરાજે આછું સ્મિત કરી પૂછ્યું.

'અમારું જે થવું હોય તે થઈ જાઓ પણ આજે અમે સત્ય વાત કહી દેવાના.' તેજોદ્વેષી મંડળે ફેરવીને પાસો નાંખ્યો !'

'કહો, જરૂર કહો ! મારા તરફથી તમે નિર્ભય છો.' સિદ્ધરાજનું ભોળું હૃદય વાતના મર્મને ક્યાંથી જાણી શકે ?

'મહારાજા ! સૌરાષ્ટ્રનું મહેસૂલ રાજ્યની તિજોરીમાં આવી ગયું ?'

'ના.' અને સિદ્ધરાજની સામે સાજણુદેની સૌજન્યતાભરી મુખમુદ્રા તરવરવા માંડી.

'મહારાજ, આપ તો અહીં બેઠા. ક્યાંથી જાણો કે સાજણુદે મંત્રીએ આપના ૧૨ા ક્રોડ સોનૈયાનું શું કર્યું છે ?'

'એટલે તમે શું કહેવા માગો છો ?'

'એ જ કે મહામંત્રીએ પોતાની કીર્તિની લાલસા પાછળ એ દ્રવ્યને હોમી દીધું છે !'

'બિલકુલ ખોટું.' સિદ્ધરાજ સાજણ પરના આક્ષેપથી ધ્રૂજી ઉઠયો, કારણ કે સાજણદેની નિમકહલાલી, સત્યનિષ્ઠા અને સદ્દાચારિતા માટે તેને પૂર્ણ વિશ્વાસ હતો.

'આપને અમારી વાત પર વિશ્વાસ નહિ જ આવે, એ અમે પહેલાંજ કહ્યું હતું, પરંતુ દયાળુ ! જો આપને વિશ્વાસ નથી, તો અત્યારે જ સાંઢણી પર માણસ મોકલી મહેસૂલ સાથે સાજણદે મંત્રીને બોલાવો.'

'હમણાં જ મોકલું છું.' પોતાના ખાસ પ્રિયમંત્રી પરનું કલંક ટાળવા સિદ્ધરાજનાં મન, વચન અને કાયા પ્રવૃત્તિશીલ બની ગયાં.

અહીં જિર્ણોદ્ધારનું કાર્ય ખૂબ ઝડપી ચાલી રહ્યું છે. સાજણદેનું હૈયું તીર્થભક્તિથી ખુશી ખુશી થઈ રહ્યું છે. પરંતુ બીજી બાજુએ ચતુર શ્રાવકમંત્રી સિદ્ધરાજ સામેના બચાવની સુયોગ્ય વિચારણા કરી રહ્યો છે.

'સિદ્ધરાજ ૧૨।। ક્રોડ સોનૈયા માગે તો એની આગળ ધરી દેવા. પણ એટલી મોટી રકમ કયાંથી મળે ?' તેની આંખ સમક્ષ સૌરાષ્ટ્રના ધનાઢ્ય નગરો એક પછી એક સરવા લાગ્યાં. જ્યાં 'વંથળી' (વણથળી) આવ્યું, ત્યાં મંત્રીશ્વરની આંખો ચમકી ઉઠી. છાતી ફૂલી ગઈ.

પોતાના પવનવેગી અશ્વને પલાણ્યો, પોતે અશ્વારુઢ થયા અને જોતજોતામાં વંથળીના પાદરે આવી ઊભા.

મહામંત્રીનું અણધાર્યું આગમન, વંથળીના કોટયાધિપતિ મહાજનને વિચારમાં નાંખનારું બન્યું. મહાજને મહામંત્રીનું સુંદર સ્વાગત કર્યું. સ્નાન, પૂજા, ભોજન, વગેરે માટે મહાજનના અગ્રણીઓનો આગ્રહ થવા લાગ્યો.

મંત્રીશ્વરે કહ્યું : 'અહીં હું એક ઘણા જ અગત્યના કામે આવ્યો છું. એ કાર્ય થયા પછી જ બીજાં દિનકૃત્યો થશે.' મંત્રીશ્વરનાં આ વચનોએ મહાજનને અધિક આશ્ચર્યમાં નાખી દીધું.

'મંત્રીશ્વર ! જરૂર ફરમાવો, અમારાથી શક્ય અમે બધું જ કરી છૂટીશું' શ્રાવકસંઘને ભેગો કરવામાં આવ્યો.

સાજણદેએ ગિરનાર પર પોતાનું યાત્રાર્થે જવું, મંદિરોની ભગ્નપ્રાયઃ અવસ્થા જોવી, જિર્ણોદ્ધારની ભાવના જાગવી, સિદ્ધરાજના ૧૨ાા ક્રોડ સોનૈયાનું ખર્ચાઈ જવું. વગેરે હકીકત કહી જણાવી અને ૧૨ાા ક્રોડ સોનૈયાની આવશ્યકતા દર્શાવી.

એ સાંભળી બધા એકબીજાનાં મુખ સામું જોવા લાગ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ; ત્યારે સાકરિયા શેઠ ઊભા થયા અને હાથ જોડીને કહેવા લાગ્યાઃ 'તમે બધા તો ઘણાં ઘણાં સત્કાર્યો કરો છો. આ કાર્યનો મને એકલાને જ લાભ આપો, સંઘ મારા પર કૃપા કરે.'

મહાજન તો સાકરિયાના આ સાકરથી ય અધિક મધુર વચનો સાંભળી ઠરી જ ગયું ! સાકરિયાની વિનંતી મહાજને માની સાકરિયે મહામંત્રીને પોતાને ઘેર તેડયા. મહામંત્રી નિત્યકર્મોથી પરવાર્યા એટલે મંત્રીશ્વરની મનગમતાં ભોજનથી સાકરિયા શેઠે સાધર્મિકભક્તિ કરી.

બંને ગાદીએ બેઠા.

સાકરિયો બોલ્યો–'મંત્રીશ્વર ! કહો તો ૧૨ાા ક્રોડનાં મૂલ્યના હીરા હાજર કરું, કહો તો મોતી રજુ કરું, કહો તો સુવર્ણ સેવામાં ધરું, કહો તો રોકડા સોનૈયા તમારા ચરણોમાં સમર્પણ કરું !'

સાજણદે તો સાકરિયાની આ સૌજન્યમૂર્તિ સખી આ શ્રીમંતબાઈ પર દિંગ થઈ ગયો !

સાકરિયે મંત્રીની આગળ રત્નનો ઢગ કર્યો અને હાથ જોડીને વિનંતી કરી : 'કૃપા કરો ! આ વિનશ્વર લક્ષ્મીને શાશ્વત્ તીર્થની સેવામાં સ્વીકારો.'

'શેઠ ! હવે હું નિર્ભય છું. જ્યારે મારે જરૂર પડશે ત્યારે લઇ જઈશ, હમણાં નહિ.'

સાજણદે ઘોડે બેઠા.

ગિરનારની તળેટીમાં આવી પહોંચ્યા.

બે...ચાર દિ' વીત્યા હશે, ત્યાં સમી સાંજને ટાણે પાટણથી એક સાંઢણીસ્વાર ગિરનારની તળેટીમાં આવી ઊભો.

તે સીધો જ સાજણ દંડનાયકના ઉતારે આવી પહોંચ્યો. દંડનાયકને પ્રણામ કરી તેણે પાટણપતિનો પત્ર હાથમાં મૂકયો. પત્ર વાંચતાં જ સાજણદે સર્વ વાતને કળી ગયા ! આગન્તુક સ્વારને કહ્યું : 'હું સૌરાષ્ટ્રને રેઢું મૂકીને હમણાં પાટણ આવી શકું તેમ નથી. મહારાજાને મહેસૂલ તુરતમાં જોઇતું હોય તો જાતે અહીં આવીને લઈ જાય.' આગન્તુક રાજ-પુરુષ તો સાજણદેનો પ્રત્યુત્તર સાંભળી અવાક્ થઈ ગયો !

દંડનાયકના આ પ્રત્યુત્તરના સિદ્ધરાજ પર કેવા ભયાનક પડઘા પડશે. એ કલ્પનાએ તેને મૂંઝાવી દીધો.

સિદ્ધરાજને મહામંત્રીનો સંદેશો મળ્યો. તેનો જીદ્દી સ્વભાવ આગથી ભડભડી ઉઠયો.

તેજોદ્વેષી રાજપુરુષોનું મંડળ પાસો સફળ પડવાથી નાચી ઉઠયું! સિદ્ધરાજે સાજણદેને શિક્ષા કરવાનો નિર્ધાર કર્યો. સેના સાથે સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું.

સાજણદે પાસે સિદ્ધરાજનાં આગમનની વાત પહોંચી ગઈ હતી.

સિદ્ધરાજનું સ્વાગત કરવા તે સામે આવ્યા. ગિરનારની તળેટીમાં સિદ્ધરાજ આવી પહોંચતાં સાજણે સિદ્ધરાજના સન્માન કર્યાં. પરંતુ સિદ્ધરાજને સાજણના સન્માનની કંઈ જ પડી ન હતી. તેને તો ૧૨ાા ક્રોડ સૌનૈયા જોઈતા હતા!

'સાજણ! સોરાષ્ટ્રની મહેસૂલ લેવા હું આવ્યો છું, માટે તે હાજર કર.' રોષભરી મુદ્રાએ સિદ્ધરાજ બોલ્યો.

'મહારાજા! તૈયાર જ છે. આપ નિશ્ચિંત રહો, પરંતુ આપ અહીં સુધી પધાર્યા છો તો ગિરનારનાં શિખરે ઊભેલાં શ્રી નેમનાથ ભગવાનનાં ગગનચુંબી પ્રાસાદોનાં દર્શન તો કરો.'

સાજણનાં સૌજન્યતાભર્યા અને સાત્વિક વચનોને ખાળવાની તાકાત જડની જડતાથી ગ્લાન સિદ્ધરાજમાં ક્યાથી જ હોય?

સાજણે સિદ્ધરાજનો હાથ પકડયો. બંને ગિરનારની પાવન પાગ પર ચઢવા લાગ્યા. દૂરથી ગિરનારનાં શિખરે આકાશને આંબતાં ધોળાં ધોળાં સંગેમરમરનાં આરસથી સર્જાયેલાં દેવવિમાન શાં જિનમંદિરો સિદ્ધરાજની આંખે દીઠાં! આંખો ઠરી.

ઉપર આવી પહોંચ્યા. ભગવાન નેમનાથને પૂજી, સ્તવી, તીર્થયાત્રાનો અપૂર્વ આનંદ સિદ્ધરાજે અનુભવ્યો. મંદિરોનું અભિનવ અદ્‌ભુત સર્જન, એની અનોખી કલા, એની પાછળ થયેલો કરોડો સોનૈયાનો વ્યય વગેરેએ સિદ્ધરાજનાં માનસને ક્ષણવારમાં આંજી દીધું. પોતાનાં રાષ્ટ્રની આ મહાન તીર્થ-સમૃદ્ધિ પર તે ઓવારી ગયો

'સાજણ ! ધન્ય છે આ મંદિરો બાંધનારને અને એની જનેતાને !' સિદ્ધરાજનું હૈયું હર્ષના હેલે ચઢ્યું હતું.

'મહારાજા ! ધન્ય છે રાજાધિરાજ સિદ્ધરાજને અને એમની જનેતાને કે જેમણે આ મંદિરો બંધાવ્યાં છે...'

'મેં ? કઈ રીતે ? ના રે ના...'

'હાજી ! આપના ૧૨ાા ક્રોડ સોનૈયા, સૌરાષ્ટ્રનું મહેસૂલ, એમાંથી આ સર્જન થયેલું છે. હવે, આપને આ મંદિરનિર્માણનાં અનલ્પ સુકૃતનું અમાપ પુન્ય જોઈતું હોય તો તે લો અને ૧૨ાા ક્રોડ સોનૈયા જોઈએ તો તે પણ તૈયાર જ છે !' સાજણે ટાણું જોઈને ટોકરી લગાવી !

ગિરનારની પાવનતમ તીર્થભૂમિએ,
નેમનાથ ભગવાનની શીતળ છાયાએ.

સિદ્ધરાજમાં સૂતેલી સદ્‌ભાવનાને ઢંઢોળીને જગાડી. અડીખમ બની બેઠેલી દુષ્ટ વાસનાઓને ધરાશાયી કરી દીધી ! ગળગળા સાદે, હર્ષનાં આંસુ સાથે, સાજણના હાથ પકડી લઇ સિદ્ધરાજ બોલ્યો :

'સાજણ ! તું તો મારો ખરેખરો કલ્યાણમિત્ર છે. ભવે ભવે તું જ મને કલ્યાણમિત્ર મળજો. મારે સોનૈયાની માટીનો હવે ખપ નથી. મારે તો આ અક્ષય કલ્યાણ જ જોઈએ.'

'તીર્થયાત્રાનો આથી વધીને કયો પ્રભાવ આપણે જોઈએ છે? મનુષ્યજિંદગીનું ધ્યેય જૂગજૂની વાસનાઓને નિર્મૂળ કરી નાખવાનું અને ભવનાશક ભાવનાઓને અંકુરિત કરવાનું છે. તીર્થયાત્રા એ ધ્યેયને સિદ્ધ કરી આપે છે.'

સિદ્ધરાજ પાટણ પહોંચ્યો.

અહીં પેલી વંથળીનો દાનવીર સાકરિયો ગિરનાર ભૂમિ પર આવી પહોંચ્યો અને તેણે સાજણદેની સમક્ષ સાડાબાર ક્રોડની કિંમતનાં રત્નોનો ઢગ કરી દીધો!

'શેઠ! હવે મારે આ ધનની જરૂર નથી. આ તીર્થના પ્રભાવે સહુ સારાં વાનાં થઈ ગયાં છે!'

'મંત્રીશ્વર! આ શું બોલ્યા? મેં તો આ ધન ધર્મના નામે જૂદું જ કાઢી નાખ્યું છે. હવે મારાથી તેનો ઉપભોગ થાય જ નહિ...'

સાજણદે ધન સ્વીકારતા નથી!

સાકરિયા શેઠ પાછું ધન લેતા નથી!

આખરે મહામંત્રીએ વચલો માર્ગ કાઢયો. રત્નોનો હાર બનાવી ભગવાન નેમનાથના કંઠે આરોપી દીધો!

આમ તીર્થયાત્રાએ સાજણ, સિદ્ધરાજ અને સાકરીયા શેઠ એ ત્રણેયને નવું સત્ત્વ, ભવ્ય ભાવનાઓ અને ઉન્નત જીવન બક્ષીસ કર્યાં!




# ગોધરાનો ઘૂઘુલ

વિક્રમની તેરમી સદીની આ વાર્તા છે.

આ રસ્તે રઝળતી વાર્તા નથી, પરંતુ ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે લખાયેલી સત્ય ઘટના છે.

એ સમયે ગુજરાતની રાજધાની હતી ધોળકા. ગુજરાતના રાજાનું નામ હતું મહારાણા વીરધવલ.

મહારાણાના બે મહામંત્રી હતા : એકનું નામ વસ્તુપાલ અને બીજાનું નામ તેજપાલ. બંને સગા ભાઈ અને બંને વચ્ચે અપૂર્વ પ્રીત સગાઈ.

આ બંને મંત્રીશ્વરોના પરાક્રમની કીર્તિગાથા એ કાળે દેશવિદેશમાં ગવાતી હતી.

ગુજરાતની ધરા પર રાજ્ય કરતા નાનામોટા રાજા-રજવાડાં રાણા વીરધવલની આણ ઉત્થાપતા નહીં અને જે ઉત્થાપતા તેમનું વસ્તુપાલ-તેજપાલ ઉત્થાપન કરી દેતા.

એ કાળે ગોધરાનો રાજા ઘૂઘુલ પણ એની વીરતાથી પ્રસિદ્ધ હતો. તેણે રાજા વીરધવલની આજ્ઞા અવગણી હતી. તે ધર્મનો દુશ્મન હતો અને પ્રવાસીઓને ધોળે દિવસે લૂંટતો હતો. પ્રજા એનાથી ત્રાસી ગયેલી હતી.

રાજા વીરધવલની આજ્ઞાથી એક દિવસ વસ્તુપાલ–તેજપાલે ઘૂઘુલનો મદ ઉતારી નાંખવાની યોજના વિચારી. તેમણે પહેલાં તો દૂત દ્વારા સમજૂતી કરવા વિચાર્યું. ધોળકાના પ્રસિદ્ધ ભટ્ટ રેવંતદેવને બોલાવ્યો.

'રેવંતદેવ, તમારે ગોધરા જવાનું છે.' તેજપાલે વાતનો પ્રારંભ કર્યો.

'જેવી મહામંત્રીની આજ્ઞા. સેવકને લંકા મોકલો તો ય જવા તૈયાર છે!'

'તમારે ત્યાંના ઘમંડી ઘૂઘુલને અમારો સંદેશ આપવાનો છે,'

'ધન્ય! આપની આજ્ઞા મુજબ સેવક સંદેશ પહોંચાડશે.'

'તો તમે તૈયાર થઈને આવો, પછી હું તમને મૌખિક સંદેશ આપું છું.'

ભટ્ટ રેવંતદેવ તૈયાર થઈને, ઘુઘરીયાળી ઘોડી પર સ્વાર થઈને આવી પહોંચ્યા તેજપાલે ભટ્ટજીને સંદેશો આપ્યો અને શુભ શુકન જોઈ ભટ્ટ રેવંતદેવે ગોધરાની દિશામાં ઘોડી દોડાવી મૂકી.

'મને લાગે છે કે ઘમંડી ઘૂઘુલ વાતથી નહીં માને એ તો લાતથી જ માનશે.' તેજપાલે મોટાભાઈ વસ્તુપાલ સામે સૂચક દૃષ્ટિથી જોઈને કહ્યું :

'હું પણ એ જ માનું છું. યુદ્ધ અનિવાર્ય છે.'

બંને પ્રતાપી મંત્રીશ્વરો ભટ્ટ રેવંતદેવની રાહ જોતા યુદ્ધની ગુપ્ત તૈયારીઓમાં લાગી ગયા.

ભટ્ટ રેવંતદેવ ગોધરાની સીમમાં પ્રવેશ્યા. સીમ ઉજ્જડ હતી અને પ્રજા દુઃખી હતી. પણ તેઓ તો પહોંચ્યા સીધા રાજમહેલે.

ઘોડીને બહારના થાંભલે બાંધી ભટ્ટજીએ રાજસભામાં પ્રવેશ કર્યો. રાજા ઘૂઘુલને આશીર્વાદ આપતાં તેઓ બોલ્યા:

'મૂર્તિમાન વીરરસ સમા ગોધરાના રાજા ઘૂઘુલ જયવંત હો! કે જે શત્રુરૂપ હાથીઓનાં ગંડસ્થલ વિદારવામાં સિંહ સમાન છે.'

રાજા ઘૂઘુલે પ્રસન્ન થઈ રેવંતદેવને બેસવા આસન ચીંધ્યું.

આસન પર બેસી, થોડી ક્ષણ વિશ્રામ લઇ, ભટ્ટે મંત્રીશ્વરનો સંદેશો નિવેદન કરતાં કહ્યું:

'હે રાજન્! હું ગુજરાતના રાજેન્દ્ર વીરધવલના પ્રીતિપાત્ર મંત્રીશ્વરો વસ્તુપાલ અને તેજપાલનો સંદેશો લઈ આપની સમક્ષ ઉપસ્થિત થયો છું.'

'બંને મહામંત્રીઓ આપના પ્રત્યે આંતરિક પ્રીતિ ધારણ કરે છે. તેમણે આપના હિત માટે નિવેદન કર્યું છે કે આપ આવા પરાક્રમી રાજા થઈને ધર્મ અને નીતિનો નાશ કરનારું ઘોર કર્મ શા માટે કરો છો? આપ અન્યાયને ત્યજી દો. ન્યાયમાર્ગના પથિક બનો, કારણ કે અતિ ઉગ્ર પુણ્ય–પાપનું ફળ આ લોકમાં જ મળે છે. રાજા વીરધવલની આજ્ઞા મસ્તક પર ધારણ કરો.'

રાજા ઘૂઘુલ ભટ્ટનાં વચનો સાંભળી રાતો પીળો થઈ ગયો. તેણે કહ્યું : 'અરે દૂત, તારા માલિક—એ બે વાણિયાઓ એમના મનમાં શું સમજે છે ? એમની બુદ્ધિ બગડી લાગે છે...સર્વસ્વનો વિનાશ કરવા તૈયાર થયા છે.'

દૂતે પણ એવા જ જોશથી જવાબ આપ્યો :

'રાજન્, વણિકપુત્ર હોવા માત્રથી એમની અવજ્ઞા ન કરો. એ તો સૂર્ય અને ચંદ્રની જોડી છે. એ તો આપના જેવા રાજાઓને સન્માર્ગ બતાવવા માટે જ પૃથ્વી પર ઉતર્યા છે !

'તો જા. તારા એ બે વાણિયા મંત્રીઓને મારા બાહુબળનો સ્વાદ ચાખવા અહીં મોકલ.'

દૂતને દાન આપી રવાના કર્યો.

ભટ્ટની પાછળ જ ઘૂઘુલે પોતાના દૂત શૂરદેવને રાણા વીરધવલ પાસે મોકલ્યો. સાથે મજેદાર ભેટ મોકલી !

કાજળની ડબ્બી અને સાડી !

જ્યારે શૂરદેવે રાણા વીરધવલની રાજસભામાં જઇ આ ભેટ રાણાને આપી, ત્યારે વીરધવલ હસી પડયા અને કહ્યું :

'તારા રાજાએ પોતાના વંશને ઉચિત જ ભેટ મોકલી છે !' રાજાએ એ ભેટને ખજાનામાં મૂકાવી દીધી અને દૂતને દાન આપી રવાના કર્યો. મહારાજાએ રાજસભામાં ઘોષણા કરી :

'ગોધરાના ઘૂઘુલનો નિગ્રહ કરવા કોણ વીરપુરુષ તૈયાર થાય છે ?'

રાજસભામાં સન્નાટો છવાઈ ગયો. અનેક સામંતો,

રાજપૂતો બેઠેલા હતા. ઘૂઘુલ સાથે યુદ્ધ કરવું એટલે વિકરાળ સિંહ સામે જવું. કોઈએ જવાબ ન આપ્યો... મહારાણા વીરધવલનું મુખ મ્લાન થઇ ગયું.

તે જ પળે મહામંત્રી તેજપાલ ઊભા થયા.

"કૃપાનાથ, ઘમંડી ઘૂઘુલનો નિગ્રહ કરવા હું પ્રતિજ્ઞા કરું છું !' આખી સભા ચકિત થઈ ગઈ. 'મહામંત્રી તેજપાલનો જય' જયધ્વનિથી રાજસભા ગૂંજી ઊઠી. રાણા વીરધવલે એ જ સમયે સુંદર આભૂષણો તેજપાલને ભેટ આપ્યાં અને કહ્યું :

'વિપત્તિમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર આવા વીરપુત્રોની માતા જ ખરેખરી પુત્રવતી છે !

સભાનું વિસર્જન થયું.

બાંધવ બેલડી ઘેર આવી.

યુદ્ધ–પ્રયાણની પૂર્વ તૈયારીઓ કરવા ઉપસેનાપતિઓને આદેશો આપ્યા.

બંને ભાઇઓ સ્નાનાદિથી નિવૃત્ત થઈ, સુંદર વસ્ત્રો અને આભૂષણો પહેરી પોતાના ભવ્ય આવાસમાં બનાવેલા દેરાસરમાં ગયા. પરમાત્મા જિનેશ્વરદેવની અષ્ટપ્રકારી પૂજા કરી.

ત્યાંથી આવ્યા નગરના મધ્ય ભાગમાં. ત્યાંના ગગનચુંબી જિનમંદિરમાં જિન પ્રતિમાજીનું ભક્તિથી પૂજન કર્યું.

પૂજન કરી, બહાર નિકળી ગરીબોને ખૂબ દાન આપ્યું.

ત્યાંથી આવ્યા ઉપાશ્રયે. પૂજ્ય મુનિવરોને ભાવપૂર્વક વંદના કરી માંગલિક શ્રવણ કર્યું. ઉચિત વ્રત–નિયમ ધારણ કરી હર્ષિત હૃદયે ઘેર આવ્યા.

સુપાત્રદાન આપ્યું, અનુકંપાદાન આપ્યું અને પછી અનેક સાધર્મિક મહેમાનોની સાથે રુચિપૂર્ણ ભોજન કરી તૃપ્ત થયા.

ત્યાં સુભટે આવી સમાચાર આપ્યા :

'યુદ્ધ–પ્રયાણની તૈયારીઓ થઇ ગઈ છે અને મહારાણા આપની પ્રતીક્ષામાં છે.'

સતી અનુપમાદેવીએ તેજપાલના કપાળે કંકુનો ચાંલ્લો કર્યો, અક્ષતથી વધાવ્યા અને વિજયની કામના કરી.

યુદ્ધપ્રયાણની ભેરીઓ બજી.

રાજપુરોહિતે પ્રયાણનો આદેશ કર્યો...અને 'જય જિનેશ્વર'ના ધ્વનિ સાથે પ્રયાણ આરંભાયું.

અનેક સામંત રાજાઓ, હજારો સુભટો, હજારો ઘોડા અને હાથીઓથી પરિવરેલા તેજપાલે ધોળકાની પ્રજાને હર્ષઘેલી બનાવી દીધી.

તેજપાલે પ્રારંભમાં પ્રયાણ વેગથી કર્યું અને વચ્ચે આવતી માહેન્દ્રી નદીને ઓળંગી.

નદી ઓળંગીને તેજપાલે પોતાના સૈન્યને વિશ્રામ આપ્યો. પ્રિય ભોજનાદિથી સૈનિકોને સંતુષ્ટ કર્યા. અહીં તેજપાલે કેટલાક ચુનંદા સુભટોને આજ્ઞા કરી કે 'તમે ગોધરાની સીમમાં પ્રવેશ કરી ગોકુળોને પાછાં વાળો.'

સુભટોએ ગોધરાની સીમને પગ નીચે દબાવી. સુભટોના તીરોથી ગોવાળો ઘવાયા...ગોકુળને છોડી નગરમાં ભાગ્યા. સુભટોએ ગોકુળ પર કબ્જો લીધો. ગોવાળોએ ઘૂઘુલની સામે જઈ ડૂસકાં લેવા માંડયા.

'દોડો, દોડો. ગાયો હરાય છે... દુશ્મનો ગાયોને લઈ જાય છે, બચાવો....ક્ષત્રિયોનું કર્તવ્ય છે...

ઘૂઘુલ છંછેડાયો, જાણે કાળો નાગ છંછેડાયો !

તેણે બખ્તર ધારણ કર્યું, શસ્ત્રો લીધાં અને અશ્વારૂઢ બની સીમ તરફ દોડયો. સેંકડો સુભટો પણ ઘૂઘુલને અનુસર્યા.

મહામંત્રીના સુભટો ઘૂઘુલની રાહ જોતા હતા. સીમના કોતરોમાં છૂપાઈને બેઠા હતા. જેવો ઘૂઘુલ આવ્યો, સુભટો કોતરોમાંથી બહાર નીકળી આવ્યા અને તીરોનો વરસાદ વરસાવવા માંડયો. ઘૂઘુલના સુભટોએ વળતો જવાબ આપવા માંડયો. પરંતુ મંત્રીશ્વરના સુભટો યુદ્ધ કરતા જાય છે અને પાછળ હટતા જાય છે ! ઘૂઘુલ તેમની પાછળ ખેંચાતો જાય છે !... એમ કરતાં મંત્રીશ્વરના સૈનિકો ઘૂઘુલને ગોધરાની બહાર ખેંચી લાવ્યા ! ત્યાં તેજપાલે પોતાની વ્યૂહરચના ગોઠવી જ રાખી હતી. ત્રણેય દિશાઓમાં સૈન્ય ગોઠવીને ઘૂઘુલને આબાદ ફસાવ્યો !

જેવો ઘૂઘુલ પોતાના સૈન્ય સાથે ત્યાં આવ્યો, ત્રણે બાજુ એણે વિશાળ સૈન્યને શસ્ત્રસજ્જ બનીને ગોઠવાયેલું જોયું. તેણે તેજપાલની કરામતનું અનુમાન કરી લીધું.

ઘૂઘુલ પરાક્રમી હતો, રણવીર હતો. શત્રુની વ્યૂહરચના જોઈ તેનું પરાક્રમ કેસરી સિંહની જેમ ઉછળ્યું....પ્રલયકર યુદ્ધ કરવા માંડયું.

એકાદ પ્રહરમાં જ મંત્રીનું સૈન્ય ઘૂઘુલે છિન્નભિન્ન કરી દીધું. તેજપાલે પોતાના સૈન્યને જ્યાં ત્યાં ભાગતું જોયું.

તે જ વખતે તેજપાલે હાથી પર ઊભા રહી પોતાના સૈન્યને પ્રોત્સાહિત કરવા માંડયું અને સ્વયં યુદ્ધના મોખરે આવી પુનઃ યુદ્ધની બાજી બદલી નાંખી.

તેજપાલે ઘૂઘુલને પડકાર્યો.

ઘૂઘુલે તેજપાલને તિરસ્કાર્યો.

બંને વીરો શસ્ત્રોથી બાખડી પડયા. દેવો અને દાનવોનું યુદ્ધ જામ્યું ! પણ લાંબું ન ચાલ્યું. તેજપાલે ભાલાનો પ્રહાર કરી ઘૂઘુલના અશ્વને યમસદનમાં મોકલી દીધો. ઘૂઘુલ નીચે પટકાઈ પડયો. તે જ ક્ષણે તેજપાલ ઘૂઘુલના ઉપર કૂદી પડયા. એની છાતી પર તલવાર તોલીને એને જીવતો જ બાંધ્યો.

ઘૂઘુલ...ઘમંડી ઘૂઘુલને લાકડાના પાંજરામાં પૂરવામાં આવ્યો.

તેજપાલે બીજા દિવસે ગોધરાના દુર્ભેદ્ય કિલ્લાને તોડી ઘૂઘુલના મહેલમાં પ્રવેશ કર્યો.

મંત્રીશ્વરે સર્વપ્રથમ મહેલના અધિકારીઓને, મહાજનને દાન આપીને સંતુષ્ટ કર્યા.

ઘૂઘુલના મહેલમાંથી તેજપાલે નીચે મુજબ વૈભવ ગ્રહણ કર્યો.

○ અઢાર ક્રોડ સોનૈયા ○ સોનાનું સિંહાસન ○ ૧ મૂડો મોતી ○ રત્નજડિત હિંડોળાખાટ ○ ચાર હજાર ઘોડા ○ સૂર્યકાંત રત્નમય થાળી ○ એક હજાર બખ્તરો ○ માણેકજડિત પાનડબ્બી.

તેજપાલે ઘૂઘુલના સ્થાને ગોધરાના રાજા તરીકે પોતાના ભાણેજ સિંહસેનને સ્થાપિત કર્યો. સિંહસેન સિંહ જેવો પરાક્રમી અને નીતિમાન હતો.

ત્યારબાદ ગોધરાની આસપાસના લૂંટારા રાજાઓને વશ કર્યા. મહામંત્રી કેટલાક દિવસ ગોધરામાં રહ્યા અને પ્રજાજનોને સંતુષ્ટ કર્યા.

નગરના મધ્યભાગે તેમણે એક ભવ્ય જિનમંદિર બંધાવ્યું. ચારેબાજુ ૨૪ તીર્થંકરોના મંદિર અને મધ્યમાં ભવ્ય અજિતનાથ–પ્રાસાદ.

સેના લઈ મંત્રીશ્વરે ધોળકા તરફ પ્રયાણ કર્યું.

ધોળકાની પ્રજા અને ધોળકાના રાજા પોતાના પ્રિય મંત્રીશ્વરનું સ્વાગત કરવા થનગની રહ્યાં હતાં.

ભવ્ય પ્રવેશ–મહોત્સવ ઉજવાયો.

રાજા વીરધવલે તેજપાલને અસંખ્ય અભિનંદન આપ્યાં.

પણ...સહુનું આકર્ષણ તો બીજું જ હતું ! તે હતો લાકડાના પાંજરામાં પૂરાયેલો ગોધરાનો રાજા ઘૂઘુલ ! હાથીના ઉપર એનું પાંજરું રાખવામાં આવેલું...જેથી સહુ એને જોઈ શકે !

ઘૂઘુલનું પાંજરું રાજસભાની મધ્યમાં મૂકવામાં આવ્યું.

રાણા વીરધવલે ખજાનામાંથી સાડી અને કાજળની ડબ્બી મંગાવી. વસ્તુપાલે ઘૂઘુલને ત્યાં જ સાડી પહેરાવી અને કાજળની ડબ્બી એના ગળે બાંધી !

માનનો પર્વત ત્યાં તૂટી પડયો...

ઘૂઘુલે દાંતોથી પોતાની જીભ કચરી નાખી... તેનો દેહ ઢળી પડયો...

બીજા દિવસે મહારાણાએ રાજસભામાં તેજપાલને કરોડ સોનૈયા ભેટ આપ્યા.



# સેનાપતિ જિનદાસ

મધ્યકાલીન યુગમાં 'ધોળકા' ગુજરાતની સુશોભિત રાજધાની હતી. ત્યારે રાજા ભીમદેવની સમગ્ર ગુજરાત પર આણ વર્તતી હતી.

આ ધોળકામાં એક સદ્‌ગૃહસ્થ ખૂબ જ ગરીબાઈમાં પોતાનું જીવન જીવી રહ્યો હતો. સાધન અને સંપત્તિની અપેક્ષાએ તે કંગાળ અને દરિદ્ર હતો પણ આંતર વૈભવથી તે શ્રીમંતોનોય શ્રીમંત હતો. ધર્મધનથી તેનું હૈયું છાકમછોળ હતું. ગરીબ એ જરૂર હતો પણ ગરીબાઈથી દુઃખી અને દીન ન હતો. લાચાર ન હતો. ગરીબાઈથી તે ગૂંગળાતો ન હતો. તે સદાય શાંત, સ્વસ્થ અને પ્રસન્ન રહેતો. પરમાત્મતત્ત્વમાં તેણે પોતાની હૃદયતૃપ્તિ–આત્મસંતોષ મેળવી લીધો હતો.

ધનથી ગરીબ, પણ ધર્મથી અમીર એવા આ સજ્જનનું નામ જિનદાસ હતું. નામ પ્રમાણે જ તે 'જિન'નો દાસ હતો! જિનેશ્વરના ચરણે ગુલામથી ય વિશેષ ભાવ અને શ્રદ્ધાથી સમર્પિત હતો. તેની પત્ની સમતા, પણ સમતાનો સાક્ષાત્ અવતાર હતી. પતિના આદર્શોને તે પ્રેમથી પ્રોત્સાહન આપતી. અને પોતે પણ એ આદર્શોનું અનુસરણ કરતી. રોજબરોજના

જીવનવ્યવહારમાં જિનદાસ રોજ સવારે જિનપૂજા કરી 'ભક્તામર' સ્તોત્રનો ભાવસભર હૈયે સ્વાધ્યાય કરતો. આ પ્રભાવક સ્તોત્રના પઠન–રટણ સમયે તે ભગવાન શ્રી ઋષભદેવના ધ્યાનમાં એકાકાર અને એકરૂપ બની જતો. દેહભાન ભૂલી ચેતનાના અતલ ઊંડાણમાં ખોવાઈ જતો.

વિકલ્પ અને વાસનાઓથી વિમુકત બની જિનદાસ આવી જ કોઇ સવારે 'ભકતામર'ની ભકિતમાં લયલીન બન્યો હતો ત્યારે તીર્થંકર પરમાત્મા શ્રી ઋષભદેવની ચરણોપાસિકા ચક્રેશ્વરી દેવીએ સાક્ષાત્ થઇને તેને પ્રણામ કર્યા. જિનદાસે પણ ધ્યાનલીન આંખો ખોલીને દેવીને વળતાં પ્રણામ કર્યા.

દેવી બોલી : મારા ઋષભેશ્વરના પરમભકત ! હું તારી શું સેવા–ભકિત કરુ ? મારા પરમ પ્રિય પરમાત્માના ભકતોની હું સેવિકા છું. ખૂલ્લા મનથી કહે, હું તારી શી સેવા–ભકિત કરું ?'

' દેવી ! પરમાત્મા ઋષભદેવની અધિષ્ઠાયિકાના દર્શન કરી હું આજ કૃતાર્થ થયો છું...'

' જિનદાસ ! તારી ભકિતથી હું પ્રસન્ન થઇ છું. માંગ તારે જે માંગવું હોય તે...'

'નહિ કરુણામયી ! મારે કશું માંગવાનું નથી. મારે તો નિર્વાણનું વરદાન જોઇએ છે. મને તો મુકિતની મનોકામના છે. અને તે વરદાન તો મારા વ્હાલા ઋષભદેવ જ આપી શકે !'

'ધન્ય જિનદાસ ! ધન્ય ! તારી આ નિઃસ્પૃહતાથી હું ખૂબ જ પ્રભાવિત થઈ છું. પરતું દેવીનું દર્શન મિથ્યા ન

જાય. લે, આ રત્ન રાખ !' અને દિવ્ય રત્ન આપી દેવી અદૃશ્ય થઇ ગઈ.

એક દિવસ...

જિનદાસને કોઈ કામ માટે બીજા એક નગરમાં જવાનું હતું. રસ્તો જંગલનો હતો. રસ્તામાં ચોર–ડાકુઓનો પણ ભય હતો. પણ તેથી ગભરાયા વિના ખભે તીર–કામઠાં અને ધનુષ્ય લઇ તે નીકળી પડયો. જિનદાસ કુશળ બાણાવળી હતો. જંગલના રસ્તે તેણે ત્રણ લૂંટારા જોયા તેણે વધારાનાં તીર ફેંકી દીધાં અને ત્રણ તીર છોડી એ ત્રણેય લૂંટારાઓને મોતને ઘાટ ઉતારી દીધા ! અને બીજા નગરમાં જઈને પોતાનું કામ પતાવી પાછો ધોળકા આવી ગયો.

જિનદાસે જે વીરતા અને કુશળતાથી લૂંટારાઓનો સફળ સામનો કર્યો તેની વીરગાથા રાજા ભીમદેવ પાસે ગુપ્તચરો દ્વારા પહોંચી ગઈ હતી. ભીમદેવને જિનદાસમાં પરાક્રમી સેનાપતિનાં દર્શન થયાં. તેણે તરત જ ધોળકા સંદેશો મોકલ્યો. રાજાની આજ્ઞા થતાં જ જિનદાસ થોડા સમયમાં પાટણ જઈ પહોંચ્યો.

રાજા ભીમદેવે જિનદાસની ગુજરાતની સેનાના સેનાપતિ તરીકે નિમણુંક કરી. જિનદાસે એ પછી પત્ની સમ્મતાને પણ પાટણ બોલાવી લીધી અને હવે તે પાટણમાં રહેવા લાગ્યો. થોડા જ સમયમાં જિનદાસે રાજનિષ્ઠા, બુદ્ધિચાતુર્ય અને પરાક્રમથી ગુર્જરેશ્વરનાં પ્રેમ અને વિશ્વાસસંપાદન કરી લીધાં.

સેનાપતિ બન્યા બાદ પણ જિનદાસ રોજ નિયમિત જિનપૂજા કરતો અને તન્મય બની 'ભક્તામર' સ્તોત્રનું

પઠન કરતો. તેની આ જિનભક્તિની પ્રશંસા ચોરે ને ચૌટે થવા લાગી. તેની ધર્મશ્રદ્ધાનાં ગુણગાન પવનવેગે સમગ્ર ગુજરાતમાં થવા માંડયા.

સૌરાષ્ટ્રના એક ચારણે પણ સેનાપતિ જિનદાસની જિનભક્તિની જયગાથા સાંભળી. તેને જિનદાસનાં દર્શન કરવાની અને સાથો સાથ તેની પરીક્ષા કરવાની પણ જિજ્ઞાસા થઈ. તે પાટણ આવવા નીકળ્યો. ઠેરઠેર રસ્તામાં તેણે જિનદાસની પ્રશંસા સાંભળી. તેને પણ તેથી ખૂબ જ આનંદ થયો, કારણ કે ચારણ પણ પરમાત્મભક્ત હતો. પરમ જિનભક્ત હતો. એક પરમાત્મ ભક્તને બીજા પરમાત્મ ભક્તની પ્રશંસા સાંભળીને આનંદ થાય જ. ન થાય તો તે પરમાત્મભક્ત નહિ.

ચારણ પાટણ આવ્યો. રાજસભામાં ગયો અને ત્યાં જિનદાસનો પ્રતાપી અને પ્રભાવી તેજ ચમકતો ચહેરો જોઈ તેનો આત્મા નાચી ઊઠયો. રાજસભામાં તેણે જિનદાસમાં પ્રચંડ શક્તિનો મહાપુંજ જોયો; ગુર્જર દેશનો મહાવીર-રક્ષક જોયો. પરંતુ તેને તો પરમાત્મભકત જિનદાસનું યશસ્વી રૂપ જોવું હતું. અને એક દિવસ તે પણ રૂપ મંદિરમાં જોઇ આવ્યો અને ભારોભાર સંતોષ અનુભવ્યો.

જિનદાસની જિનભક્તિની કસોટી કરવા તેણે પાટણમાં ઘર લીધું અને જાણી જોઇને, સમજી-વિચારીને એક ઊંટની ચોરી કરી. નગરરક્ષકોએ તેને પકડીને સેનાપતિ જિનદાસ સમક્ષ હાજર કરી દીધો.

એ સમયે જિનદાસ જિનમંદિરમાં પરમાત્માની

પુષ્પપૂજા કરી રહ્યા હતા. મંદિરમાં જઈ રક્ષકે પૂછ્યું : 'સેનાપતિજી! આ ચારણે ઊંટની ચોરી કરી છે. તેને શું સજા કરવી ?'

સેનાપતિએ નગરરક્ષક સામે જોયું. પછી ચારણ તરફ જોયું. સહેજ વિચારીને તેમણે એક ફૂલ હાથમાં લઈને તેનું ડીંટડું તોડી નાંખ્યું.

ચારણ આ સંકેત સમજી ગયો અને તે બોલ્યો :

'જિણહાને જિણવરહ ન મિલે તારોતાર,
જિણ કરે જિનવર પૂજે તે કિમ મારણહાર?
ચારણ ચોરી કિમ કરે જે ખોરડે ન સમાય,
તૂં તો ચોરી તે કરે જે ત્રિભુવનમાં ન માય !'

અર્થ : જિનદાસ અને જિનપૂજા એકરૂપ થયા નથી, નહિ તો જે હાથથી પૂજા કરે છે એ હાથથી બીજા જીવનો વધ કરવાનો સંકેત કેવી રીતે કરી શકે ?

હે સેનાપતિ ! આ ચારણ એવા ઊંટની ચોરી શું કરવા કરે કે જે તેના ખોરડામાં પણ ન રહી શકે ? પણ તું તો એવી ચોરી કરે છે કે જે ત્રણ ભુવનમાં પણ ન સમાય !'

ચારણના આ દૂહા સાંભળી જિનદાસ સ્તબ્ધ બની ગયો. તેને પોતાની ભૂલ સમજાઈ. 'અરેરે ! મેં ઘણું જ ખોટું કર્યું. જિનપૂજા કરતાં કરતાં ઇશારાથી મૃત્યુદંડની સજા દઈ જિનાજ્ઞા વિરૂદ્ધનું કામ કર્યું... પૂજા કરતાં પરમાત્માનું

ધ્યાન છોડીને, બીજાના ધ્યાનમાં હું જતો રહ્યો. ખરેખર ! આ ચારણે આજ મારી આંખ ખોલી નાંખી....

અને જિનદાસ તરત દોડીને ચારણના પગે પડયો : 'હે કવિરાજ ! મારો અપરાધ ક્ષમા કરો !'

'હે વીર સેનાપતિ ! આપની પ્રશંસા સાંભળી, આપનાં દર્શન કરવા હું પાટણ આવ્યો. આપની પરમાત્મભક્તિ જોઈને હું પ્રસન્ન અને પ્રભાવિત થયો હતો, પણ મને તમારી પરીક્ષા કરવાનું મન થયું. આથી મેં ઊંટની ચોરી કરી અને ! આ જ મંદિરમાં આપની સમક્ષ ચોર બનીને આવ્યો. મારે એ જોવું હતું કે...'

'કવિરાજ ! બસ, બસ વધુ બોલી મને શર્મિંદા ન કરો. આપે તો મને આજ દિવ્ય દૃષ્ટિ આપી પરમાત્મપૂજામાં જાગૃતિ આપી. જિનેશ્વર સાથે જિનદાસના અભેદ ભાવથી મિલનનો માર્ગ આપે તો બતાવ્યો... આપ તો મારા ગુરૂ અને ઉપકારી છો... મારો અપરાધ આપ ક્ષમા કરો...'

અને પછી સેનાપતિ જિનદાસ પરમાત્માની કરુણારસ-ભરપૂર પ્રતિમા સામે ધ્યાનલીન બની ગયા. એ જોઈને લોકકવિની આંખો પણ હર્ષાશ્રુથી છલકાઈ ગઈ !






# ભાવવિશુદ્ધિ



નંદક અને ભદ્રક બંને ભાઈઓ હતા. 'પ્રતિષ્ઠાન' નગરમાં બંને રહેતા.

આ નગરમાં એક દિવસ એક જ્ઞાની મુનિરાજ પધાર્યા. આ મુનિરાજ નંદક અને ભદ્રકના સંસારી સગા હતા. બંને ભાઈઓ તેમનાં આગમનના સમાચાર સાંભળી ઉપાશ્રયે ગયા. વિધિવત્ તેમને વંદન કર્યું. મુનિરાજે 'ધર્મલાભ' ના આશીર્વાદ આપ્યા અને થોડોક બહુમૂલ્ય ઉપદેશ આપ્યો :

'આ માનવજીવન ધર્મપુરુષાર્થ માટે છે. જીવનમાં ધર્મ પુરુષાર્થ જ મુખ્ય રહેવો જોઈએ. અર્થવાસના અને કામવાસનામાં જો ડૂબી ગયા અને ધર્મની આરાધના નહિ કરી હોય તો નક્કી માનજો કે અનંતો ભવિષ્યકાળ અંધકારમય બની રહેશે. જીવ દુર્ગતિમાં ભટકી પડશે, માટે મહાનુભાવો ! તમે બંનેય બને તેટલી વધુ ધર્મની આરાધના રોજ કરતા રહો !'

નંદકે કહ્યું : 'ગુરુદેવ ! અમે તો કશી જ ધર્મની આરાધના કરતા નથી.'

'મહાનુભાવ ! તો તમારે કરવી જોઈએ. વિશેષ નહિ

તો એક સદ્‌ગૃહસ્થ તરીકે તમારે પરમાત્માની પૂજા તો અવશ્ય કરવી જોઈએ. પરમાત્માના આપણા પર અનંત ઉપકાર છે, પરમાત્માની પૂજાના અનેક લાભ છે. રોજ પ્રભુપૂજા તો તમારા જીવનનું નિત્ય કર્તવ્ય હોવું જોઇએ.'

નંદકને મનમાં થયું કે આપણા પરિચિત મુનિરાજ સાચું કહે છે. 'પ્રભુપૂજા તો મારે નિત્ય કરવી જ જોઇએ.' અને તેણે રોજ પરમાત્મ–પૂજનની મુનિશ્રી પાસે પ્રતિજ્ઞા લીધી.

ભદ્રક પણ વિચારવા લાગ્યો : 'મુનિરાજનો એક એક શબ્દ આદરણીય છે. પરંતુ હું પ્રભુ–પૂજા રોજ કેવી રીતે કરી શકું ? સવારના પહોરમાં તો દુકાને જવું પડે છે. જો ન જઉં અને સમયસર દુકાન ન ખૂલે તો મારા ગ્રાહક બીજી દુકાને ચાલ્યા જાય. ના, મારાથી આ શકય નથી. નંદક બડભાગી છે. તેણે પ્રભુ–પૂજાની પ્રતિજ્ઞા લીધી ! હું તેની ભાવનાની અંતરથી અનુમોદના કરું છું.'

પછી બંને ભાઈઓ પોતપોતાના ઘરે ગયા.

બીજા દિવસથી જ નંદકે પરમાત્મ–પૂજા શરૂ કરી દીધી. સવારે વહેલો ઉઠી એ દેરાસર જાય. ભદ્રકની દુકાન દેરાસર જવાના રસ્તામાં જ હતી. જે સમયે નંદક પ્રભુ–પૂજા માટે જાય તે સમયે ભદ્રક દુકાન પર બેસી ગ્રાહકોને માલ વેચતો હોય. આ ભીડ અને ઘરાકીમાં પણ ભદ્રક નંદકને રોજ અચૂક જોતો અને મનોમન પ્રમોદભાવ અનુભવતો :

'આહ ! મારો ભાઇ કેવો ધર્માનુરાગી છે ! તેની ભાવના કેટલી બધી ઉચ્ચ અને ઉમદા છે ! અને નિસ્પૃહી પણ કેટલો બધો છે ! તેણે ધંધાનો લોભ ન રાખ્યો.

ઘરાકીના સમયની ચિંતા કર્યા વિના એ સમયે તે પ્રભુ-પૂજા કરે છે : ધન્ય છે એને ! અને મને ધિક્કાર છે કે હું ધંધાના લોભમાં પડયો છું. ધર્મ કરવાનો સમય ચૂકી રહ્યો છું ! !'

નંદક પણ ભદ્રકને રોજ વેપાર કરતો જુએ છે. પૂજાનાં કપડાં પહેરીને, હાથમાં પૂજનનો થાળ લઈ એ રોજ દેરાસર જાય છે. ઘરાકોની ભીડમાં પણ તે ભદ્રક તરફ જોઈ લે છે અને વિચારે છે :

'આહાહા : મારા ભાઈની દુકાને ઘરાકોની કેટલી બધી ભીડ જામે છે રોજ ! અને મારી દુકાને ચકલું ય ફરકતું નથી! ખરેખર! મારો ભાઈ ઘણો ડાહ્યો છે. મુનિરાજની વાણીમાં તે મોહયો નહિ. અને મેં મૂર્ખાએ રોજ પ્રભુ-પૂજા કરવાની પ્રતિજ્ઞા લીધી ! ! શું લાભ થયો મને ? આમ તો મારો ધંધો જ પડી ભાંગવાનો. પણ શું થાય ? પ્રતિજ્ઞા લીધી છે એટલે પાળવી જ રહી...'

સવારનો સમય છે. ભદ્રક પણ વિચારે છે. નંદક પણ.

ભદ્રક ભીડમાં પણ વેપાર કરતાં કરતાં ય અફસોસ કરે છે: 'બળી આ જંજાળ ! આ તે કેવી દુર્બળતા અને લોભ ? એક પ્રભુ-પૂજા પણ નથી કરી શકતો ! ! !'

નંદક પણ પૂજા કરવા જતાં પૂજાનાં કપડાં પહેરીને અફસોસ કરે છે: કે 'અરેરે ! આમ તો મારું દેવાળું જ નીકળી જવાનું ! મેં વળી કયાં પ્રભુપૂજા કરવાની પ્રતિજ્ઞા લીધી ? ભદ્રક ડાહ્યો છે. તેનો ધંધો ખૂબ જામી જવાનો !...'

ભદ્રકના અફસોસમાં પ્રમોદ-આનંદ છે.

નંદકના અફસોસમાં દ્વેષ–દુઃખ છે.

ભદ્રક પ્રભુ–પૂજા નથી કરતો છતાંય પ્રભુ પ્રત્યે તેના હૈયે ઉભરાતા ભાવ છે. મનોમન તે પ્રભુની ભક્તિ કરે છે.

નંદક રોજ પ્રભુ–પૂજા કરે છે, પરંતુ તેના હૈયે પ્રભુ પ્રત્યે પ્રેમ–ભક્તિ નથી. તે માત્ર પ્રતિજ્ઞાનું જડ પાલન જ કરે છે.

કહે છે ભદ્રક મૃત્યુ પામીને સ્વર્ગે ગયો. અને નંદક વ્યંતર થયો.






# સિંહણ



એક મોટો પર્વત હતો.

પર્વતમાં મોટીમોટી ગુફાઓ હતી. એ ગુફાઓમાં યોગી પુરુષો રહે અને પશુઓ પણ રહે.

એક ગુફામાં એક સિંહણ રહે. સિંહણને બે જિગરજાન સખીઓ હતી. એક હતી શિયાળણી અને એક હતી હરિણી.

ત્રણે સખીઓ દિવસે પોતપોતાના મનગમતા જંગલમાં ચારો ચરવા જાય અને રાત્રે ગુફામાં આવી, ભોજન કરી, સુખદુઃખની વાતો કરતી સૂઈ જાય.

સિંહણે એક દિવસ પુત્રને જન્મ આપ્યો. નાનકડો સિંહ જોઈ સખીઓ ખુશ ખુશ થઈ ગઈ.

પુત્રને જન્મ આપ્યા પછી, તૂર્ત સિંહણને ખૂબ ભૂખ લાગી. તેણે બે સખીઓને કહ્યું :

'મારા બાળકને સાચવજો, હું મારું ભક્ષ્ય લઈને આવું છું.' સિંહણને પોતાની સખીઓ પર વિશ્વાસ હતો. પણ અયોગ્ય વ્યક્તિ પર મૂકેલો વિશ્વાસ ક્યારેક મારનારો બને છે.

પેલી શિયાળણીની દાઢ સળવળી ! સિંહણનું તાજું જન્મેલું બાળક જોઈ તેને ખાઈ જવાની પાપબુદ્ધિ સૂઝી. તૂર્ત જ એ બાળકને ખાઈ ગઈ.

એ વખતે પેલી હરિણી સૂઈ ગયેલી હતી એટલે શિયાળણીને ફાવટ આવી ગઈ. સિંહણનાં બચ્ચાંને ખાઈ જઈને એણે સૂતેલી હરિણીનું મોઢું લોહીવાળું કરી દીધું ! જેથી કલંક પોતાના પર ન આવે અને સિંહણ હરિણીને જ ગુનેગાર સમજે. શિયાળણી તો બાજુના ઝરામાં જઈ મોઢું ધોઈ આવીને ગુફાને દરવાજે ઠાવકું મોં કરીને બેસી ગઈ.

સિંહણ ભોજન કરીને આવી...એ તો સીધી પોતાના બચ્ચા પાસે જાય છે...પણ બચ્ચું હોય તો ને ? એણે શિયાળણીને પૂછ્યું :

'મારું બાળક ક્યાં છે ?'

'હું જાણતી જ નથી. હરિણીને પૂછો.' સિંહણે હરિણીને જગાડીને પૂછ્યું, તેણે કહ્યું :

'હું તો સૂઈ ગઈ હતી. મને કંઈ જ ખબર નથી.'

શિયાળણી ક્રોધથી બોલી: 'અરે પાપિણી, તું જ બાળકને ખાઈ ગઈ છે ને જૂઠું બોલે છે? તારું મોઢું તો જો... લોહીથી ખરડાયેલું તો મોઢું છે અને જૂઠું બોલે છે?'

હરિણીએ ગભરાયા વિના કહ્યું: 'અરે કપટી શિયાળણી, તું જ બચ્ચાને ખાઇ ગઇ છે અને મારા પર કલંક લગાડે છે?'

સિંહણે કહ્યું: 'તમે બંને ઝઘડો ન કરો. તમે ઊભા રહો. હમણાં જ નિર્ણય થઇ જશે.'

સિંહણ ઝટ જંગલમાં જઈને ઊલટી કરવાની ઔષધિ લઇ આવી. તેણે એ વનસ્પતિ હરિણીને ખવડાવી... તૂર્ત જ હરિણીને ઊલટી થઇ... તો ઘાસ સિવાય કંઈ નીકળ્યું નહીં.

પછી શિયાળણીને એ ઔષધિ ખવડાવી. ઝટ શિયાળણીને ઊલટી થઇ... હાડકાનાં ટૂકડા નીકળ્યા... અને માંસના લોચા નીકળ્યા.

કપટી શિયાળણી પકડાઇ ગઈ. સિંહણનો રોષ ભભૂકી ઊઠયો. 'અરે! અધમ શિયાળણી, તું જ મારા બચ્ચાને ખાઇ ગઈ અને આળ બિચારી હરિણી ઉપર ચઢાવે છે? તેં વિશ્વાસઘાત કર્યો છે.'

સિંહણે ત્યાં ને ત્યાં જ શિયાળણીને મારી નાંખી.

સિંહણે ઉતાવળીયું પગલું ન ભર્યું. બુદ્ધિપૂર્વક એણે ગૂનેગાર સિદ્ધ કરીને ગૂનેગારને શિક્ષા કરી; નહિતર તો બિચારી નિર્દોષ હરિણી જ મરી જાત ને?

માટે કોઇ પણ પ્રસંગમાં ઉતાવળ ન બનો. વિવેકથી બુદ્ધિપૂર્વક પગલું ભરો.

[મુનિપતિ-ચરિત્રને આધારે]



# ભિખારીનો ઉપદેશ

રાજગૃહી નગરી હતી, રાજા બિંબિસાર હતા રાજા મહેલના ઝરૂખામાં બેઠા બેઠા કેરી ચૂસી રહ્યા હતાં, કેરી ચૂસી ચૂસીને ગોટલો નીચે ફેંકી દેતા હતાં.

દૂર રાજમાર્ગ પર એક ભિખારી ઊભો ઊભો આ દશ્ય જોઈ રહ્યો હતો. તે બિચારો ત્રણ દિવસથી ભૂખ્યો હતો. કેરીની સુવાસે તેને કેરી ખાવા માટે ઉત્કંઠિત કર્યો. તે ધીરે ધીરે રાજમહેલ પાસે પહોંચ્યો. ઝરૂખાની નીચે જ્યાં રસ વગરના ગોટલા પડતા હતા ત્યાં ચૂપચાપ ગયો અને તે ચૂસાયેલા ગોટલાને ફરીથી ચૂસવા લાગ્યો.

રાજા બધો રસ ચૂસી લેતો ન હતો. થોડો રસ તો અંદર રહી જતો હતો. ભિખારીને મજા આવી ગઈ. તે તો મહેલની દિવાલને અડોઅડ ઊભો રહી ગયો અને ગોટલા ચૂસવા લાગ્યો.

...પરન્તુ ભિખારીનું ભાગ્ય ક્યાં ? અભાગી ભિખારી પર સૈનિકના ડંડા ધડ......ધડ......પડવા લાગ્યા. 'હરામજાદા......ચોર..... બદમાશ...'

ભિખારીએ સિપાઈની સામે જોયું અને જોરથી હસવા લાગ્યો.

'અરે બદમાશ...! તું હસે છે ?' લે...સિપાઈએ ફરી ડંડો ચલાવ્યો.

રાજા બિંબિસાર મહેલના ઝરૂખામાંથી આ દૃશ્ય જોઈ રહ્યા હતા. રાજાને આશ્ચર્ય થયું. 'આ કેવો ભિખારી ? સિપાઇ મારે છે અને તે હસે છે ?'

રાજાએ ઝરૂખામાંથી સૈનિકને કહ્યું : 'તેને માર નહિ, મારી પાસે લઈ આવ.' સૈનિક ભિખારીને રાજા પાસે લઈ ગયો. રાજાએ ભિખારીને પૂછયું :

'અરે ભિખારી, તને સૈનિક મારે છે, અને તું હસે છે ? પાગલ છે શું કાંઈ ?

ભિખારી બોલ્યો, 'મહારાજ, મને જ્યારે સૈનિક મારવા લાગ્યો ત્યારે મને એક વિચાર આવ્યો અને હું હસવા લાગ્યો.'

'શો વિચાર આવ્યો ?'

'આપ મને અભયદાન આપો તો કહું.'

'આપ્યું અભયદાન.'

'તો સાંભળો મહારાજા, મેં વિચાર્યું કે હું મહારાજા વડે ચૂસાયેલાં રસહીન–તુચ્છ ફળ ખાઉં છું તોપણ મને માર પડે છે, તો રસભરપૂર અને તાજી કેરી ખાનાર રાજાને કેટલો માર ખાવો પડતો હશે ? બસ, આટલો વિચાર આવ્યો અને હું હસવા લાગ્યો.'

રાજા બિંબિસાર ચોંકી ઊઠયા. ભિખારીએ આજે કેટલી અદ્‌ભુત વાત સંભળાવી ! રાજાએ ભિખારીને બક્ષિસ આપીને

તેનું ભિખારીપણું ટાળી દીધું અને પોતે ચિંતન કરવા લાગ્યા કે :

'આ જીવનમાં જે માલ-મેવા તથા મિષ્ટાન્ન ખાય છે, તેને બીજા જન્મમાં મારપીટ તેમ જ ધક્કા જ મળે છે, તો હવે જીવન ત્યાગમય બનાવવું જોઈએ.'






# પાત્ર કોણ ?

oo o o o o o o o o o o o o oo

કલકલ કરતી વહેતી ક્ષિપ્રા નદીના કાંઠા પર અવંતી શહેર વસ્યું હતું. એ સમયે અવંતીમાં રાજા વિક્રમ રાજ્ય કરતા હતા. વિક્રમ પરાક્રમી તેમજ પરોપકારી રાજા હતા.

એક દિવસ નગરરક્ષકે રાજસભામાં આવીને વિક્રમને નિવેદન કર્યું: 'મહારાજા, નગર બહારના ભાગની ધર્મશાળામાં હંમેશ ભયંકર ઘટના બન્યા કરે છે. મુસાફરો જગ્યા બાદ આરામ કરે છે...ઊંઘમાં ને ઊંઘમાં તેઓ મરી જાય છે !'

મહારાજા વિક્રમે આશ્વાસન આપ્યું અને પોતે જ તે ઘટનાની તપાસ કરવા નિર્ણય કર્યો. ઘોડા પર બેસીને વિક્રમ ધર્મશાળા પહોંચ્યા. ત્યાં મરણ પામેલા મુસાફરોને જોયા. નોકરની મારફત બધાં મરણ પામેલાંઓને કપડાની

ચાદર ઓઢાડી દેવામાં આવી. ધર્મશાળાના મુનિમને સૂચના કરી કે 'નવા મુસાફરોને ભોજન કરાવીને સંધ્યા સમયે ગરમ પાણી તથા તેલથી માલિશ કરાવવી.'

રાત્રે વિક્રમ ખૂલ્લી તલવાર સાથે ધર્મશાળાના ગુપ્ત ભાગમાં આવીને સંતાઈ ગયા, મધ્યરાત્રિનો સમય થયો, એક ખૂણામાંથી ધૂમાડો નીકળવા લાગ્યો, ફરીથી પ્રકાશ થયો અને એક નાગ પ્રગટ થયો, તેને એક હજાર ફણાઓ હતી. ફણા પર તેજસ્વી રત્ન હતાં, નાગ તે સૂતેલા મુસાફરો પાસે ગયો અને પહેલા મુસાફરને પૂછ્યું :

'પાત્ર કોણ?'

'ધર્મ.' મુસાફરે જવાબ આપ્યો.

'પાત્ર કોણ?' બીજા મુસાફરને પૂછ્યું.

'રૂપ.' બીજાએ જવાબ આપ્યો.

'પાત્ર કોણ?' ત્રીજાને પ્રશ્ન કર્યો.

'કીર્તિ.' ત્રીજાએ જવાબ આપ્યો.

સાપે બધાને શાપ આપ્યો અને બધા મરી ગયા. વિક્રમ આ વિચિત્ર ઘટના જોઈ રહ્યા હતા. તેમણે તલવાર છોડી દીધી અને હાથ જોડીને નાગરાજની સામે આવ્યા. વિક્રમે કહ્યું : હે સર્પરાજ, સંસારમાં પાત્ર તો અનેક છે, પરંતુ **શ્રદ્ધાથી પવિત્ર થયેલ શુદ્ધ મન જ પરમ પાત્ર છે.'**

સર્પરાજ પ્રસન્ન થયા. વિક્રમને વરદાન માગવા કહ્યું. વિક્રમે કહ્યું:'આ બધા મરી ગયેલા યાત્રીઓને જીવનનું દાન આપો'

સર્પરાજે બધાને જીવિત કર્યા...વિક્રમ પર સર્પરાજ ખૂબ પ્રસન્ન થયા.



# વીરમતિ

ચારસો વર્ષ પૂર્વેની વાત છે.

ભારત પર ત્યારે અલાઉદ્દીન ખીલજીનું રાજ્ય હતું. તેણે ક્યાંક નીતિથી, ક્યાંક અનિતિથી; ક્યાંક બળથી, તો ક્યાંક બુદ્ધિથી વિજય મેળવ્યા હતા.

દેવગિરિના રાજા રામદેવે અલાઉદ્દીનની શરણાગતિ સ્વીકારી ન હતી. મુસલમાન આક્રમણખોરોને તેણે અનેકવાર ભગાડયા હતા.

રાજા રામદેવ યુદ્ધનિપુણ હતા, સાહસિક હતા, શૂરવીર હતા. રામદેવે એક બાળાને પોતાની પુત્રીની જેમ પાળીપોષી હતી. તેનાં માબાપ ગુજરી ગયાં હતાં. આ બાળાનું નામ હતું વીરમતિ.

વીરમતિ જ્યારે યૌવનવયમાં આવી ત્યારે રાજાએ એની સગાઈ કૃષ્ણરાવ નામના મરાઠા વીર સૈનિક સાથે કરી.

કૃષ્ણરાવની અજોડ વીરતા પર દેવગિરિનાં સ્ત્રી–પુરુષો ઓવારી ગયાં હતાં. વીરતમતિને આવો પતિ મળવાથી ઘણો જ આનંદ થયો.

એક દિવસ અલાઉદ્દીને મોટી સેના સાથે દેવગિરિ પર આક્રમણ કરી દીધું. દેવગિરિના કિલ્લાના દરવાજા ટપોટપ બંધ થઈ ગયા અને હજારો વીર રાજપૂત સૈનિકો શસ્ત્ર–સજ્જ બની

રાજા રામદેવની આજ્ઞાની રાહ જોવા લાગ્યા. રાજા રામદેવ પાસે હજારો પરાક્રમી યોદ્ધાઓ હતા. તેમણે આજ્ઞા કરી :

'મારા પ્યારા વીર સૈનિકો ! આપણી માતૃભૂમિની રક્ષા કરવા, દુષ્ટ યવનોના આક્રમણને મારી હટાવજો. દેવગિરિની સ્વતંત્રતા લૂંટવા આવેલા લૂંટારાઓના દાંત ખાટા કરી દેજો.' સૈનિકોએ ગગનભેદી હર્ષ–ધ્વનિ કર્યો :

' મહારાજા રામદેવની જય ! '

દેવગિરિના દરવાજા ખૂલી ગયા અને હજારો રાજપૂત વીરો યુદ્ધભૂમિ તરફ દોડી ગયા.

અલાઉદ્દીનના સૈનિકો ક્ષણભર તો સ્તબ્ધ થઈ ગયા, રાજપૂત વીરોનો અપાર ઉત્સાહ અને ઉમંગ જોઈને !

ખૂનખાર યુદ્ધ જામ્યું.

તલવારો અને ભાલા ચમકવા લાગ્યા. બે–ચાર કલાકમાં તો સેંકડો સૈનિકોની લાશોથી યુદ્ધમેદાન ભરાઈ ગયું. આકાશમાં માંસલોલુપી ગીધડાં ઊભરાવા લાગ્યાં.

અલાઉદ્દીને પોતાની સેનાનો ભયંકર સંહાર થતો જોયો. એ ગભરાયો...પરંતુ એ બુદ્ધિશાળી હતો. તેના મગજમાં એક યુક્તિ જડી ગઈ. તેણે તુર્ત પોતાની સેનાને યુદ્ધમેદાન છોડી પાછા હઠી જવા આજ્ઞા કરી.

અડધા કલાકમાં તો મુસલમાન સેના યુદ્ધભૂમિ છોડી ચાલી ગઈ.

રાજપૂત સૈનિકો હર્ષથી નાચી ઊઠ્યા. તેમણે માન્યું કે 'અમારો વિજય થયો !' વિજયના ઉન્માદમાં તેઓ નાચવા લાગ્યા, ગીત ગાવા લાગ્યા. અને ખૂબ મદિરા પીવા લાગ્યા.

રાજા રામદેવને સૈનિકોનો આ વર્તાવ જરાય ન ગમ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે 'જરૂર શત્રુએ કોઈ કપટથી જ પીછેહઠ કરી છે. એટલે મારાથી ગાફેલ ન રહેવાય.'

રાજાએ પોતાના સૈનિકોને ભેગા કર્યા; અને કહ્યું:

'હે વીર સૈનિકો, આ સમય રંગરાગનો નથી. આપણે ખૂબ સાવધાન રહેવું જોઈએ. શત્રુ દગો ન દઈ જાય એનું ધ્યાન રાખવું જોઈએ. શત્રુઓ પાછા નથી ગયા, પાછળ હઠી ગયા છે.'

રાજા રામદેવની વાત સાંભળી વીર સેનાપતિ કૃષ્ણરાવે કહ્યું: 'મહારાજા, આપણે શત્રુઓની દાનત જાણવી જોઈએ. આપણે પણ રાજનીતિથી કામ કરવું જોઈએ,'

રાજાએ કૃષ્ણરાવની પીઠ થાબડી અને કહ્યું: 'હે બહાદુર યુવાન! તારી વાત સાચી છે. શત્રુના કપટને જાણવું જોઈએ. કહે, આપણે શું કરવું?'

કૃષ્ણરાવે કહ્યું: 'આપણે પહેલાં તો શત્રુઓની સંખ્યા જાણવી જોઈએ. એમની ભોજનસામગ્રી કેટલી છે, એ જાણવું જોઈએ અને એમની વ્યૂહરચના સમજવી જોઈએ. પછી આપણે શત્રુની ગર્દન કાપીશું.'

'આ કામ કોણ કરશે?' રાજાએ પૂછ્યું.

'હું કરીશ. મહારાજાની આજ્ઞા હોય તો.'

મહારાજાએ સંમતિ આપી. સૈનિકોએ જયજયકાર કર્યો.

આ સમાચાર વીરમતિને મળ્યા કે કૃષ્ણરાવ શત્રુસેનામાં શત્રુનો ભેદ પરખવા જાય છે! એનું હૃદય કંપી ઊઠ્યું. તેણે પોતાની સખીઓને કહ્યું: 'હું એમની પાછળ પાછળ

લપાતી–છૂપાતી જઈશ. પુરુષવેશ પહેરીને જઈશ...મને દાળમાં કંઈક કાળું દેખાય છે.'

સંધ્યાનો સમય વીતી ગયો હતો. કૃષ્ણરાવ વેશ–પરિવર્તન કરી શત્રુની છાવણી તરફ નીકળી પડયો હતો. એની પાછળ–પાછળ બીજી પણ એક પુરુષાકૃતિ ચાલી રહી હતી.

કૃષ્ણરાવ સીધો જ અલાઉદ્દીનની છાવણીમાં પહોંચ્યો. એને કોઇએ રોકયો નહીં...ટોકયો નહીં....તે સેનાપતિના તંબૂ પાસે આવી ઊભો.

પુરુષવેશધારી વીરમતિને આશ્ચર્ય અને કુતૂહલ થયું તેને કૃષ્ણરાવમાં બીજી ગંધ આવી... 'શું કૃષ્ણરાવ કોઇ ચાલબાજી તો નથી કરી રહ્યો ? શું દેશદ્રોહ તો નથી કરી રહ્યો ?'

કૃષ્ણરાવે મોગલસેનાપતિને સમાચાર મોકલ્યા. તૂર્ત જ સેનાપતિ તંબૂની બહાર આવ્યો....કૃષ્ણરાવની સામે જોઇ સ્મિત કર્યું. બંને એક ઝાડ નીચે આવીને ઊભા.

વીરમતિ બાજુમાં જ એક ઝાડ પાછળ છૂપાઇને ઊભી રહી. તેણે પોતાની તલવાર સંભાળી લીધી...અને ધ્યાનપૂર્વક સેનાપતિ અને કૃષ્ણરાવની વાતો સાંભળવા લાગી.

સેનાપતિ બોલ્યો : 'કૃષ્ણરાવ, કહો અમારે કયાંથી હુમલો કરવાનો છે ? કઈ દિશાનો દરવાજો તોડવાનો ?'

વીરમતિ ધ્રુજી ઊઠી. એના રોમરોમમાં આગ લાગી ગઇ. દેશદ્રોહી કૃષ્ણરાવ પર રોષ ભભૂકી ઊઠયો. કૃષ્ણરાવ સેનાપતિને જવાબ આપવા મોં ખોલે એ પહેલાં જ વીરમતિની તાતી તલવાર એના ગળા પર ઝીંકાઈ.

કૃષ્ણરાવ ભૂમિ પર ઢળી પડયો. સેનાપતિ ભાગી ગયો.

વીરમતિ કૃષ્ણરાવ પાસે આવીને બેસી ગઈ. કૃષ્ણરાવે થોથરાતા શબ્દોમાં કહ્યું :

'દેવી, તમે સારું કર્યું...મારા જેવા દેશદ્રોહીને આનાથી પણ વધારે સખ્ત સજા મળવી જોઈતી હતી.'

કૃષ્ણરાવ વધુ ન બોલી શક્યો. તેનું પ્રાણ-પંખેરું ઊડી ગયું.

વીરમતિની આંખમાં આંસુની ધારા વહેવા લાગી. આર્યકન્યા પોતાના જીવનમાં એક જ પતિને સ્વીકારે છે. સ્વપ્નમાં પણ એ પરપુરુષના સંગનો વિચાર કરતી નથી.

વીરમતિએ પતિ તરીકે સ્વીકારેલા કૃષ્ણરાવનો વધ કર્યો.... તે પોતાનો પતિ દેશદ્રોહ કરે...અને એક દેશદ્રોહીની પોતે પત્ની બને, એ જરાય ઇચ્છતી ન હતી. સાથે સાથે એ બીજા કોઇ પુરુષની પતિ તરીકેની કલ્પના પણ કરી શકતી ન હતી.

કૃષ્ણરાવના લોહી તરબોળ શબને વળગી પડી...અને ગદ્‌ગદ્ સ્વરે બોલી :

'હે પ્રાણનાથ, હું પણ આપની પાછળ આવું છું...' એણે પોતાને જ હાથે પોતાની તલવારથી પોતાનું મસ્તક કાપી નાખ્યું...દેહ-સમર્પણ કરી દીધું.

કેવો દેશપ્રેમ !

કેવું અપૂર્વ સતીત્વ !



આંખના પલકારામાં વૃદ્ધ મુનિ
અગનઝાળમાં ખાખ થઈ ગયા...

કાપાલિકની લોહીતરસી તલવાર...
સુદર્શનમુનિની ગરદન પર વીંઝાણી...



# સુવર્ણ સિદ્ધિ

કયારેક કયારેક લોકો સ્વાર્થસિદ્ધિ માટે સ્વા
સાધના કરે છે. આ હોય છે તો પાપ–સાધના, પણ તે
રૂપાળું નામ અપાય છે ધર્મસાધનાનું. આવી કહેવા
ધર્મસાધના માટે માનવ અને પશુનું બલિદાન દેવાય

સુકર્ણ કાપાલિક આવો જ પાપ–સાધક હતો. કેટલ
દિવસથી તે તંત્રસાધના કરી રહ્યો હતો. પરંતુ તે
સાધના માટે માનવબલિ અનિવાર્ય હતો. બત્રીસ લક્ષણા
ભોગ દેવાય તો જ તેની સાધના ફળે. કાપાલિક આ
કોઈ બત્રીશ લક્ષણા માણસની શોધમાં હતો.

એક દિવસ......

મહામુનિ સુદર્શન પોતાના શિષ્યવૃંદ સાથે કાપાલિક
આશ્રમ પાસે વિશ્રામ લઈ રહ્યા હતા. મહામુનિને દૂર
જોઈ કાપાલિકની આંખો નાચી ઊઠી.

'ઉત્તમ પુરુષ છે આ. તેનો બલિ દેવાથી મારી સાધના જરૂર સફળ થશે.'

પાપ–સાધકો સાધનશુદ્ધિની ભાંજગડમાં પડતાં નથી. કાપાલિકે મહાસુનિને પકડી લીધા અને તેમને દેવીના મંદિરે લઈ ગયો.

મહાસુનિ સુદર્શન પરિસ્થિતિ પામી ગયા. તે ધર્મ-સાધક હતા. તેમણે કશોય વિરોધ ન કર્યો. શાંતિથી સ્થિર ચિત્તે તે આત્મધ્યાનમાં લીન બની ઊભા રહી ગયા.

સુકર્ણ કાપાલિકે વખત ગૂમાવ્યા વિના તંત્રસાધના શરૂ કરી. મંત્રોચ્ચાર કર્યા અને પાપસાધકનો ઉત્તર સાધક ચંડ હાથમાં નાગી તલવાર લઈને મહાસુનિનો શિરચ્છેદ કરવા આગળ વધ્યો. પણ આશ્ચર્ય!

તલવાર મહાસુનિની ગરદન પર વીંઝાવાના બદલે ભોંય પર પડી ગઈ!
ઉત્તર સાધક ચંડ ગબડી પડયો!!

સુકર્ણ કાપાલિકા પણ એકદમ બેશુદ્ધ બની ગયો.!!!

ધૂપ–દીપ બધું ગબડી પડયું. અન્ય કાપાલિકો પણ મૂર્ચ્છિત બની ઢળી પડયાં.

અને મહાસુનિ કાયોત્સર્ગધ્યાન પૂર્ણ કરી મંદિરની બહાર નીકળી ગયા. તેમને જીવતાં આવેલા જોઈને શિષ્ય વૃંદના ચિંતાતુર ચહેરા આનંદથી ફરી ખીલી ઊઠયાં.

થોડા સમય બાદ...

કાપાલિક કંઈક ભાનમાં આવ્યો. તેણે બીજા કાપાલિકોને મૂર્છામાંથી જગાડયા. હાથમાં આવેલો કોળિયો છીનવાઇ ગયો તેથી કાપાલિક ક્રોધથી ધૂંઆફૂંઆ થઇ ગયો. તેણે મહામુનિને મારી નાંખવાનો હિંસક સંકલ્પ કર્યો.

આ માટે તેણે હિંસક યજ્ઞ શરૂ કર્યો. આ યજ્ઞમાં સાત સાત માનવોનો ભોગ આપ્યો. યજ્ઞકુંડમાંથી 'મહાજવાળા' પ્રકટ થઇ.

'મને કેમ યાદ કર્યો, કાપાલિક ?'

'મારી તને આજ્ઞા છે, જા, દોડ અને મુનિ સુદર્શન અને તેના શિષ્યોને જીવતા સળગાવી દે.'

'જેવી આજ્ઞા.'

ત્યારે મહામુનિ વૃંદ સાથે વિહાર કરી રહ્યા હતા. મહાજ્વાલા ત્યાં પહોંચી ગઈ અને સૌથી આગળ ચાલતા એક વૃદ્ધ મુનિની આગળ પ્રકટ થઈ.

આંખના પલકારામાં વૃદ્ધ મુનિ અગનજ્વાળામાં ખાખ થઈ ગયા ! ! !

'સાવધાન મુનિઓ ! જ્યાં છો ત્યાં જ ઊભા રહી કાયોત્સર્ગમાં ધ્યાનમાં લીન બની જાવ.'

મહામુનિએ અગમના એંધાણ પારખીને શિષ્યોને આજ્ઞા કરી.

સૌ તરત જ ઊભા રહી ગયા. નજર નાસિકના અગ્ર

ભાગ પર. હાથ ઢીંચણ સાથે બાજુમાં ચપોચપ. ધીમો શ્વાસ. નિષ્કંપ, અડોલ બધા ઊભા રહ્યા. દેહભાન ભૂલી આત્મભાવમાં ડૂબી ગયા સૌ !

આશ્ચર્ય !

વૃદ્ધ મુનિને ખાખ કરી નાખનાર મહાજ્વાલા લપકારતી રહી. પણ એકેય મુનિને તે બાળી શકી નહિ. અરે ! દઝાડી પણ ન શકી. તેમની પાસે જતાં જ સૂકા પાનની જેમ તે થરથર ધ્રૂજી રહી. છેવટે હતાશ થઇ, હારીને તે કાપાલિક પ પહોંચી.

'બાળી મૂકયા એ મુનિઓને ?' કાપાલિકે ગગનભેદી અવાજે રાડ પાડીને પૂછયું.

'ના. તેમના કાયોત્સર્ગ ધ્યાનની સામે મારી કે । શકિત કામ ન આવી. તે સૌની આસપાસ એક તેજસ્વી અભેદ્ય કવચ હતું. એ કવચ હું ભેદી ન શકી.'

સુકર્ણ કાપાલિકે માથું કૂટયું. તે હવે સાવ હતાશ થઈ ગયો. વરની આગમાં તે જીવતો રહ્યો, પણ મહામુનિને રજમાત્ર પણ પરેશાન ન કરી શકયો.

ઉપસર્ગ દૂર થતાં જ મહામુનિએ શિષ્યવૃંદ સાથે આગળ વિહાર કર્યો.

## સમાપ્ત



